TO

HIS EXCELLENCY

THE

HONORABLE SIR BARTLE FRERE, K. C. B.

GOVERNOR OF THE PRESIDENCY OF BOMBAY,

&c &c &c.

THIS VOLUME

IS RESPECTFULLY INSCRIBED

BY

HIS MOST OBEDIENT AND HUMBLE SERVANT

THE TRANSLATOR

જનાબેઆલી નામદાર

# સર બાર્ટલ ફ્રેઅર, બાહાદુર સાહેબ

## કે. સી. બી.,

મુંબઈ ઈલાકાના ગવર્નર,

એઓને

આ પુસ્તક,

એમના આજ્ઞાંકિત અને નમ્ર સેવક,

ભાષાન્તરકર્તા એણે,

અર્પણ કર્યું છે.

# પ્રસ્તાવના.

આશરે છ વર્ષઉપર નામદાર મોઉન્ટસ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન, જે આ ઇલાકાનો એક નામીઓ ગવર્નર થઈ ગયો, તેણે આ દેશવિષેનો જે અંગ્રેજી ઇતિહાસ કર્યો છે તેનો મરાઠી તરજુમા કરવાનુ કામ મેં હાથમાં લીધું, તે ઈશ્વરની કૃપાથી પૂરું થઈ તે આખુ પુસ્તક ત્રણ જીલ્દોમા છપાઈ ગયુ, અને તેનો ઉપોદ્ઘાત રૂપી જે ભાગ તે આ વરસમા સમાપ્ત થયો. પછી, કેટલાએક મિત્રોની ભલામણઉપરથી તે ગ્રંથનું મરાઠીઉપરથી ગુજરાતી ભાષાન્તર કરવાનુ મેં માથે લીધુ. હવે, ગુજરાતી, એ મારી જન્મભાષા નથી, અને આ મારો પેહેલોજ ગુજરાતી ગ્રંથ છે. તેથી એમા ભાષાની ઘણી ચુકો રહી હશે, પરંતુ અર્થની હશે એવુ મને લાગતુ નથી. હા, સાધારણ ચાલ પ્રમાણે, પેહેલે ગ્રંથ છપાવીને પછી જે ચુકોની માફ માગવી, તેકરતા વાચનારી આલમને એવી વિનતી કરૂ છુ કે, જો ખરેખર ખામીઓ એમા હશે તે જો તે મેહેરબાની કરીને મને જણાવશે, તો તે બીજી આવૃત્તીમા દુરસ્ત કરીને આભાર માનીશ. બીજુ, આ તરજુમો લખતીવખતે મેં મેતાજી ડાહ્યાભાઈ ઘેલાભાઈ રેહેનાર નડીઆદના ને રાખ્યા હતા, અને ગુજરાતી ભાષાની કેટલીક રૂઢીઓ તથા બીજી એઓમા તેમની મદદ લીધી છે.

તા૦ ૧૬ ડિસેમ્બર સન ૧૮૬૭.

# હિન્દુસ્થાનનો ઈતિહાસ.

# ઉપોદ્ઘાત.

હિન્દુ લોકોનું વર્ણન.

## ખણ્ડ પેહેલો.

મનુસ્મૃતિ આ ગ્રંથ જ્યારે થયો તે વખતની
હિંદુ લોકોની સ્થિતિ.



## પ્રકરણ પેહેલું.

લોકોના વિભાગ તથા ધંધા.



## પ્રકરણ બીજું.

રાજધર્મ.



## પ્રકરણ ત્રીજું.

ન્યાય.



(૧) ફોજદારી ખાતું.

## (૨) દિવાની ખાતુ.



## પ્રકરણ ચોથું.

### ધર્મ



## પ્રકરણ પાંચમું.

### લોકોની રીતભાત તથા તેઓની સ્થિતિ



## ખણ્ડ બિજો.

### મનુસ્મૃતિ પછી થએના ફેરફારો તથા અર્વાચીન કાળના હિંદુ લોકોની સ્થિતિ

## પ્રકરણ પેહેલું.

### જાતિઓમા ફેરફાર

## પ્રકરણ બીજું.

### રાજ્યરીતમાં ફેરફારો.



## પ્રકરણ ત્રીજું.

### કાયદામાં ફેરફારો.



## પ્રકરણ ચોથું.

# પ્રકરણ પાચમું.

## તત્ત્વવિદ્યાની હાલની સ્થિતિ

# ખણ્ડ ત્રીજો.

## હિંદુલોકોની અર્વાચીનકાળની સ્થિતીનું સાંધણ.

## પ્રકરણ પેહેલું.

### જ્યોતિષ અને ગણિત વિદ્યા.



## પ્રકરણ બીજું.



## પ્રકરણ ત્રીજું

### કાલગણનવિદ્યા.



## પ્રકરણ ચોથું.



## પ્રકરણ પાંચમું.

### ભાષા.

# પ્રકરણ અગીઆરમું.

## રીતભાત તથા સ્વભાવ.



## પુરવણી.

# હિંદુસ્થાનનો ઈતિહાસ.

## હિંદુ લોકોનું વર્ણન.

### ખણ્ડ પેહેલો.

#### મનુસ્મૃતિ આ ગ્રંથ જ્યારે થયો તે વખતની હિંદુ લોકોની સ્થિતિ.

આ પ્રકરણ વિષે સાધારણ વિચાર

અતીશે જંગલી લોકોમા પણ પોતાના પૂર્વજોના પરાક્રમોની કંઈ પણ હકીકત નથી એવું થોડેજ ઠેકાણે હોયછે, એવુ છતા, હિંદુઓ પ્રાચીન કાળમા એટલા સુધરેલા હતા તોપણ તેઓમા ઇતિહાસના રુપની પાસે પાસે આવે એવો પણ ગ્રંથ થયો નહીં, એ વાત જોઇને સેહેજ આશ્ચર્ય ઉત્પન્ન થાયછે.[1]

તેઓના ચરિત્રની કથાના કકડા કકડા કોઈ કોઈ ઠેકાણે બાકી રહ્યા છે, પણ તેઓમા એટલી પોકળ ગપ ભેળાઈ ગઈ છે, અને

(૧) કાશ્મીર દેશની એક સંસ્કૃત બખર છે, પણ તેથી, ઉપર જે લખ્યું છે તે ખોટું થતું નથી, કારણ કે તેમાં આગળના ઇતિહાસરુપી ગ્રંથો વિષે લેખ છે, તોપણ તે બખરનો આરંભ તે દેશ મુસલમાન લોકોએ લીધા પછી સો કરતાં અધિક વરસનો છે હવે જો કદાચિત આ ઇતિહાસ પ્રાચીન હોય તોપણ તે ઘણો ધ્યાનમાં લાવવા જેવો નથી, કારણ કે હિંદુસ્તાનની તમામ સરહદ ઉપરના એક નાહના ખુણામાંહેના દેશની આ હકીકત છે, અને (આ ઇતિહાસમાં લખ્યું છે તે ઉપરથીજ એવું દીસે છે કે) ત્યાંહાંના લોકોને પરદેશીઓની રીતભાતની પણ ઘણા કાળ સુધી અસર થવા લાગી હતી, અને તેઓનો નમૂનો બીજા હિંદુઓએ ક્યારે પણ લીધો નથી (આ ઇતિહાસનું "રાજ તરંગિણી" એવું નામ છે બા૦ક૦)

કલ્પિત તથા બેશુમાર એવું વર્ષોનું માન લીધાથી તે ઇતિહાસ એવો ગુંથાઈ ગએલો છે કે તેમાંથી ભરોસો રાખવા જેવું, એક સરખો આગળ પાછળનો સંબંધ જેમાં મળેલો છે એવું વર્તમાન કાઢવાની કંઈ આશા રહી નથી. ગ્રીસ દેશનો સિકન્દર પાદશાહ જ્યારે હિંદુસ્થાનમાં સવારી કરીને આવ્યો, તે વખતના આગળની એકપણ પ્રસિદ્ધ બીનાની તારીખ મુકરર કેહેવાતી નથી; આ હિંદુસ્થાન દેશ મુસલમાન લોકોએ લીધા પછી અહીંયાંના લોકોની હકીકતનું બરાબર વર્તમાન કહી શકાય છે, પણ તેની આગળનું કેહેવાતું નથી.

આ પ્રમાણે જો કે પ્રાચીન કાળના હિંદુઓના ઇતિહાસનો મોહોટો ટોટો છે, તોપણ તેઓના કાયદા, રીતભાત, અને ધર્મ, એ વિષે પુષ્કળ હકીકત મળી આવે છે. હવે જો હિંદુ લોકોનાં આગળનાં પરાક્રમોની હકીકત હોત, તો તેઉપરથી ઉપર લખેલી ત્રણ બાબદોની માહિતગારી થવી એજ તે ઇતિહાસનો મુખ્ય ઉપયોગ થાત; માટે પ્રાચીન કાળમાં એ લોકોની હાલત કેવી હતી, એનો નિશ્ચય જો આપણાથી થશે, અને ત્યાર પછી આ લોકોમાં કેવાં કેવા ફેરફારો થયા છે, તે જો આપણાથી ધ્યાનમાં લાવી શકાય તો બસ છે; કારણ એટલું થશે તો આ લોકોના ઇતિહાસનો જે મૂળ જરૂરીયાતનો ભાગ, તેમાંથી ઘણું કરીને બધું આપણા હાથમાંથી જશે નહીં.

હિંદુ લોકોમાં વેદ નામે સુક્તાના તથા શ્લોકબંધ કથાનો એક સંગ્રહ છે, અને તે ઉપરથી એઆના ધર્મનું કંઈ ધોરણ નિકળે છે, અને શાસ્ત્રોમાં તથા તત્ત્વવિચારમાં (એટલે ફિલસુફીમાં) એઓ કેટલા કાબેલ હતા તેપણ જરાક સમજમાં આવેછે. ખ્રિસ્તી શકના આરંભની અગાઉ ચૌદમાં સૈકામાં વેદોની મેળવણી થઇને ઉપર લખેલાં સુક્તો તથા બીજી કવિતાઓ એકઠી કીધાગાં આવી, અને ત્યારથી તે સંગ્રહને હાલનું સ્વરુપ મળ્યુંછે; પણ હિંદુ લોકોની સ્થિતીનુ પૂરૂં વર્ણન મનુસ્મૃતિ નામનો જે તેઓના ધર્મશાસ્ત્રનો એક ગ્રંથ છે તેમાં મળી આવેછે. તે ગ્રંથ ખ્રિસ્તી શકની અગાઉ નવમાં સૈકામાં થયો હશે એમ ધારવામાં આવેછે. માટે હિંદુસ્થાનના બધા ઇતિહાસનો આરંભ મનુસ્મૃતિથી છે, એવું સમજવું જોઈએ.

મનુસ્મૃતિનો બનાવનાર મનુ નામનો કોઈ શખસ હતો, એવી કલ્પના જો કરી તો તે કલ્પેલા મનુનો કાળ લોકોને બરાબર માલમ થવામાટે, આપણે એવી નજર પોંહોંચાડવી જોઈએ કે ધર્મશાસ્ત્રના બધા નિયમો એકજ કાળમાં બાંધવામાં આવતા નથી. કારણ તેઓમાં કેટલા એક ઘણા પ્રાચીન તથા ઘણા જંગલી એવા પણ કાયદા હોયછે, અને તે કાયદા બીજા અતિશય સુધારાના વખતમાં લાગ લાગ ફેરફાર કરીને ઠરાવેલા કાયદા સાથે ભળેલા હોયછે. એનું દૃષ્ટાન્ત, બ્લાકસ્ટોન નામના એક અંગ્રેજ શાસ્ત્રિએ જે ગ્રંથ કીધો છે, તેમા પુષ્કળ કાયદા એવાછે, કે તેઓના ઉપરથી તે વખતના લોકોની સ્થિતિ ઘણી સુધરેલી હતી એવું જણાય છે; પણ જાદુવિષે તથા લડાઈની સરતો વિષે જે કાયદા છે, તે ઉપરથી એવુ નહીં સમજવુ જોઈએ કે, જ્યારે આ ગ્રંથ લખ્યો તે વખત સુધી એવું જંગલીપણુ લોકોમા ચાલતુ હતું.

જો બધી મનુસ્મૃતિ એકજ વખતે લખેલી હોય, તોપણ તે ઉપરથી તે વખતના લોકોની વાસ્તવિક હાલત સમજવામા નહીં આવે, કારણ તે ગ્રંથમા કેટલીએક આજ્ઞા કીધેલી છે કે, લોકોએ ફલાણી રીતે આચરણ કરવુ—તે આજ્ઞાઓ, શાસ્ત્ર કરનારના મનમા લોકોને જે સારી હાલતમા લાવવાનૂ હતુ, તે બાબત ધ્યાનમા લઈને, આપેલી છે. તેમજ જે વસ્તુ નહી કરવી એવા નકારના વાક્યો લખ્યા છે, તે પણ ગ્રંથ કરનારના મનમા જે અતિ મોહોરા દોષો થઈ આવવા લાયક એવા આવી શક્યા, તેઓના ઉપર નજર રાખીને તે કાયદા કીધા છે. માટે મનુની વખતમા લોકોની બુદ્ધિનું વધણ કેવુ હતુ, તે મનુસ્મૃતિના સાધારણ વલણ ઉપરથી સમજવુ જોઈએ, અને તેમા પણ આપણો વિચાર બનાર માધારણજ રાખવો જોઈએ, તોજ આપણને લોકોની હાલતનો અજમાસ કરતા આવડશે. આ સ્મૃતીનુ વર્ણન જેમ બીજા ગ્રંથકારો હમેશા કરેછે તેજ શબ્દો વાપરીને મેં કર્યુ છે. હવે આ ગ્રંથ ધર્મશાસ્ત્રની બાબદમા ખરેખર પ્રમાણ છે એવુ આગળથી લોકો માનતા હતા, તોપણ કોઈ એક રાજાની સલાહથી તેના રાજ્યનો કારભાર ચલાવવા માટે આ ગ્રંથની રચના થઈ હશે એવુ મારાથી કેહેવાતુ નથી. હિંદુઓની રીત પ્રમાણે પૂરુ પ્રજાસત્તાક રાજ્ય કેવુ હોવુ જોઈએ, તેવિષે પોતાનો

અભિપ્રાય સમજાવવા માટે કોઈ વિદ્વાન્ પુરુષે આ ગ્રંથ કીધો હશે એવું લાગેછે. જો એવી કલ્પના કરીએ, તો જેમ કોઈ એક કાયદાના પુસ્તક ઉપરથી લોકોની સ્થિતિ નજરે આવે છે; તેમ મનુસ્મૃતિ ઉપરથી પણ આવશે; કારણ તે ગ્રંથ જ્યારે થયો ત્યારે લોકોમાં જે ધારા ચાલતા હતા તે એમાં છે, અને તે-સિવાય તે ગ્રંથ કરનારના અભિપ્રાય પ્રમાણે લોકોની હાલત કેવી સારી થવી જોઈએ, તે વિચારીને તેવા ધારા ચાલુ કરવામાટે તે વખતના લોકોના જે વિચારો હતા, તે ઉપરથી કંઈ ફેરફારો કરીને કાયદા બાંધ્યા હશે. એપ્રમાણે આ ગ્રંથવિષે આગળનો વિચાર કર્યો. હવે મનુસ્મૃતીમાં જે વર્તમાન લખ્યુંછે, તે ટુંકામાં કહું છું, અને પછી હાલના વખતમાં જે હાલતમાં હિંદુઓ છે તેનું વર્ણન કરું છું. આ બેઉ વર્ણનો સરખાવી જોવાથી વચલા કાળમાં લોકોની સ્થિતિમાં જે ફેરફારો થયા તે સમજવામાં આ-વશે; અને યુનાનિ લોકોએ જે હકીકતો લખી મુકી છે, તેઓ ઉપરથી આ લોકોની હાલતમાં જ્યારે ફેરફાર થતો હતો તે કાળમાં ફલાણી વખતે એઓની હાલત કેવી હતી તે દેખાઈ આવશે.

---

# પ્રકરણ પેહેલું.

## લોકોના વિભાગ તથા ધંધા.

મનુસ્મૃતિમાં જે લોકોનું વર્ણન છે તેમા ચાર વર્ણો કહેલી છે, આ તે લોકોની પેહેલી વાત ધ્યાનમાં આવે છે. તે વર્ણો એટલે જાતિઓ ચાર છે. તે આ પ્રમાણે—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. તેઓમાં બ્રાહ્મણોની અતિશય મોહોટી પદવી અને પવિત્રતા, તથા શૂદ્રોને જાણીજોઈને આપેલું નીચપણ આ બેઉ જોઇને અચરત લાગેછે.

હવે જો કે આ ચાર વર્ણોમાંથી પેહેલી ત્રણેની બરાબરી નહીં, તો પણ તેઓ એકજ હરગાહે છે; કારણ કે આ આપણી સ્મૃતિમાં

કેટલીએક નિત્યાનિત્ય[1] ક્રિયાઓ છે, તેઓને ઘણુંજ મોહોટપણું આપેલુ છે; તે ક્રિયાઓ કરવાને ઉપર લખેલી પેહેલી ત્રણ વર્ણના લોકો યોગ્ય છે. ચોથી વર્ણના લોકો, તથા અતિશૂદ્રો, એ ઉંચી વર્ણના લોકોના કામમાં જ્યાંહાં આવવા જેવા છે, ત્યાંહાંજ માત્ર તેઓનું વર્ણન કરેલું છે; તેશિવાય તે ગ્રંથમા તેઓને વિષે વિચાર કરેલો નથી.

બધા ઉત્પન્ન થએલા પદાર્થોમાં બ્રાહ્મણ મુખ્ય છે. જગત્ તથા તેમા જે બધી ચીજ છે, બ્રાહ્મણ. તે તેની છે, અને તેની કૃપાથી બીજા માણસો જીવે છે.[2] બ્રાહ્મણ પોતાના શાપથી ફોજ, હાથી, ઘોડા, એમુદાં રાજાનો નાશ કરી શકશે;[3] બીજા લોક તથા લોક પાલ[4], અને દેવ તથા મનુષ્ય ઉત્પન્ન કરી શકશે[5]; રાજાકરતાં બ્રાહ્મણને વિશેષ માન આપવું.[6] બ્રાહ્મણના જીવને તથા શરીરને જે લોકો દુઃખ દેશે તેઓને આ જગતમાં અતિશય કઠણ શિક્ષા કરવી એવું કહ્યુ છે,[7] અને આવતા જગતમાં ઘણી શિક્ષા થશે એવી બિહીક દેખાડેલી છે.[8] બ્રાહ્મણ અતિ ઘોર પાપ કરે તો પણ તેને દેહાન્ત શાસન નથી.[9] બીજી વર્ણના લોકોનો અપરાધ બ્રાહ્મણ કરે, તો તે વિષે ઘણી રેહેમ નજર રાખીને ચાલવું એવુ લખ્યુ છે.[10] એવું છતા કોઈ બીજો માણસ જો બ્રાહ્મણનો અપરાધ કરે, તો તેને તેથી દશગણી સખ્તિથી સજા કરવી.[11]

---

(૧) નિત્ય નિત્ય એટલે નિત્ય અને અનિત્ય નિત્ય એટલે જે કામ રોજ કરવામાં આવે છે તે, અને અનિત્ય એટલે જે કોઈક દાહાડે થાય છે તે ભા૦ ક૦

(૨) અધ્યાય ૧, શ્લો૦ ૯૬, ૧૦૦, ૧૦૧

(૩) અ૦ ૯ શ્લો૦ ૩૧૩

(૪) પુરાણોમાં જે જુદા જુદા લોકોનું વર્ણન કર્યું છે તે લોકોના પાળનારા દેવતાઓ ભા૦ ક૦

(૫) અ૦ ૯, શ્લો૦ ૩૧૫

(૬) અ૦ ૨ શ્લો૦ ૧૩૯.

(૭) અ૦ ૯ શ્લો૦ ૩૩૨, તથા અ૦ ૮ શ્લો૦ ૨૮૧—૨૮૩

(૮) અ૦ ૧૧ શ્લો૦ ૨૦૫—૨૦૮, તથા અ૦ ૪ શ્લો૦ ૧૫૫—૧૫૯.

(૯) અ૦ ૮ શ્લો૦ ૩૮૦

(૧૦) અ૦ ૮ શ્લો૦ ૨૭૬, ૩૭૮ તથા ૩૭૯

(૧૧) અ૦ ૮ શ્લો૦ ૨૭૨, ૨૮૩, ૩૨૫, ૩૭૭. તથા અ૦ ૧૧ શ્લો૦ ૨૦૫ તથા ૨૦૬.

હવે સાધારણ નજરથી જોતાં એવું માલમ પડે છે, કે બ્રાહ્મણો પોતાનું ધર્મસંબંધી અભિમાન પૂરું કરીને તૃપ્ત થયા હતા, અને આ જગતની સંપત્તિ અથવા સત્તા એઓનો લોભ કરવાનો તેઓનો ઇરાદો ન હતો; કારણ તેઓનો વખત ગુજારવાનો જે રસ્તો કહેલો છે, તેમાં શ્રમ લઇને અભ્યાસ કરવો, અને તેમજ વિરકત તથા એકાન્ત રેહેવું એવું છે.

હરેક બ્રાહ્મણે પોતાના આયુષ્યનો પેહેલો ચતુર્થાંશ અભ્યાસમાં કાહાડવો,[12] અને તે મુદતમાં પોતાની ઉમર ઉપવાસ અને એવા બીજા દેહદંડમાં તથા ગુરૂની સેવામાં કાઢવી. તેણે વેદાભ્યાસની તરફ એકસરખું ધ્યાન લગાડવું, અને બીજી સંસારની વાતોના અભ્યાસમાં બીલકુલ વખત ગમાવવો નહીં. તેણે પોતાના ગુરૂની આજ્ઞા એકદિલીથી પાળવી; તેમજ તેના કુટુંબીઓની સાથે ઘણી નમનતાઇથી તથા પ્રીતીથી ચાલવું. તેણે પોતાના ગુરૂને માટે ઘણા પ્રકારનાં ચાકરલાયકના કામો કરવા; હોમને કાજે લાકડાં તથા બીજો સામાન, અને તેમજ પોતાના નિત્ય કર્મને વાસ્તે પાણી એટલી ચીજો લાવવી.[13]

બ્રાહ્મણે પોતાની ઉમરના બીજા ચતુર્થાંશમાં પોતાની સ્ત્રી અને કુટુંબ એમની સાથે રેહેવું, અને પોતાના ધર્મનાં કામો કરવાં; તે કામો ૬ છે, એવું ટુકામા કહ્યું છે. તે આ પ્રમાણે[14]— ૧ યજન, ૨ યાજન, ૩ અધ્યયન, ૪ અધ્યાપન, ૫ દાન, ૬ પ્રતિગ્રહ.

આ બધાં કામોમાં અધ્યાપન એટલે બીજાને શિખવવું આ કામ અતિશે મોહોટું છે એવું કહ્યું છે.[15] બીજા ધર્મોમાં જે ગોર હોય છે તે દેવાલયમાં પૂજા કરવાને રેહે છે, તેથી તેઓની જાતને માન મળે છે; તેવું આ ધર્મમાં નથી; આ વાત ચમત્કારિક છે. જો કોઈ બ્રાહ્મણ દેવપૂજાનો તથા બીજાઓને પેર હોમ કરવાનોજ ધંધો કરે તો તે નિચપણું પામશે એવું તે ગ્રંથમાં વર્ણન

(૧૨) અધ્યાય ૨ શ્લોક ૧૬૫–૨૧૦

(૧૩) હાલમાં જેઓ ખરા અભ્યાસ કરનારા બ્રહ્મચારીઓ છે, તેઓનાને આ કાયદા પાળતા હશે તો હશે.

(૧૪) ૧ હોમ કરવો; ૨ બીજાને હાથે હોમ કરાવવો; ૩ પોતે અભ્યાસ કરવો; ૪ બીજાને શિખવવું; ૫ બીજાને આપવું; ૬ બીજા પાસેથી લેવું.–એ છ કામો છે. ભા૦ ૬૦.

(૧૫) અધ્યાય, ૧૦ શ્લોક ૭૫–૭૬ તથા ૮૧.

છે.[૧૬] નીચ જાતના, તથા દુષ્ટ, તથા અયોગ્ય, એવા લોકો-પાસેથી દાન લેવું નહીં, એવું ઘણીજ સખ્તીથી કહ્યું છે;[૧૭] અને જો દાન કરનાર યોગ્ય હોય, તો પણ તેની પાસેથી ઘણું લેવું નહીં અને કારણ વગર દાન લેવાની ટેવ રાખવી નહી.[૧૮] જો ગેજના ગુજરાનનો રસ્તો બંધ થયો હોય, તો પ્રાણ બચાવવાને અર્થે ખેતરોમાંથી દાણા વીણવા, અથવા ભિક્ષા માગવી, અથવા ખેતી કરવી, અથવા બીજો ઉપાય નહીં હોય, તો વેપાર કરવો; પરંતુ કેવો પણ પ્રસંગ આવે, તો બ્રાહ્મણે ચાકરી કરવી નહીં. બ્રાહ્મણે વગર કારણે મનરંજન કરવાને વાસ્તે વાતો કરવા બેસવું નહી, ગાવું અને વજાડવું, નાચવું તથા જુગો રમવો, આ કામો વર્જવાં, અને તેમજ ગંભીરપણું તથા મનની સ્થિરતા, આ બે ગુણોને જે કામો બગાડશે તે કરવાં નહીં.[૧૯] બધા વિષયસુખ ઉપરની પ્રીતિ મુકી દેવી, અને દોલત વેદના અભ્યાસને આડી આવે છે માટે તેથી છેટે રેહેવું.[૨૦] તેમજ આ જગતસંબંધી જે માનપ્રતિષ્ઠા તે ઝેર જેવી સમજીને છાંડી દેવી.[૨૧] એક તરફ તો એટલું લખ્યું છે, પરંતુ બીજી તરફ એવું લખ્યું છે કે બ્રાહ્મણે અપવાસ કરવા નહીં અને બીજા વગર કારણે દેહને દંડ કરવા નહીં.[૨૨] બ્રાહ્મણે મર્યાદાથી રેહેવું,[૨૩] અને પોતાની ઉમર ધર્મશાસ્ત્રમધ્યે કહેલા અભ્યાસમાં, તથા ગેજના અને કારણ પ્રમાણે આવવાનાં

(૧૬) અ૦ ૩ શ્લો૦ ૧૮૦, તથા અ૦ ૫ શ્લો૦ ૨૦૫ હાલપણ આ વિષે લોકોનું વર્તણપૂરું એવુંજ છે

(૧૭) અ૦ ૪ શ્લો૦ ૮૪; અ૦ ૧૦ શ્લો૦ ૧૦૯–૧૧૧, તથા અ૦ ૧૧ શ્લો૦ ૧૯૪–૧૯૭

(૧૮) અ૦ ૪ શ્લો૦ ૧૮૬

(૧૯) અ૦ ૪ શ્લો૦ ૬૩ તથા ૬૪

(૨૦) અ૦ ૪ શ્લો૦ ૧૬ તથા ૧૭

(૨૧) અ૦ ૨ શ્લો૦ ૧૬૨

(૨૨) અ૦ ૪ શ્લો૦ ૩૪.

(૨૩) મર્યાદા એટલે સત્ય પાળવું એ શિવાય બીજી મર્યાદા મુદ્દલ નથી આપણા કેટલાએક દેશીઓ રીંગણાનું શાક ખાવું નહીં, તથા એવાં કામો કે જેમાં ધર્મનું કંઈ નામજ નથી તેમાં બરી મર્યાદા લાવી મુકે છે, અને વ્યભિચાર કરવો, જુઠું બોલવું એવાં મોહોટાં પાતકી કરવામાં મર્યાદા તુટી જાય છે એવું સમજતા નથી. આ વાત મોહોટી અફસોસની છે. એ લોકો જે મર્યાદા રાખે છે, તેનો આધાર શો છે ને મારામ પડતો નથી, વાસ્તે આ બાબે તેઓએ વિચાર કરવો, અને બાની તોફાનો ઉતારવાં નહીં, એવી અમે બતામણુ કરીએ છીએ ભાષાન્તર કર્તા

તેણે બ્રાહ્મણો પાસેથી શિખવી.[૩૦] ઇનસાફ કરવાનો જેટલો અખત્યાર રાજાનાજ પોતાના હાથમાં હોય, તે બાદ કરીને બાકી બધો અધિકાર બ્રાહ્મણોના હાથમાં રાખ્યો છે.[૩૧] ક્ષત્રિય તથા વૈશ્ય, આ બેઉ વર્ણોના લોકોને વેદ ભણવાનો અધિકાર નથી એવું નહીં;[૩૨] પણ તેનો જે અર્થ સમજવો તે બ્રાહ્મણનેજ મોહોડેથી સમજવો જોઈએ.

તેમજ ધર્મશાસ્ત્રનો અર્થ બ્રાહ્મણોએજ કેહેવો, એવો ઉઘાડો કાયદો બાંધી આપ્યોછે, અને આ જાતના લોકોના હાથમાં કાયદા કરવાનો કેટલો મોહોટો અધિકાર હતો તે મનુસ્મૃતિ જોયાથી માલમ પડેછે.[૩૩]

જેમ બ્રાહ્મણોના અધિકારને ધર્મશાસ્ત્રનો ટેકો છે, તેમજ તેમની માલમતાનો બચાવ થવાને માટે પણ નિયમો કીધેલા છે. બધા સદ્‌ગુણી પુરૂષોએ બ્રાહ્મણોને હાથ મોકળો મુકીને ધર્મ કરવો એવું તેઓને જરૂર કહેલું છે;[૩૪] અને બધાઓકરતાં વિશેષે કરીને રાજાએ એવો ધર્મ કરવો એ તેનો મુખ્ય ધર્મ છે એવું કહેલું છે.[૩૫] યજ્ઞ અને એવાં બીજાં કર્મો તથા ધર્મસંબંધી બધા સંસ્કારો એઓમાં બ્રાહ્મણોને જમાડવા, તથા તેઓને દક્ષણા આપવી.[૩૬] અને જે દક્ષણા આપવી, તેપણ હમેશાં ખુલ્લે હાથે આપવી જોઈએ એવું કહ્યું છે. કારણ બ્રાહ્મણોને થોડી દક્ષણા આપીને જો કોઈ યજ્ઞ કરે, તો તેણેકરીને યજ્ઞ કરનારની જ્ઞાન પેદાકરનારની તથા કર્મ કરનારી ઈંદ્રિયો, તથા આવતા લોકનું સુખ, તથા તેની આબરૂ, છોકરાં, પશુ, અને તેનો જીવ પણ, આ બધું નાશ પામેછે.[૩૭] મોહોટા દંડો આપ્યાથી ઘણાં પ્રાયશ્ચિત્તો થાય છે; પણ તે બધા દંડોનું દ્રવ્ય બ્રાહ્મણોને મળે છે.[૩૮] જો જમીનમાં દાટેલું દ્રવ્ય બ્રાહ્મણને મળે, તો તે બધું

(૩૦) અ૦ ૭ શ્લો૦ ૪૩.
(૩૧) અ૦ ૮ શ્લો૦ ૧,૯,૧૦,૧૨,૬૦.
(૩૨) અ૦ ૧૦ શ્લો૦ ૧.
(૩૩) અ૦ ૧૨ શ્લો૦ ૧૦૮—૧૧૩.
(૩૪) અ૦ ૧૧ શ્લો૦ ૧—૬; તથા અ૦ ૪ શ્લો૦ ૨૨૬—૨૩૫.
(૩૫) અ૦ ૭ શ્લો૦ ૮૨—૮૬.
(૩૬) અ૦ ૩ શ્લો૦ ૧૨૩—૧૪૬ અને તેમાંથી ઘણું કરીને ૧૨૮ તથા ૧૪૩.
(૩૭) અ૦ ૧૧ શ્લો૦ ૩૯, ૪૦.
(૩૮) અ૦ ૧૧ શ્લો૦ ૧૧૭, તથા ૧૨૮—૧૨૯.

તેણેજ રાખવું; પણ જો બીજી વર્ણના માણસને મળે, તો તે રાજાએ લેવું, અને તેમાંથીપણ અર્ધું બ્રાહ્મણોને આપવું.[૩૯] બીજી વર્ણના લોકોમાંથી જો કોઈનો વંશ ખુટે તો તેની બધી મિલકત રાજાએ લેવી; પણ તે રાખનાર જો બ્રાહ્મણ હોય,- તો તેની મિલકત બીજા બ્રાહ્મણોએ પોતપોતામાં વેંહેંચી લેવી.[૪૦] વિદ્વાન બ્રાહ્મણ ઊપર કોઈ પણ ધારો ન હોવો, અને તેના ઊપર જો આફત આવી પડે, તો તેનું ગુજરાન રાજાએ ચલાવવું.[૪૧] બ્રાહ્મણનું સોનું કોઈએ ચોર્યું હોય, તો તેની ખબર આપનાર તેહેની છે; અને તે રાજાએજ પોતે કરવી જોઈએ, અને ઘણું કરીને તેથી ચોરનો પ્રાણ નિકળી જાય એવી તે શિક્ષા છે.[૪૨] બ્રાહ્મણના માલનો બચાવ થવાનેમાટે એવું લખ્યું છે, કે જો તેના માલનો કોઈ બગાડ કરે, તો તેને ફલાણો શાપ છે. એવા પુષ્કળ શાપો આ આપ્યા છે. બ્રાહ્મણે ગાએના પશુને જો કોઈ ઇજા આપે તેનો અર્ધો પગ કાપી નાખવો એવી શિક્ષા કહેલી છે.[૪૩]

ક્ષત્રિયો. ક્ષત્રિયોના વર્ણની બ્રાહ્મણોની સાથેતો બરાબ નથીજ, તોપણ આ ગ્રંથમાં તેઓને પણ ઠીક માન આપેલું છે. ક્ષત્રિયો વગર બ્રાહ્મણોની ચઢતી દશા આવવાની નથી, અને બ્રાહ્મણો વગર ક્ષત્રિયોની ચઢતી દશા આવવાની નથી; તેમજ આ બેઊ વર્ણોની બઢતી આ લોકમાં તથા આવતા લોકમાં જે થવાની, તે એ લોકો જો મનથકી એકઠા થાય તો થશે, એવું કહેલું છે.[૪૪]

ફોજદારી કાયદામાં બીજી બધી વર્ણો કરતા બ્રાહ્મણોનું પક્ષ ઊપર છે, તેમજ ક્ષત્રિય તથા વૈશ્ય આ બે વર્ણોને સરખાવી જોતા પણ તે બેઊમાં (બ્રાહ્મણોના કરતા કંઈ કમી, પણ ઘણું કરીને તેટલુંજ) ક્ષત્રિયોનો દરજ્જો વધારે છે.[૪૫] ઘણું કરીને રાજાઓ આ વર્ણમાહેલા હતા, અને તેમજ ઘણું કરીને તેઓના સાધારણ પ્રધાનો પણ તેનાજ હતા.[૪૬] લશ્કરનું તથા લશ્કરના ટોળાઓનું

(૩૯) અ૦ ૮ શ્લો૦ ૩૭ તથા ૩૮
(૪૦) અ૦ ૯ શ્લો૦ ૧૮૮ તથા ૧૮૯
(૪૧) અ૦ ૭ શ્લો૦ ૧૩૩ તથા ૧૩૪
(૪૨) અ૦ ૮ શ્લો૦ ૩૧૪–૩૧૬ તથા અ૦ ૧૧ શ્લો૦ ૧૦૧
(૪૩) અ૦ ૮ શ્લો૦ ૩૨૫
(૪૪) અ૦ ૯ શ્લો૦ ૩૨૨
(૪૫) અ૦ ૮ શ્લો૦ ૨૬૭, ૨૬૮
(૪૬) અ૦ ૭ શ્લો૦ ૫૪

અધીપતિપણું, સારાંશ બધો લશ્કરી ધંધો અને અરૂં જોતા જતાં બધી અમલદારીની જગા, એ તેઓના જન્મારાના હકજ હતા. મનુસ્મૃતિ આ ધર્મશાસ્ત્રનો ગ્રંથ બ્રાહ્મણોએ-પોતે કીધો, એવું છતાં તેમાં કાયદાનો અર્થ કરવાનું કામ માત્ર પોતાના હાથમાં રાખ્યું છે; પરંતુ શિવાય અમલ બજાવાવના કામમાં હાથ ઘાલવાની રજા તેઓએ પોતાને કોઈ પણ ઠેકાણે આપેલી નથી; આ વાત ખચિત ધ્યાનમાં રાખવા જેવી ચમત્કારિક છે. પ્રજાનું રક્ષણ કરવું, ધર્મ કરવો, યજ્ઞ કરવા, વેદોનો અભ્યાસ કરવો, અને વિષય છોડવો, એટલા ક્ષત્રિયોના ધર્મ છે, એવું કહ્યું છે.[૪૭]

**વૈશ્યો.** વૈશ્યોનો દરજ્જો ઉંચો નથી, કારણ જો કોઈ પરદેશી બ્રાહ્મણને ઘેર આવે તો તેને આદરસન્માન કરવાનું જ્યાંહાં લખ્યું છે, ત્યાંહાં એવી આજ્ઞા કરી છે કે જો તે વૈશ્ય હોય તો તેના ઉપર દયા કરીને તેને પોતાના ચાકરોની સાથે જમાડવો.[૪૮] દાન આપવું, હોમ કરવા, તથા વેદનો અભ્યાસ કરવો, આ ત્રણ કામો વૈશ્યોએ કરવાં; શિવાએ તેઓએ ઢોરો રાખવાં, વ્યાજવટો કરવો, વેપાર કરવો, અને ખેતી કરવી, આ કામો તેઓએ કરવાં એવું કહ્યું છે.[૪૯]

હવે વિચાર કરીને જોતાં, બીજા વર્ણો કરતાં વૈશ્યને વેહેવારનું જ્ઞાન વધારે હોવું જોઈએ; કારણ ઢોરો પાળવાના ઉપાયોની માહિતગારી, તથા સર્વ જણસોની અને બધી જાતની જમીનની પૂરી વાકેફગારી, એટલું જોઈએ. શિવાય બીજા દેશોમાં કેવી ચીજો પેદા થાયછે, તથા ત્યાંહાં કઈ વસ્તુઓનો ખપ છે એની, તથા જુદા જુદા લોકોની ભાષાઓ અને લેવડદેવડના ધંધાને જે બીજું લાગતુંવળગતું છે, તે બધી બાબતોની માહિતગારી તેઓને જોઈએ.[૫૦]

**શૂદ્રો.** બીજી વર્ણની ચાકરી કરવી એ શૂદ્રોનો ધર્મ એવું ટુંકામાં કહ્યુંછે.[૫૧] પણ બ્રાહ્મણોની ચાકરી એ એઓનો પેહેલો ધર્મ એવું ઘણે ઠેકાણે

(૪૭) અ० ૧ શ્લો० ૮૯.
(૪૮) અ० ૩ શ્લો० ૧૧૨.
(૪૯) અ० ૧ શ્લો० ૯૦.
(૫૦) અ० ૯ શ્લો० ૩૨૯–૩૩૨.
(૫૧) અ० ૧ શ્લો० ૯૧

વિષે ઊંચાડી રીતે કહ્યું છે,[૫૨] તેમા પણ એવું કહ્યું છે, કે જો બ્રાહ્મણની ચાકરી નહીં મળતી હોય અને ગુજરાનની ફીકર પડે, તો ક્ષત્રિયોની ચાકરી કરવી, અને તેની ચાકરી નહીં મળે, તો દોલતમંદ વૈશ્યની ચાકરી કરવી, એવી શૂદ્રોને રજા આપી છે.[૫૩] આફતના વખતમાં એક વર્ણના લોકોએ ઉતરતા દરજ્જાના લોકોના ધંધા કરીને પોતાનું ગુજરાન ચલાવવું, પણ ચઢતા દરજ્જાવાળા લોકોના ધંધા ઉપર નજર કરવી નહી, એનો સાધારણ નિયમ છે. શૂદ્રથી ઉતરતા દરજ્જાની વર્ણ નથી, પણ તેને જો બીજો ધંધો નહીં મળે તો તેણે કારીગરી કરીને પેટ ભરવું, તેમા ઘણું કરીને નકશીનુ સુથારકામ, શલાટકામ, ચિત્રો કહાડના, અને લખવુ, આ કામો કરવા.[૫૪]

મંત્રો બાદ કરીને બાકી યજ્ઞ વિગેરે કર્મો કરવાને શૂદ્રોને છુટ છે;[૫૫] પણ જો કોઇ બ્રાહ્મણ શૂદ્રોને હાથે યજ્ઞ કરાવે તો તે અપરાધી થાય છે, અને તે બાબદ તેને પ્રાયશ્ચિત લેવુ પડે છે.[૫૬] જો શૂદ્ર પાસે હોય, તો બ્રાહ્મણે પોતે પણ વેદનો અભ્યાસ કરવો નહી.[૫૭] જો કોઈ બ્રાહ્મણ શૂદ્રને ધર્મ શિખવશે, અથવા પાપનુ પ્રાયશ્ચિત લેવાનો રસ્તો તેને દેખાડશે, તો તે અસંવૃત્ત નામના નરકમા જશે એવુ કહ્યુ છે.

આ જગતની બાબતમા પણ શૂદ્રને ઉપદેશ કરવો નહી એમ કહ્યુ છે.[૫૮] શૂદ્ર પાસેથી બ્રાહ્મણે દાન લેવુ એ પાપ છે, એ વિષે વાગ્ધડીએ તથા કડણ વચનથી એ વાતનો જેટલો નકાર કીધો છે, તેટલો બીજા કોઈપણ દોષવિષે નથી. બીજુ એવુ કહ્યુ છે, કે જો એવુ દાન લીધેલ હોય, તો તે પાછું આપ્યા વગર પ્રાયશ્ચિત કરીને પણ તે દોષમાથી છુટકો થવાનો નથી.[૫૯] જો કોઇ બ્રાહ્મણ ભુખે મરતો હોય તો તેણે શૂદ્ર પાસેથી સુકુ અન્ન લેવુ, પણ તેણે તૈયાર કીધેલા પાકવાન કદી પણ ખાવા નહીં. પોતાના ધણીનુ રહેતુ એકુ અથવા તેના ઘરના ધાન્યની કુશ્કી

(૫૨) અ૦ ૯ શ્લો૦ ૩૩૪
(૫૩) અ૦ ૧૦ શ્લો૦ ૧૨૧
(૫૪) અ૦ ૧૦ શ્લો૦ ૯૯, ૧૦૦
(૫૫) અ૦ ૧૦ શ્લો૦ ૧૨૭, ૧૨૮
(૫૬) અ૦ ૧૦ શ્લો૦ ૧૦૯–૧૧૧, તથા અ૦ ૧૧ શ્લો૦ ૪૨, ૪૩
(૫૭) અ૦ ૪ શ્લો૦ ૯૯
(૫૮) અ૦ ૪ શ્લો૦ ૮૧, ૮૦
(૫૯) અ૦ ૧૧ શ્લો૦ ૧૯૬, ૧૯૭, તથા અ૦ ૧૦ શ્લો૦ ૧૧૧.

આપીને શૂદ્રે પોતાનું ગુજરાન ચલાવવું; અને ધણીનાં જુનાં કપડાં વાપરવાં.[૬૦]

દ્રવ્ય એકઠું કરવાની શૂદ્રને શક્તિ હોય તોપણ તેણે કરવું નહીં; કારણ કે જો તેવું થાય તો તેને ગર્વ થઇને તે બ્રાહ્મણોને પીડા કરશે.[૬૧]

જો કોઈ શૂદ્ર ઊંચા વર્ણના પુરૂષને ગાળો દે તો તેની જીભ કાપી નાખવી.[૬૨] જો તે બ્રાહ્મણની સાથે એક બેઠક ઉપર બેસે, તો તેના શરીરનો નીચેનો ભાગ (એટલે કુલા) કાપી નાખવા, (અથવા તેના કુલાં ઉપર ડામ દેઇને તેને દેશપાર કરવો).[૬૩] જો તે બ્રાહ્મણને ધર્મોપદેશ કરવા લાગે, તો તેના મોહોમાં તથા કાનોમાં તપાવેલું તેલ રેડવું.[૬૪]

મનુસ્મૃતિમાં જે નિયમો છે, તેઓમાંથી નમુનાને વાસ્તે થોડાક ઉપર લખ્યા છે; આ જેમ હસવા લાયક છે, તેમ ક્રૂર પણ છે; અને તે બીજા વર્ણોને અનુકુલ છે, અને શૂદ્રોને પ્રતિકુલ છે.

શૂદ્રનું નામકરણ કરતી વખતે (એટલે નામ પાડવાની વખતે) જે નામ પાડવું તે નિંદાવાચક હોવું જોઈએ; [૬૫] અને બીલાડું, દેડકું, કુતરું, ઘરોળી, તથા બીજાં કેટલાંક જાનવરોને મારવાનું જે પ્રાયશ્ચિત કહ્યું છે તેટલુંજ શૂદ્રની હત્યાનું પ્રાયશ્ચિત કહેલું છે.[૬૬]

હવે આ પ્રમાણે શૂદ્રોની સ્થિતિ નીચ હતી, એવું આ ગ્રંથ ઉપરથી સારી રીતે સ્પષ્ટ થાય છે; તોપણ તે વખતના લોકોમાં તેઓની પ્રત્યક્ષ હાલત કેવી હતી, તેનો બરોબર ખુલાસો સમજાતો નથી. બધા શૂદ્ર લોકો તે દાસ, એવું આ ગ્રંથમાં બધે ઠેકાણે કહ્યું છે, અને જો કોઈ ધણી પોતાના શૂદ્ર ચાકરોને પોતાના દાસપણામાંથી છોડે, તોપણ તેઓ સાધારણ દાસપણામાંથી છુટતા નથી એવું કહેલું છે. એનું કારણ એવું કહેલું છે કે "જે હાલત તેને જન્મ થકી મળી છે તેથી તેને કોણ છોડવી શકે?"[૬૭]

(૬૦) અ० ૧૦ શ્લો० ૧૨૫.
(૬૧) અ० ૧૦ શ્લો० ૧૨૯.
(૬૨) અ० ૮ શ્લો० ૨૭૦.
(૬૩) અ० ૮ શ્લો० ૨૮૧.
(૬૪) અ० ૮ શ્લો० ૨૭૨.
(૬૫) અ० ૨ શ્લો० ૩૧.
(૬૬) અ० ૧૧ શ્લો० ૧૩૧-૩૨.
(૬૭) અ० ૮ શ્લો० ૪૧૪.

એટલુ છતા દરેક શૂદ્ર ફલાણા માણસનો દાસ છે, એવુ કહેલુ નથી. કારણ તેની મરજીમા આવે તે માણસની ચાકરીમા રહેવાને તથા પોતાને વાસ્તે ધંધો કરવાને છુટ છે, એવુ આગળના ભાગમા જોવામા આવ્યુ છે. તેમજ શૂદ્ર લોકો સરકારના ગુલામ હતા એવુ માનવાને પણ કંઈ આધાર નથી; બીજુ, દ્વિજ એટલે પેહેલી ત્રણ જાતોના લોકોને પરદેશ જવાનો અટકાવ છે, પણ તે વાતની શૂદ્રોને છુટ છે.[૬૮] આ વાત ઉપરથી એવુ જણાય છે કે તે વખતમા શૂદ્રો પાસે ચાકરી કરાવવાનો પુરો હક કોઈને પણ હતો એવુ કોઈ સમજતા હતા એમ નથી.

ગુલામ લોકોને માલમત્તાના ધણીપણાનો હક નથી,[૬૯] પણ શૂદ્રોને એનો હક છે એવુ ઘણે ઠેકાણે લખેલુ છે.[૭૦] શૂદ્રના ધણી પાસેથી તેના શરીરનુ રક્ષણ થવાને માટે કેટલાએક નિયમો બાંધેલા છે, અને તેઓને શિક્ષા કરવી હોય તો તેની પણ હદ શાસ્ત્રે બાંધેલી છે, તે પ્રમાણે શિક્ષા કરવી જોઈએ. શૂદ્રોને સજા કરવાનો જે કાયદો છે, તેજ સ્ત્રીઓ, છોકરા, વિદ્યાર્થીઓ, તથા નાહાના ભાઈઓ એટલાને લાગુ છે.[૭૧]

તે વખતે કેટલાએક શૂદ્રો ગુલામગીરીની હાલતમા હતા, આ વાત નિર્વિવાદ છે પરંતુ બીજી વર્ણના લોકો પણ તે હાલતમા આવવાને લાયક હતા, એવુ માનવાને બધી રીતે આધાર છે.

આ બધા કારણો ઉપરથી એવુ જણાય છે કે પ્રાચીન કાળના યુનાની વિગેરે કેટલાએક પ્રજાસત્તાત્મક રાજ્યો માહેલા સરકારી ગુલામો કરતા શૂદ્રોની હાલત ઘણી સારી હતી. તેમા પણ ખ્રિસ્તી શકના પાંચમા સૈકાથી પંદરમા સૈકા સુધી યુરોપ ખંડમા "વિલેન" એવા જે ખેડુત લોકો હતા, તેઓના કરતા અથવા બીજા જે બધા ચાકરી કરનાર લોકો આપણા જાણવામા આવેલા છે તેઓમાથી કોઈના કરતા પણ શૂદ્રોની સ્થિતિ સારી હતી, એવુ માલમ પડે છે.

---

(૬૮) અ૦ ૭ શ્લો૦ ૨૪
(૬૯) અ૦ ૮ શ્લો૦ ૪૧૬
(૭૦) અ૦ ૮ શ્લો૦ ૧૫૭, એમા એક ઉદાહરણ મળે છે
(૭૧) અ૦ ૮ શ્લો૦ ૨૯૯–૩૦૦

"જમીનનું કઉઆત તથા તે જેટલું ગએલું હોય અથવા મૂળથી ઓછું હોય તો તે વધારવાને જેટલી મેહનત પડતી હોય તે પ્રમાણે" તેમાંથી પેદા થવાનું જે ધાન્ય તેનો બારમો, અથવા આઠમો, અથવા છઠ્ઠો, હિસ્સો લેવો.[14] એ કરપણ જરૂરની વખતે ચતુર્થાંશ સુધી વધારવો. રાજ્યની કુલ જમાબંદીમાં જમીનના કરનું ઉત્પન્ન હમેશાં અતિ મોહોટું હતું એવું લાગે છે.

ઝાડો, માંસ, મધ, સુવાસિક પદાર્થ, અને બીજા સેહેજ ઉત્પન્ન થનારા, તથા હાથથી બનાવેલા પદાર્થ, એઓનો એક વરસમાં જેટલો નક્કી વધારો થયો હોય તેઓનો એક ષષ્ઠાંશ લેવો.[15]

બંધા વેચાણ ઉપર જે ફાયદો થશે, તે ફાયદાનો અંકવિંશાંશ રાજાએ લેવો.[16]

જો કોઇનો નિરવંશ થાય તો તેનો બેવારસી માલ રાજાનો; તેમજ જે માલનો ધણી જાહેરખબર આપ્યાથી ત્રણ વરસમાં હાજર ન થાય, તો તેપણ માલ રાજાનો;[17] તે વખતમાં કેટલીએક ખાણો રાજાની પોતાની હતી; તેશિવાય જમીનમાં જો કોઇને ઝવેર મળતું તો તેમાંથી અરધું રાજાનું એવો કાયદો હતો.[18] તેમજ કેટલીએક જાતની જણસો સર્વના કરતાં રાજાએ પેહેલી જોઇએ તેટલી વેચાતી લેવી, બીજાઓએ લેવી નહીં; એવો તેને અધિકાર હતો એવું જણાય છે.[19]

ઉપર વર્ણવેલા હક્ક રાજાને હતા. તથા તેશિવાય જમીનનું કેવળ ધણીપણું રાજાને હતું એવું મનુસ્મૃતિમાં માનેલું હતું. તે ગ્રંથમાં એક એવો લેખ છે (અ० ૮ શ્લો० ૩૯) તેમાં રાજા જમીનનો અધિપતિ છે એવું લખેલું છે; અને બીજો એક લેખ છે (અ० ૮ શ્લો० ૨૪૩) તેમાં જમીનવાળો જો પોતાની જમીનમાં વાવેતર કરે નહીં તો તે રાજાનો જવાબદાર થશે એવી આજ્ઞા છે, એવું લોકો અનુમાન કરે છે. આ બે લેખો ઉપરથી ઉપર કહેલું મત સાબીત થાયછે.

(૧૪) ઊભાં અવતરણ ચિન્હમાં જે શબ્દો લખેલા છે, તે કુલ્લુકભટ્ટ નામનો જે પ્રાચીન કાળમાં ટીકાકાર થયો તેણે વધારે મુકેલા છે.

(૧૫) અ० ૭ શ્લો० ૧૨૭–૧૩૨.

(૧૬) અ० ૮ શ્લો० ૩૯૮.

(૧૭) અ० ૮ શ્લો० ૩૦.

(૧૮) અ० ૮ શ્લો० ૩૯.

(૧૯) અ० ૮ શ્લો० ૩૯૯.

ઉપલું મત રદ કરનારાઓનું એવું કેહેવું છે કે પેહેલા લેખ પ્રમાણેજ બીજો એક લેખ છે (અ૦ ૭ શ્લો૦ ૭), તેમાં જે રાજા તે "વરૂણ (એટલે સર્વ પાણીનો રાજા) તથા મેહેન્દ્ર (એટલે વરસાદનો રાજા)" છે એવું તેનું વર્ણન કીધેલું છે. આ લેખ ઉપરથી ઉપર કેહેલો જે પેહેલો લેખ તે નબલો પડી જાય છે.

બીજા લેખવિષે એવું કેહેછે કે તે મૂળે શુદ્ધજ નથી; પરંતુ તે વિષે જો વાદ નહીં હોત તોપણ જમીનના માલેકની કસૂરીથી રાજાનો રાજભાગ ફોકટ નહીં જવો જોઇએ માટે તે નિયમ ઠેરવેલો હશે, એવું સમજવાને કારણ છે. "જે માણસ જમીન માંહેલું જંગલ તોડશે, તે તે જમીનનો માલેક," અથવા ટીકાકર કુલુકભટ્ટના અભિપ્રાય પ્રમાણે "જેણે તે માહેલું જંગલ કાહાડીને ખેતર કીધેલું હોય" તેની તે જમીન, એવું છે. (અ૦ ૯ શ્લો૦ ૪૪). આ વાત રાજાના હકની સામે આવેછે, પણ ઉપર કહ્યા પ્રમાણે રાજાનો ભાગ એક ષષ્ઠાંશ અથવા અતિમોહોટો થાય તો એક ચતુર્થાંશ એવી હદ ઠરાવેલી છે, તે ઉપરથી બાકી રહેલા પાંચ ષષ્ઠાંશનો અથવા ત્રણ ચતુર્થાંશનો કોઈ પણ બીજો માલેક હોવો જોઇએ, અને તે બધા માલના એ જે બે ભાગીદારો થયા તેમાં પેહેલાં કરતાં બીજાનું તે માલમાં ઉઘાડી રીતે વધારે હિત છે, એ ઉઘાડું છે.[૨૦]

જમીનમાં લોકોનું જે ધણીપણું છે તેવિષે ઘણે ઠેકાણે લખવાની જરૂરીઆત છતાં મનુસ્મૃતિમા ઘણુંજ થોડું લખેલું છે; આ વાત અજાએબ છે. ખેતરોની હદોની બાબદ એક ઠેકાણે લખ્યું છે તેમા જમીનની માલેકીવિષે પ્રત્યક્ષ લેખ છે (અ૦ ૮ શ્લો૦ ૨૬૨-૨૬૫); અને બીજે ઠેકાણે (અ૦ ૯ શ્લો૦ ૪૯ તથા ૫૨-૫૪) એક માણસનું બીજ બીજા માણસના ખેતરમાં વાવ્યું એવી કલ્પના કરીને એક તકરાર ઉઠાવેલી છે; તેમજ (અ૦ ૪ શ્લો૦ ૨૩૦-૨૩૩ એમા) લોકોને જમીન દાન આપવાનો અધિકાર છે એવું લખ્યું છે; હવે આ ઉપર લખેલા લેખોમાંથી છેહ્લા બે લેખોનો સમ્બધ ગામો તરફ લાગે છે, અથવા રાજા તરફ પણ લાગે છે.

(૨૦) આ વિષે બીજા ગ્રંથોમાં પણ પ્રમાણો છે.

માલમીલકતના વેચાણના પ્રકરણમાં, તથા જે પ્રકરણમાં ગીરો મુકવાના નિયમો કહ્યા છે, તથા જ્યાંહાં લોકોની માલમતાનું વર્ણન કીધું છે, અને જ્યાંહાં દેશપાર કીધેલા માણસોની જણસભાવતું વર્ણન કીધું છે; તે સર્વે ઠેકાણે બીજી મિલકતનું વર્ણન છે, પણ જમીનવિષે કહીં પણ લખેલું નથી.

પેહેલો જે લેખ છે (અ૦ ૮ શ્લો૦ ૨૬૨–૨૬૫) તે જો નહીં હોત તો જેમ હાલ હિંદુસ્થાનમાં બીજે પુષ્કળ ઠેકાણે વહિવટ છે તે પ્રમાણે તે વખત પણ બધી જમીન ગામવાળા લોકોની સહીઆરી હતી એવો સિદ્ધાન્ત આપણ કરી શકત. હવે કદાચિત્ તે કાળમાં ઘણું કરીને એવોજ સાધારણ કાયદો હશે, પણ પછી કેટલાએક લોકોને ગામ તરફથી જમીનો મળી, અથવા રાજાની તરફથી જમીન ઉપરનો કર મળીને તેઓની પાસે પોતાની જમીન થઈ હશે.

રાજદરબાર વિષે.

રાજાએ પોતાના દેશના સારા પાકવાળા પ્રાન્તમાં પોતાની રાજધાની વસાવવી, પણ જ્યાંહાં જવાના રસ્તાની ઘણી અડચણ છે એવાં ઠેકાણાં નજીક જોઈએ, અને જો કોઈ બીજો શત્રુ આવે તો તાંહાં તેનો ગુજારો થઈ શકે નહીં એવી તે જગા જોઈએ. પુષ્કળ લશ્કર તથા બધો જાતનો સામાન એ રાજાએ પોતાના કિલ્લામાં હમેશાં રાખવો. પોતાને રેહેવાની હવેલી કિલ્લાની વચ્ચો વચ્ચ બાંધવી; તે પણ સારી લડાઉ જોઈએ અને તેનું કામ સુંદર અને ચકચકીત જોઈએ, અને તેની ચોતરફ પાણી અને ઝાડો જોઈએ.

પછી સારા કુળ માંહેલી અને રૂપાળી એવી રાણી કરવી, અને એક પુરોહિત રાખવો.[૨૧]—પુરોહિત એટલે ઘરનો ઉપાધ્યાય.

રાજાએ રાતને છેલ્લે પોહોરે ઉઠવું, અને હોમ વિગેરે ક્રિયાઓ કરીને પોતાની શુભ સભામધ્યે દરબારે બેસવું; અને તાંહાં બધી પ્રજાઓની સાથે મીઠું મીઠું બોલીને અને તેઓની ઉપર કૃપા દૃષ્ટિ કરીને પોતપોતાને ઠેકાણે વિદાય કરવી. એટલું કીધા પછી, તેણે કોઈએક પાહાડ ઉપર, અથવા અગાસી ઉપર, અથવા

(૨૧) અ૦ ૭ શ્લો૦ ૬૯–૭૮.

બાગમાહેલા છાંના મંડપમાં, અથવા જંગલમાં, અથવા જ્યાંહાં કોઈ સાંભળનારું નહીં હશે એવા એકાન્ત ઠેકાણામાં, પોતાના મંત્રીઓની સભા કરવી; અને તે સભામાંથી સ્ત્રીઓ તથા બોલનારાં પક્ષિઓ તજવીજથી છેટે કાહાડી મુકવાં. પછી ક્ષત્રિયોને લાયક એવી મેહેનત કરીને તથા નાહીને અંતઃપુરમાં ભોજન કરવું, તથા પોતાના ઘરની વ્યવસ્થા, કામદારો નિમવાનો વિચાર, અને જે બીજો સરકારી કારભાર બીલકુલ પોતેજ કરવાનો હોય તે, એટલું કામ કરવામાં આ વખત તથા મ'ધરાત્રની વખત ખરચવી.[૨૨]

જમ્યા પછી કેટલીએક વાર સુધી મનને વિશ્રાન્તિ આપનારી એવી વાતો કરવી, પછી પોતાના લશ્કરની તપાસ કરવી; અને સૂર્યાસ્તની વખતમા સંધ્યા કરીને પછી પોતાના હેરોએ બાહારથી જે ખબરો આણી હોય તે સાંભળી લેવી. આખરે પોતાના મંદિરના અતિ છુપા મેહેલમા જઈને સંધ્યાકાળનું ભોજન કરવું, અને પછી કેટલીએક વાર સુધી સારાં વાદ્યો સાંભળીને સુવા જવું.[૨૩]

હવે વિચાર કરીને જોતા, ઉપલી રિયતિ યોગ્ય તથા આનંદકાર છે, પણ એશિયાખણ્ડ માહેલા રાજાલોકોને બીકથી જે ખબરદારી રાખવી પડે છે, તેથી તેઓના આનંદને જેવું કંઈ ભેળવણજ પડે છે, તેવી ખબરદારીઓ વિષે ઉપલી સ્થિતિના વર્ણનમા જે લખ્યુ છે તેથી તે બધી સ્થિતિનુ મનોહર રૂપ બગડે છે. રાજાની રસોઈ વિશ્વાસુ માણસોએજ કરવી જોઈએ, અને તેણે પોતાના જમણસાથે વિષોનો નાશ કરનારા પદાર્થો ખાવા જોઈએ એવુ કહ્યુ છે. જ્યારે તે પોતાના હેરોએ આણેલી ખબર સાભળતો હોય ત્યારે તેણે હથીઆરબંધ રેહેવું જોઈએ; પોતાની દાસીઓ હથીઆરો છુપાવી રાખશે, માટે તેઓનો પણ ઝાડો લેવો, અને રાજા ઘરમા અથવા બાહાર કહીપણ હોય તો પોતાના શત્રુ કંઈ ફિતુર કરશે માટે તેણે તે વિષે સર્વ કાળ સાધર રેહેવું જોઈએ.

હવે રાજ્ય કરવા વિષે જે નિયમો કહેલા છે, તેઓમા પરરાજ્યસંબંધી તથા લડાઈસંબંધી પુષ્કળ છે. તે નિયમો ઉપરથી તેટલા પ્રાચીન કાળમાં પણ હિંદુસ્થાનના નાહાના મોહોટા પુષ્કળ સ્વતંત્ર

રાજ્યસંબંધી વ્યવસ્થા.

(૨૨) અ૦ ૭ શ્લો૦ ૧૪૫–૧૫૧ ) (૨૩) અ૦ ૭ શ્લો૦ ૨૧૬–૨૨૫

રાજ્યો થઇને દેશના ભાગ થયા હતા એવાં ઉઘાડાં પ્રમાણો મળેછે; અને આ દેશમાંહેલા લોકો સુધરેલા તથા સ્વભાવે ગંભીર હતા એવી પણ પુષ્કળ નિશાનીઓ તેમાંથી બાહાર પડી આવે છે. આ કારણોને વાસ્તે આ નિયમો ઘણા શોધ થકી જોવા જેવા છે. રાજાએ ચપળતાથી તથા તૈયારીથી રહીને પોતાને નિરાંત ઉપજે એવી તજવીજ રાખવી; પણ બધા પ્રસંગમાં વગર કપટે ચાલવું, કોઇપણ વખતે કપટથી ચાલવું નહીં.[૨૪] શત્રુઓ ચાર ઉપાયથી જીતવા. તે ઉપાયઃ-દાન, ભેદ, શામ, અને દંડ.[અ] એઓમાંથી ડાહ્યા લોકો આખરના બે ઉપાય પસંદ કરે છે.[૨૫] પોતાના અતિ નજીકના પડોશી રાજાઓ તથા તેઓના મિત્રો, એ પોતાના સ્વાભાવિક શત્રુ છે એવું રાજાએ માનવું; જે રાજાઓ તેઓથી દૂર હોય તે મિત્ર એવું માનવું; અને જેઓ તેથી દૂર હશે તે બધા ઉદાસીન એટલે શત્રુ નહીં અને મિત્ર પણ નહીં એમ સમજવું.[૨૬] જો કોઇ કઠણ પ્રસંગ આવે તો જે સાધારણ ઉપાયો કહેલા છે તેમાં પોતાના કરતાં વધારે બળવાળા રાજાનો આશ્રય શોધવો એવું ઘણીવાર કહ્યું છે, આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે.[૨૭]

હવે જો એવો આશ્રય કરવો હોય તો તે આશ્રય આપનાર રાજાને અનન્યભાવથી શરણ જવું જોઇતું હતું; અને જ્યાંહાં એવો આશ્રય કરવા વિષે છેલ્લી વારે લખ્યું છે, ત્યાંહાં એવું લખ્યું છે કે એવો આશ્રય કીધાથી પોતાનું અકલ્યાણ છે, એવું જો પોતાને લાગતું હોય તો આખરની વખત આવે અને પોતે તો દુર્બળ છે એવું છતાં પણ બેશક એકલાએ ઝપાટાથી લડાઇ કરવી.[૨૮] પરરાજ્યસંબંધી બાબતમાં તથા લડાઇમાં છુપા જાસુસોનું મોહોટું માહાત્મ્ય વર્ણવ્યું છે; અને આ કામમાં કિયા પ્રકારના પુરૂષોને લગાડવા તે વિષે બારીકીથી કહેલું છે. એવા કામોમાં જે લોકોને આગળ લગાડતા હતા તેઓના સરખાજ હાલની વખતમાં

(૨૪) અ૦ ૭ શ્લો૦ ૧૦૩ | ૧૦૪.
(અ) દાન એટલે નજરાણું, ભેદ એટલે શત્રુના લશ્કરમાં ફુટ પાડવી, શામ એટલે શત્રુની સાથે મિલાપ કરવો, અને દંડ એટલે લડાઇ.
(૨૫) અ૦ ૭ શ્લો૦ ૧૦૯.
(૨૬) અ૦ ૭ શ્લો૦ ૧૫૮.
(૨૭) અ૦ ૭ શ્લો૦ ૧૬૦.
(૨૮) અ૦ ૭ શ્લો૦ ૧૭૫-૧૭૬.

પણ કેટલાએક લોકો હિંદુસ્થાનમા લગાડે છે. આ કામમા જે લોકો લગાડવા તેમના નામો,—૧. ચપલ તથા કપટી જુવાન પુરૂષો, ૨. ભ્રષ્ટ થએલા સન્યાસીએ, ૩. દરિદ્રથી પીડાએલા ખેડુતો, ૪. ખરાબ હાલતમા આવેલા વેપારી; અને, ૫. ઢોંગી સાધુ.[29]

લડાઈવિષે.

લડાઈનો જે નિયમો કહેલા છે તે સાદા છે; અને તે બ્રાહ્મણોએ ઠેરવેલા છે, તે સબબથી હાલના વખતમા કેટલીએક લડાઈઓમા જે હિંદુલોકે પોતાની હુશિઆરી દેખાડીને નામીચા થયા છે, તે હુશિઆરીની કંઈ નિશાની આ ગ્રંથમા બાહાર પડી આવતી નથી. લડાઈ કરવાની જે રીત કહેલી છે તે શ્રીસ રાસાહેબ આગળના પ્રજાસત્તાક રાજ્યોની અથવા રોમનલોકોની અવલની કારકીર્દીની રીત જેવી દેખાય છે, અને જે પ્રદેશો હાલ હિંદુસ્થાનમા છે તેઓના કરતા ઘણા નાહાના પ્રદેશોના કામમા તે રીત આવી હશે એવુ જણાય છે જ્યારે ઉન્હાળાનો તથા વરસાદનો પાક તૈયાર થયો હશે ત્યારે રાજાએ સવારી કરીને જવુ; તે ચડાઈ સીધી શત્રુની રાજધાની ઉપર કરવી એવું એક ઠેકાણે વર્ણન છે. બીજે ઠેકાણે એવુ કહ્યું છે, કે જો એક કિલામા સો તીરંદાજ હોય તો તે દશ હજાર શત્રુની બરાબરી કરશે, એ ઉપરથી તે વખતમા રક્ષણ કરવાની હીકમત કરતા હલ્લા કરવાની હીકમત ઘણી કમ હતી, તેથી એવા કામમા કોઈ શત્રુ ઘેરો ઘાલીને બેસતો હશે એવો અંદેશો લેવાનુ કારણજ નથી. પણ જો કોઈ આડે ન આવે તો રાજાએ શત્રુનો મુલક ઉજડ કરવો, અને તેના સરદારોની સાથે ફીતુરની મસલત કરવી, અને એ પ્રકારથી આખરે જેમા પોતાનો ફાયદો થશે,[30] તેવી રીતે આપણો શત્રુ આપણી સાથે લડાઈ કરે એવો તેને ઉશ્કેરવો, અથવા લડાઈ શિવાય બીજા સામોપચારથી તેને ઠેકાણે લાવવો.

તે વખતના લશ્કરમા ઘોડેસવારો તથા પાયદળ રહેતુ હતુ, અને મેરૂ બાજુના લોકોની પાસે તીરકામઠા તથા ઢાલતરવાર ઘણુ કરીને રહેતી હતી. તેઓ લડાઈમા હાથીનો ઉપયોગ ઘણો કરતા હતા, અને તે વખતના લશ્કરમા રથનુ માન સારૂજ હતુ, એમ જણાય છે.

(૨૯) અ૦ ૭ શ્લો૦ ૧૫૪ | (૩૦) અ૦ ૭ શ્લો૦ ૧૯૨-૧૯૭

કેઈ રીતે કૂચ કરવી, તથા લડાઈ કરવી, એવિષે થોડામાં વધારે રીત જણાવી આપી છે. જે લોક નવા રાખવા, તે ઉત્તર હિંદુસ્થાનના ઉપરના ભાગમાંના રાખવા, એવો રાજાને ઉપદેશ કરેલો છે, અને હાલના વખતમાં પણ તેજ દેશમાં ઉત્તમ લડવૈયા લોકો ગણે છે. રાજાએ પોતે બહાદુરીના કામો કરીને પોતાના લશ્કરમાં સારી નકલ જણાવવી, અને જ્યારે લશ્કર લડાઈમાં ઉભું રહે, ત્યારે ખુશી તથા બહાદુરી ઉત્પન્ન થાય એવાં ટુંકાં ભાષણોથી લોકોને હિંમત આપવી એવું કહ્યું છે.

જે લુટ જેણે મેળવી હોય, તે તે મેળવનારનીજ, પરંતુ જો કોઈ એકલાએજ મેળવી ન હોય, તો તે બધા લશ્કરમાં વેહેંચી આપવી.[31]

લડાઈ વિષે જે નિયમો કહેલા છે તે સારા, લોકો પસંદ કરે એવા, અને દયાયુક્ત છે. ઝેરી અને દુષ્ટ બુદ્ધિથી જેઓને કાંટા બનાવેલા એવા તીરો, અને અગ્નીના બાણ, એ સર્વ છોડી દેવા એવું કહ્યું છે. કલાણું ઠેકાણું શત્રુ હોય, તો તેને ક્યારેપણ મારવો નહીં, એવું કહ્યું છે. જેમકે કોઈ માણસ વગર હથીઆરે હોય, અથવા ઘાયલ થયો હોય, અથવા જેના હથીઆર ભાગેલાં હોય, તથા જે જીવદાન માગતો હોય, અને "હું તારો બંદીવાન થયો" એવું જે કેહેતો હોય, એટલા બધાઓને કોઈ પણ વખતે મારવા નહીં. એ શિવાય બીજા પણ અટકાવ કીધેલા છે, તે ઉદાર બુદ્ધિથી કરેલા છે. ઘોડાઉપર અથવા રથ ઉપર બેઠેલા પુરૂષે પાયદળને મારવું નહીં; તેમજ જે થાકીને બેઠો હોય અથવા જે ગુનેનો હોય અથવા જે નાશી જતો હોય, અથવા જે બીજા માણસની સાથે યુદ્ધ કરતો હોય, તેને મારવાની પણ રજા આપેલી નથી.[32]

જીતી લીધેલા દેશની અવસ્થા પણ તેવીજ ઉદારપણાની રીતથી કીધેલી છે. કોઈ રાજાએ એક દેશ લીધો કે પેહેલા તરત ઢંઢેરો પીટીને બધી રૈયતને અભય આપવું; તેમજ તે દેશ માંહેલા ધર્મ તથા કાયદા કાયમ રાખીને તેઓને માન આપવું, અને કેટલીએક વખત ગયા પછી જ્યારે તે નવા લીધેલા દેશમાંહેના

(૩૧) અ૦ ૭ શ્લો૦ ૯૬ | ૯૭. | (૩૨) અ૦ ૭ શ્લો૦ ૯૦-૯૩.

લોકો બરોબર રાજા જેવા થયા એવું સમજાય, ત્યારે ત્યાહાના જુના રાજવંશમાંથી એક પુરૂષને ગાદી ઉપર બેસાડવો, અને તેણે તે રાજાનો કારભાર જીતનાર રાજાની મરજી પ્રમાણે ચલાવવો.[33]

રાજાના ચાકરોના પગાર વિષે ઠીક બારીક શોધ કરીને ઠરાવ કર્યો છે,[34] એવું છતાં આ ગ્રંથમાં બધા લશ્કરના ગુજરા વિષે, અથવા તે લોકોએ પોતાનું ગુજરાન શી રીતે ચલાવવું એ વિષે એક અક્ષર પણ કહેલો નથી. આ ઉપરથી હાલના હીંદુ લોકોની ચાલ ઉપરથી જો આપણે એવું ધારીએ કે હાલની વખત પ્રમાણે તે વખતના લશ્કરી સરદારોને મુલક તોડીને આપ્યો હતો અને તે ઉપર તેઓની ફોજનો ગુજરો થતો હતો, તો જે વારે મનુસ્મૃતિ થઈ તે વારે સરદારોનું માન પણ સારૂ હોવું જોઈએ અને એવું માન જો હોત તો તે ગ્રંથકારે જ્યારે મુલકના અંદરના બંદોબસ્તનું વર્ણન કીધું છે ત્યારે એવા સરદારો વિષે તે કંઈજ લખત નહીં એવું માનવું અસંભવ છે, કારણ કે એવા લોકો રાજ્યમાં શી રીતે આવવું અને ચાકરી કેમ કરવી, એનો વારે બાબતો વિષે, અને જે જમિનો રાજાએ તેઓને આપી હોય તેઓની ઉપર રાજાનો કંઈ પણ અખત્યાર રાખવા વિષે, એ બે બાબતોના નિયમો જો કે તે વખતે ઠરેલા ન હોત તો પણ તે લોકો વિષે કંઈ પણ બીજો લેખ હોત. દક્ષિણહિંદુસ્થાનમાં કેટલાએક નાહાના સંસ્થાનો છે, તેઓને મુસલમાનોનો ઝાઝો ઉપદ્રવ થએલો નથી. તે મુલક માહેના શિબંદીના લોકોને હજી સુધી પ્રત્યેકના ગુજરાનને વાસ્તે જમીન કાહાડી આપે છે, તે પ્રમાણેજ આગળ પણ લશ્કરનો ગુજરો આપતા હતા એવું જણાય છે, અને દિવાની તથા મુલ્કી સરદારોને પગારને વાસ્તે એવીજ જમીનો આપતા હતા, તે ઉપરથી ઉપલા મતને લગાર ટેકો મળે છે.[35]

રાજા મુઓ હોય, ત્યારે તેના રાજ્યના વિભાગ ન થતાં તે એક છોકરાને મળતું હતું એવું એક લેખ ઉપરથી જણાય છે, અને

(૩૩) અ૦ ૭ શ્લો૦ ૨૦૧ | ૨૦૨
(૩૪) અ૦ ૭ શ્લો૦ ૧૨૬
(૩૫) અ૦ ૭ શ્લો૦ ૧૧૯ એ વિષે આગળ લખેલું છે

ઘણું કરીને (હિંદુઓના નિયમ પ્રમાણે) જે છોકરો બાપને સારો બાપક બાસે તેનેજ તે મળતું હશે એવું લાગે છે.

---

## પ્રકરણ ત્રીજું.

### ન્યાય.

સાધારણ નિયમો

બ્રાહ્મણ તથા બીજા મંત્રીઓની મદદથી રાજાએ પોતે ઇનસાફ કરવો;[1] અથવા એક બ્રાહ્મણને મદદગાર બીજા ત્રણ બ્રાહ્મણો આપીને તેના ઉપર તે કામ સોંપવું.[2] ફોજદારી ઇનસાફ વિષે કંઈ જુદી રીત લગાડી મુકી છે એવું નથી; પરંતુ એ વિષે જે કાયદા છે તેઓની સાધારણ ઢબ ઉપરથી એવું ધોરણ બંધાય છે કે દિવાની કજીઆની ચોકસાઈ કરતાં ફોજદારી ઇનસાફના કામમા રાજાએ વધારે દીલ રાખવું એવી ધર્મશાસ્ત્રની મતલબ હતી.

પ્રાન્તો માંહેલા ઇનસાફના બંદોબસ્તવિષે આ ગ્રંથમાં કાંઈ લખેલું નથી; તે ઉપરથી જે શેહેરો રાજાને રેહેવાના ઠેકાણાથી દૂર હતાં તે માંહેલી ઇનસાફની કોરટોમાં રાજાને ઠેકાણે તે શેહેરમાં જે કારભારી હતો તે બેસતો, હશે એવું અનુમાન કદાચિત કરતાં આવડશે.[3]

---

(૧) અ૦ ૮ શ્લો૦ ૧ | ૨. | (૨) અ૦ ૮ શ્લો૦ ૯—૧૧.

(૩) બીજા ગ્રંથોમાં આ બાબત હિંદુલોકોની આગળની ચાલો વિષે જે લખ્યું છે, તે ઉપરથી ઉપલી બાબતનો બરાબર ખુલાસો થતો નથી; કારણ તે ગ્રંથો ઉપરથી એવું જોવામાં આવે છે કે દેશના જુદા જુદા ભાગોમાં રાજા ન્યાયધીશ નેમીને મોકલતો હતો. તે ન્યાયધીશોને પંચાત નિમવાનો અખત્યાર આપ્યો હતો. એ પંચાતો ત્રણ પ્રકારની હતીઓ;— પેહેલી, સગાંવાહાલાંઓની; બીજી એક ધંધામાંહેલા લોકોની, અને ત્રીજી, ગામના લોકોની. એઓમાંથી પેહેલીએ કીધેલા ઇનસાફ ઉપર બીજીની હજુરમાં અપીલ થતી હતી; તથા બીજીના ઠરાવ ઉપર ત્રીજીની હજુરમાં થતી હતી; તથા ત્રીજીના ઠરાવ ઉપર ને પ્રાન્તની કોરટોમાં અપીલ થતી

ઇન્સાફની વખતે જે કરજ પ્રતિવાદી કબૂલ કરશે, તેનાઉપર સેકડે પાચ ટકા દંડ તેણે રાજાને આપવો, અને જો તે નાકબૂલ કરીને તેના ઉપર સાબેદ થશે, તો તેને માથે સેકડે દસ ટકા રાજાને દંડ આપવો.[૪] આ દંડની પેદાસ ઘણુંકરીને ન્યાયાધીશોને મળતી હતી, અને તેથી બ્રાહ્મણોએ બીજાનો પગાર લેઇને ચાકરી કરવી નહીં એનો જે નિયમ, તે તોડ્યા વગર તેઓને તેઓની મેહનતનો બદલો મળતો હતો એવું સંભવેછે.

કજીઆની ચોકસીની વખતે વાદીપ્રતિવાદી તથા તેઓના ગાહેદી એઓનો ચેહેરો, તથા તેઓનો હાવભાવ, તથા તેઓની બોલવાની ઢબ, એ બધી વાતો રાજાએ અથવા ન્યાયાધીશે મન લગાડીને જોવી જોઇએ.

દેશદેશમાહેલી જગા જગાનો વહિવટ, કેટલીએક જાતીઓના વિલક્ષણ ઠરાવ, તથા કુટુંબમાહેલી ચાલો, તથા વેપારી લોકોનો વહિવટ, એ વાતો ઉપર તેણે ધ્યાન આપવું; અને આગળના જડજોએ ઠેરવેલા ઇનસાફો જ્યારે ઉપલી વાતોની સાંમે નહીં આવતા હોય તો તે ઠરાવો પ્રમાણે તેણે ચાલવું.

રાજાએ અથવા તેના અમલદારોએ કજીઆઓને ઉત્તેજન આપવું નહીં; પણ જે કજીઆ માગથી તેઓની હજુરમા આવે તે જોવામા તેઓએ સુસ્તી પણ કરવી નહીં.[૫]

જે રાજા પોતાની પ્રજા પાસેથી પોતાનો રાજભાગ લે છે, અને તેને બદલે તેઓનું સારી રીતે રક્ષણ કરતો નથી, તો તે નીચોથી નીચ એવો માનવો.[૬]

---

હતી, અને તેની ઉપર રાજધાનીની મુખ્ય કોરટમાં, તથા તે થકી રાજાની હજુર તેની કોરટમાં થતી હતી ખુદ રાજાની કોરટમાં કેટલાએક જડજો નિમેલા હતા, તથા તેઓની સાથે રાજાના મંત્રી તથા તેનો પુરોહિત એઓ બેસતા હતા, તે વારે રાજાને સમજણ આપીને તેનું દિલ રસ્તે લગાડવું એ કામ પુરોહિતનું હતું હરેક જાતના બરા લોકોએ ઇનસાફ વિષે રાજાને સમજાવવું એટલો માત્ર તેઓનો અખત્યાર હતો, પણ ઇનસાફ કરવો તે રાજાના હાથમાં હતો આવો બંદોબસ્ત ક્યારે ભરપૂર ચાલતો હતો તે વખત બરાબર કહેલી નથી

(૪) અ० ૮ શ્લો० ૧૩૯
(૫) અ० ૮ શ્લો० ૪૧-૪૬
(૬) અ० ૮ શ્લો० ૩૦૭

જે ખફા થએલા વાદીપ્રતિવાદીઓ, તથા ઘરડા અને રોગથી પીડાએલા લોકો રાજાની આગળ આવે અને કંઈ કઠોર ભાષણ કરે, તો તે રાજાએ સહન કરવું.[૭]

ધર્મશાસ્ત્રમાં હુશિઆર એવા પુરૂષોનું મત લીધા વગર રાજાએ પોતાનાજ મતથી કજીઆ ચુકવવા નહીં એવિષે ખબરદારી રાખવાનું કહ્યું છે.[૮] તેમજ જે કામનો એક વખતે ધર્મશાસ્ત્ર પ્રમાણે ચુકાદો થયો તો પછી તે કામમાં ફરીથી બખેડો ઘાલવાની રાજાને સ્પષ્ટ રીતે મના કીધી છે.[૯] કજીઆની ચોકશી કરતી વખતે રાજાએ લોકરૂઢી તરફ જોઈ ચાલવું.

## (૧) ફોજદારી ખાતું.

ફોજદારી કાયદો.

મનુસ્મૃતીમાં ફોજદારી કાયદાસંબંધી નિયમો ઘણા જંગલી છે, અને એ પ્રકરણ તથા ધર્મસંબંધી પ્રાયશ્ચિત્તોનું પ્રકરણ એ બંને ઉપરથી અસલના હિંદુ લોકોની રિયતીવિષે વાંચનારાઓના મનમાં ઘણો ખરાબ વિચાર ઉત્પન્ન થાય છે; તેવો મનુસ્મૃતિના બીજા કોઈ ભાગથી થતો નથી.

હવે ધર્મસંબધી જોશ ભાવથી અથવા જાતિઓના અભિમાનથી, એ કાયદો કહીં સખત હશે તો હશે, પણ સાધારણ રીતે તે તેવો નથી. કેટલેએક ઠેકાણે જે સજાઓ કહેલી છે તે ઘણી જબરી છે, પરંતુ બીજે ઠેકાણે જે સજાઓ કહેલી છે તે અતીશય હલકી છે. બધા એશિઆખંડમાંહેલા બીજા કાયદાઓ પ્રમાણે હાથપગ કાપી નાખવાની શિક્ષા પણ તેઓમાં છે; (તે ઘણું કરીને હાથ કાપવાની શિક્ષા છે). જે માણસ બ્રાહ્મણનો અપરાધ કરશે, તેને જીવતો બાળી નાખવો, એ એક સજા કહેલી છે; પરંતુ સાક્ષી અથવા કેદી, એ કોઇને પણ (તેઓને કબુલ કરાવવા સારૂ) શરીરને દુઃખિત કરવી એવું એ સ્મૃતીમાં કહીં પણ કહેલું નથી; તે, આ કાયદામાં તથા બીજા દેશોના જુના કાયદામાં વખાણ કરવા લાયક તફાવત છે. એવું

(૭) અ૦ ૮ શ્લો૦ ૩૧૨.
(૮) અ૦ ૮ શ્લો૦ ૩૪૦.
(૯) અ૦ ૪ શ્લો૦ ૨૩૯.
(૧૦) અ૦ ૯ શ્લો૦ ૪૫.

છે તોપણ મનુસ્મૃતિના આ ભાગમાં જે, ઢીલાઈ, તથા ગડબડ, તથા જંગલીપણું, એઓ ભરેલાં છે. તે ઉપરથી એવું સિદ્ધ થાય છે કે એ કાયદો ઘણા પ્રાચીન કાળના વહીવટ ઉપરથી બાંધેલો હશે; અને જે વખતે મનુસ્મૃતિ ગ્રંથ થયો તે વખતે પણ તેજ જુના કાયદા તે ગ્રંથકારે કબૂલ રાખ્યા, તે ઉપરથી તે વખતની સ્થિતિ પણ સુધરેલી ન હતી. હવે જેવો અર્વાચીન કાળમાં વહિવટ પડ્યો છે તે પ્રમાણે, સદસદ્વિચારબુદ્ધિને વધારે મળીને જેમ રાજાઓના મનમાં આવતું હોય તેમ નવી રીત નીકળીને ઉપલા કાયદાના કેટલાએક ભાગ તે વારે પણ રદ પડ્યા નહીં હશે એવું સંભવતું નોહોતું એમ નહીં; બીજું, આ સ્મૃતીમાં ધર્મ તથા બ્રાહ્મણોની સાત એઓને અનુકૂલ એવા જે ક્રૂર કાયદા છે, તે તે સ્મૃતિ કરનાર જે બ્રાહ્મણ, તેણે પોતાના વિચાર પ્રમાણે એવા હિંદુઓના પૂરા ઉત્કૃષ્ટ ફોજદારી કાયદા એવું સમજીને બાંધ્યા હશે, તોપણ તેઓ પ્રમાણે કોઈ પણ ક્ષત્રિય રાજા ક્યારે પણ ચાલ્યો નહીં હશે, એવું સંભવેછે.[૧૧]

જોવા જતાં એવું માલમ પડી આવેછે કે, મનુસ્મૃતિ માંહેલી સજાઓ મુળે બધીજ કઠણ છે એવું નહીં; પણ ઘણે ઠેકાણે ગુન્હાના સ્વરૂપ પ્રમાણે નથી. તેમજ ઘણે ઠેકાણે તે સજાઓ સ્પષ્ટ કહેલી નથી, અને એકબીજાનો અર્થ ઉલટો થાય એવી પણ છે, તેથી ગુન્હેગારની હાલત શી થશે તેનો બીલકુલ નિશ્ચય થતો નથી.

ઉપર કહેલા ભેદ અપરાધ આ આગળનાં ઉદાહરણોમાં સ્પષ્ટ નજરે આવે છે;—બ્રાહ્મણને મારવો, મદ્ય પીવો, બ્રાહ્મણનું સોનું ચોરવું, અને ગુરૂની સ્ત્રી સાથે વ્યભિચાર કરવો, આ બધા

(૧૧) મૃચ્છકટી નામનું હિંદુઓનું બધાં કરતાં જુનું નાટક છે, અને તેની રચના અજમાસે ખ્રિસ્તી શકના આરંભમાં થઇ છે; તેમાં બ્રાહ્મણોનું બેશુમાર માન કહીં પણ નજરે આવતું નથી. તેમાં એક બ્રાહ્મણ ઉપર ગુન્હો સાબિત થવાથી તેને ઠેર મારવો એવી સજા રાજાએ કરેલી હતી. પછી એક બંડ ઉઠીને સ્તેક પામ્યું અને તે રાજા પદભ્રષ્ટ થયો અને તે બ્રાહ્મણ નિરપરાધી છે એવું સાબિત થયું, તોપણ તે રાજાએ આ પ્રમાણે મનુસ્મૃતિનું અપમાન ઉઘાડી રીતે કીધું એ દોષ તેના ઉપર મુક્યો નથી.

જે ખરા થએલા વાદીપ્રતિવાદીઓ, તથા ઘરડા અને રોગથી પીડાયલાં લોકો રાજાની આગળ આવે અને કંઈ કઠોર ભાષણ કરે, તો તે રાજાએ સહન કરવું.[7]

ધર્મશાસ્ત્રમાં હુશિઆર એવા પુરૂષોનું મત લીધા વગર રાજાએ પોતાનાજ મતથી કજીઆ ચુકવવા નહીં એવિષે ખબરદારી રાખવાનું કહ્યું છે.[8] તેમજ જે કામનો એક વખતે ધર્મશાસ્ત્ર પ્રમાણે ચુકાદો થયો તો પછી તે કામમાં ફરીથી બખેડો ઘાલવાની રાજાને સ્પષ્ટ રીતે મના કીધી છે.[9] કજીઆની મોકશી કરતી વખતે રાજાએ લોકરૂઢી તરફ જોઈ ચાલવું.

(૧) ફોજદારી ખાતું.

ફોજદારી કાયદો.

મનુસ્મૃતીમાં ફોજદારી કાયદાસંબંધી નિયમો ઘણા જંગલી છે, અને એ પ્રકરણ તથા ધર્મસંબંધી પ્રાયશ્ચિત્તોનું પ્રકરણ એ બંને ઉપરથી અસલના હિંદુ લોકોની રિથતીવિષે વાંચનારાઓના મનમાં ઘણા ખરાબ વિચાર ઉત્પન્ન થાય છે; તેવો મનુસ્મૃતિના બીજા કોઈ ભાગથી થતો નથી.

હવે ધર્મસંબધી ભોળા ભાવથી અથવા જાતિઓના અભિમાનથી, એ કાયદો કહીં સખત હશે તો હશે, પણ સાધારણ રીતે તે તેવો નથી. કેટલેએક ઠેકાણે જે સજાઓ કહેલી છે તે ઘણી જબરી છે, પરંતુ બીજે ઠેકાણે જે સજાઓ કહેલી છે તે અતીશય હલકી છે. બધા એશિઆખંડમાંહેલા બીજા કાયદાઓ પ્રમાણે હાથપગ કાપી નાખવાની શિક્ષા પણ તેઓમાં છે; (તે ઘણું કરીને હાથ કાપવાની શિક્ષા છે). જો માણસ બ્રાહ્મણનો અપરાધ કરશે, તેને ઈજાનો બાળી નાખવો, એ એક સજા કહેલી છે; પરંતુ સાક્ષી અથવા કેદી, એ કોઇને પણ તેઓને કબૂલ કરાવવા સારૂ શરીરને પીડા કરવી એવું એ સ્મૃતીમાં કહીં પણ કહેલું નથી. તે, એ કાયદામાં તથા બીજા રીતના જુના કાયદામાં વખાણ કરવા લાયક તફાવત છે. એવું

(૭) અ૦ ૮ શ્લો૦ ૩૧૨.
(૮) અ૦ ૮ શ્લો૦ ૩૯૦.
(૯) અ૦ ૯ શ્લો૦ ૨૩૩.
(૧૦) અ૦ ૮ શ્લો૦ ૪૫.

છે તોપણ મનુસ્મૃતિના આ ભાગમા જે, ઢીલાઈ, તથા ગડબડ, તથા જંગલીપણું, એઓ ભરેલા છે તે ઉપરથી એવું સિદ્ધ થાય છે કે એ કાયદો ઘણા પ્રાચીન કાળના વહીવટ ઉપરથી બાંધેલો હશે; અને જે વખતે મનુસ્મૃતિ ગ્રંથ થયો તે વખતે પણ તેજ જુના કાયદા તે ગ્રંથકારે કબૂલ રાખ્યા, તે ઉપરથી તે વખતની સ્થિતિ પણ સુધરેલી ન હતી. હવે જેવો અર્વાચીન કાળમા વહિવટ પડયો છે તે પ્રમાણે, સત્સદ્વિચારબુદ્ધિને વખતે મળીને જેમ રાજાઓના મનમા આવતુ હોય તેમ નવી રીત નીકળીને ઉપના કાયદાના કેટલાએક ભાગ તે વારે પણ રદ પડયા નહીં હશે એવુ સભવતુ નોહોતુ એમ નહીં, બીજું, આ સ્મૃતીમા ધર્મ તથા બ્રાહ્મણોની જાત એઓને અનુકૂલ એવા જે ક્રૂર કાયદા છે, તે તે સ્મૃતિ કરનાર જે બ્રાહ્મણ, તેણે પોતાના વિચાર પ્રમાણે એવા હિંદુઓના પૂરા ઉત્કૃષ્ટ ફોજદારી કાયદા એવુ સમજીને ધાર્યા હશે, તોપણ તેઓ પ્રમાણે કોઈ પણ ક્ષત્રિય રાજા ક્યારે પણ ચાલ્યો નહીં હશે, એવુ સભવેછે [૧૧]

જોવા જતા એવુ માલમ પડી આવેછે કે, મનુસ્મૃતિ માહેલી સજાઓ મૂળે બહુજ કઠણ છે એટલું નહીં પણ ઘણે ઠેકાણે ગુન્હાના સ્વરૂપ પ્રમાણે નથી. તેમજ ઘણે ઠેકાણે તે સજાઓ સ્પષ્ટ કહેલી નથી, અને એકબીજીનો અર્થ ઉલટો થાય એવી પણ છે, તેથી ગુન્હેગારની હાલત શી થશે તેનો બીલકુલ નિશ્ચય થતો નથી.

ઉપર કહેલા બેઉ અપરાધ આ આગળના ઉદાહરણોમા સ્પષ્ટ નજરે આવે છે,—બ્રાહ્મણને મારવો, મદ્ય પીવો, બ્રાહ્મણનુ સોનુ ચોરવું, અને ગુરૂની સ્ત્રી સાથે વ્યભિચાર કરવો, આ બધા

---

(૧૧) મૃચ્છકટી નામનું હિંદુઓનું બધાં કરતાં જુનુ નાટક છે, અને તેની રચના અનુમાને ખ્રિસ્તી શકના આરંભમાં થઇ છે તેમાં બ્રાહ્મણોનું બેસુમાર માન કહીં પણ નજરે આવતું નથી તેમાં એક બ્રાહ્મણ ઉપર ગુન્હો સાબિત થયાથી તેને ઠાર મારવો એવી સજા રાજાએ ઠરાવી હતી પછી એક બંડ ઊઠીને ફતેહ પામ્યુ અને તે રાજા પદચ્યુત થયો અને તે બ્રાહ્મણ નિરપરાધી છે એવું સાબિત થયુ, તોપણ તે રાજાએ આ પ્રમાણે મનુસ્મૃતિનું અપમાન ઉઘાડી રીતે કીધું એ દોષ તેના ઉપર મુક્યો નથી

અપરાધો એકજ દરજ્જામાં આણેલા છે;[૧૨] તે શિક્ષા એવી કહી છે કે ગુન્હેગારના કપાળ ઉપર ડામ દેવો, તેને સ્વદેશાપાર કરવો, તથા બધા લોકોએ તેની સોહોબત છોડવી; પણ જો તે દોષ બાબદ તેણે પ્રાયશ્ચિત કર્યું હોય તો,[૧૩] તેને ડામ ન દેતાં તે ગુન્હાને બદલે જે અતિ મોહોટો દંડ કહ્યો હોય તે લેવો; એ નિયમ બધા વર્ણોને લાગુ છે એવું કહેલું છે.[૧૪] તોપણ પછી લાગલુંજ કહ્યું છે કે પ્રાયશ્ચિત કર્યા પછી, જો તે ગુન્હા બ્રાહ્મણે કર્યા હોય, તો તેને મધ્યમ દંડ કરવો, અને કેવો પણ અપરાધ હોય પરંતુ તેની માલમતા લેવી નહીં, તથા તેને તેના કુટુંબથી જુદો કરવો નહીં. એમ છતાં બીજા વર્ણોમાંના ગુન્હેગારે જો પ્રાયશ્ચિત કર્યું હોય, ત્યારે, જો તેણે પેહેલાંથી નિશ્ચય કરીને ગુન્હો કર્યો હોય, તો તેને મૃત્યુની શિક્ષા કરવી.[૧૫]

વ્યભિચાર, તથા વ્યભિચાર કરવાની ઇચ્છા દેખાડનાર એવાં જે પ્રત્યક્ષ કામો કહેલાં છે તે, એઓને જે સજા કહેલી છે તે ઉપર કલ્પાથકી પણ તમામ ઉલટી છે. જાતગાને ઠેકાણે અથવા અરણ્યમાં, અથવા જ્યાંહાં બે નદીઓનો સંગમ થતો હોય ત્યાંહાં પરસ્ત્રી સાથે બોલવું, તથા તેને ફુળો અને બીજા સુગંધી પદાર્થો મોકલવા, તેના પોશાકને અથવા અલંકારોને અડકવું, અને તેની સાથે એક મંચક (એટલે કોચ) ઉપર બેગવું, એ બધાં વ્યભિચારાભિલાષી (એટલે વ્યભિચારની ઇચ્છા દેખાડનારા) કૃત્યો છે એવું કહ્યું છે.[૧૬] એવું છતાં પણ આ ગુન્હાઓ કરનારને એવી શિક્ષા કરવી કે તેનું શરીર જોઇને લોકોને કંટાળો આવે, એવા તેના અવયવ કાપી નાખીને તેને દેશ બાહાર મોકલવો એટલીજ શિક્ષા કહેલી છે.[૧૭]

જો કોઈ પ્રત્યક્ષ વ્યભિચાર કરે, તો પેહેલાંકોઈ કસોર ન કરતાં એવું કહ્યું છે, કે તે વ્યભિચારિણી સ્ત્રીને કુતરાં પાસે કરડાવવી, અને તે વ્યભિચારી પુરૂષને લોઢાના બિછાના ઉપર બાળી નાખવો.[૧૮] પરંતુ પછવાડે જે વાક્યો આપ્યાં છે તે ઉપરથી એવું

(૧૨) અ૦ ૯ શ્લો૦ ૨૩૫.
(૧૩) અ૦ ૯ શ્લો૦ ૨૩૭.
(૧૪) અ૦ ૯ શ્લો૦ ૨૪૦.
(૧૫) અ૦ ૯ શ્લો૦ ૨૪૧ / ૨૪૨
(૧૬) અ૦ ૮ શ્લો૦ ૩૫૬ / ૩૫૭.
(૧૭) અ૦ ૮ શ્લો૦ ૩૫૨.
(૧૮) અ૦ ૮ શ્લો૦ ૩૭૧ / ૩૭૨.

જણાય છે, કે જ્યારે બીજા વધારે ગુન્હા ન કરતાં વ્યભિચાર કર્યો હોય, ત્યારે પાંચ સોથી હજાર પણ સુધી દંડ કરવો.[૧૯] એ દંડ જે સ્ત્રીસાથે વ્યભિચાર કર્યો હોય તેના ઉંચપણ પ્રમાણે વધારે થતો હતો;–જેમ કે, જો એક બ્રાહ્મણની સારા ગુણોની સ્ત્રી સારી રીતે બચાવીને રાખેલી હોય, અને તેની સાથે ક્ષત્રિય પણ વ્યભિચાર કરે, તો તેને સુકું ઘાસ અથવા લાકડાં સળગાવીને જીવતો બાળી નાખવો.[૨૦] એ પ્રમાણે આ ગ્રંથમાં ઉઘાડા વિરોધો છે. એમ થવાનું કારણ એવું દીસે છે, કે આ મનુસ્મૃતિ કરનારે જુદી જુદી વચનોના નિયમો, અથવા જુદા જુદા આધારો ઉપરથી મળેલા નિયમો એક ઠેકાણે ઘાલ્યા; પરંતુ એ તેનો પરસ્પર સાથે સંબંધ કેવો છે તેવિષે વિચાર કર્યો નથી.

ખુનના ગુન્હાને ફલાણી શિક્ષા એવું પ્રત્યક્ષ કહીં પણ કહ્યું નથી. એક વાક્ય ઉપરથી[૨૧] એવું જોવામાં આવે છે કે ખુન કરવું, તથા ઘરો બાળવા, તથા મારામારી સુધા ધાડ પાડવી, એ ત્રણે ગુન્હાને દેહાન્ત દંડ કહેલો છે; અને બીજે ઠેકાણે જે હલકી શિક્ષાઓ લખેલી છે, તેઓ જે ગુન્હા જાણીજોઈને પેહેલાથી નિશ્ચય કરીને કર્યા ન હોય તેઓને લાગુ છે. હવે ફલાણા પ્રકારના પુરૂષનું ખુન કર્યું હોય તે ગુન્હેગારને દેહાન્તદંડ કરવો એવું આગળ કેહેવામાં આવ્યું છે;[૨૨] તે ઉપરથી બીજા સાધારણ ખુનના ગુન્હાને શી શિક્ષા કરવી તેનો સરાય રહે છે.

જ્યારે ચોરી હલકી હોય, ત્યારે તેને દંડની શિક્ષા છે, જ્યારે મોહોટી રકમની હોય, ત્યારે ચોરના હાથ કાપી નાખવા, અથવા જો ચોરીના માલ સુધા ચોર પકડાયો, તો તેને દેહાન્તદંડ કરવો.[૨૩]

ચોરીનો માલ લેનાર, અને ચોરને આશ્રય આપનાર, એઓ ચોરપ્રમાણેં શિક્ષાને લાયક છે, એવું કહ્યું છે.[૨૪]

હલકી ચોરીના ગુન્હામા જો એક બ્રાહ્મણ ગુન્હેગાર હોય અને એક શૂદ્ર ગુન્હેગાર હોય તો તે બ્રાહ્મણને શૂદ્રથી નિદાન આઠ

(૧૯) અ૦ ૮ શ્લો૦ ૩૭૬ તથા ૩૮૨–૩૮૫
(૨૦) અ૦ ૮ શ્લો૦ ૩૭૭.
(૨૧) અ૦ ૮ શ્લો૦ ૩૪૪–૩૪૭
(૨૨) અ૦ ૯ શ્લો૦ ૨૩૨.
(૨૩) અ૦ ૯ શ્લો૦ ૨૭૦.
(૨૪) અ૦ ૮ શ્લો૦ ૨૭૮.

ગણો દંડ વધારે કરવો એવું કહ્યું છે, આ વાત અજાએબ છે; એમજ આ ગુન્હાઓ સંબંધી દંડોનું માન બધી વર્ણોમધ્યે ઉપલી રીતે તથા તેજ માનથી બદલે છે.[૨૫] સાધારણ માણસે ગુન્હો કીધો છતાં તેને જે દંડ થવાનો હોય, તેજ ગુન્હો જો રાજા કરે તો તેની પાસેથી હજાર ગણો વધારે દંડ લેવો.[૨૬]

ચોરીના કામમાં જે અવયવનું મુખ્ય કામ લાગતું હતું તે કાપી નાખતા હતા એવું દેખાય છે. જો જુલમજબરજસ્તીસુદ્ધાં ચોરી હોય તો તેનું પારિપત્ય દેહાન્ત દંડથી થતું હતું, અને જે કોઈ ચોરોને આશ્રય આપે અથવા તેઓને અન્ન તથા બીજો સામાન પુરવે, તો તેઓને મૃત્યુની સજા કરવી એવું કહેલું છે.

રાજાની આજ્ઞાપત્રિઓ ખોટી બનાવવી, તેના મંત્રીઓમાં ફુટ પાડવી, તેના શત્રુઓ સાથે મળી જવું, તેમજ સ્ત્રીઓ, બ્રાહ્મણો, અથવા બાળકો, એઓને ઠાર મારવાં, એ બધા ગુન્હા એક સદરમાં લાવીને તેઓને દેહાન્ત દંડની સજા ઠેરવેલી[૨૭] છે.

જે પુરુષ ઉઘાડી રીતે રાજાના અધિકારને આડો આવશે, અથવા તેનું જામદારખાનું અને શસ્ત્રશાળા લુટશે, અથવા તેના હાથી, ઘોડા, કિંવા રથ ચોરી લેશે; તેવુંજ જે ચોરી કરવા સારૂં દેવળ ભાગશે; તે સર્વ દેહાન્ત દંડને પાત્ર થશે એવું કહેલું છે.[૨૮]

નાણાં ભરવાની કોથળી કાપીને ચોરી કરનારની, પહેલા અપરાધે આંગળીઓ કાપવી, બીજે અપરાધે હાથ કાપવા, ત્રીજે અપરાધે શિરચ્છેદ કરવો.[૨૯]

બ્રાહ્મણ શિવાય બાકી વર્ણના લોકોએ ખોટી સાક્ષ પૂરી હોય તો, તેઓને દંડીને દેશપાર કરવા, તથા બ્રાહ્મણે પૂરી હોય તો તેને દેશપાર માત્ર કરવો.[૩૦]

કોઈ ચોરો, શેહેર લુટવાનો, અથવા નદીનો બંધારો તોડવાનો, અથવા રાજમાર્ગ ઉપર જમીનની ચોરી કરવાનો યત્ન કરતા હશે, અને તેઓને પાછા હઠાવવા સારૂં જે લોકો મદદ કરશે નહીં, તેઓને દેશપાર કરવા એવું કહેલું છે.[૩૧]

(૨૫) અ૦ ૮ શ્લો૦ ૩૩૭ | ૩૩૮
(૨૬) અ૦ ૮ શ્લો૦ ૩૩૬.
(૨૭) અ૦ ૯ શ્લો૦ ૨૩૨.
(૨૮) અ૦ ૯ શ્લો૦ ૨૮૦.
(૨૯) અ૦ ૯ શ્લો૦ ૨૭૭.
(૩૦) અ૦ ૮ શ્લો૦ ૧૨૦—૧૨૩
(૩૧) અ૦ ૯ શ્લો૦ ૨૭૪.

જો ગામના પોહોરેગીરો ચોરોને અટકાવ નહીં કરશે અથવા તેઓને પકડે નહીં, તો તેઓને ચોરો પ્રમાણે શિક્ષા આપવી.[૩૨]

જુવો રમનાર તથા જુવો રમવાની જગા રાખનાર એઓ દેહદંડને યોગ્ય છે.[૩૩]

બીજા ઘણાખરા ગુન્હાઓને દંડની શિક્ષા છે; પરંતુ કોઈ કોઈ વખત બીજી શિક્ષાઓ તેને બદલે કહેલી છે.

હજાર પણ ઉપરાંત, અથવા બસો પચાસ પણથી કમી, એવો કોઈપણ દંડ હોવો નહીં જોઈએ.[૩૪]

બીજાની આબરૂ ખરાબ કરી હોય તો, તેને દંડનીજ શિક્ષા છે, પરંતુ તે અપરાધ શૂદ્રે કર્યો હોય તો, તે ફટકાના મારને લાયક થશે. જો બ્રાહ્મણ શૂદ્રની બેઆબરૂ કરે, તો તેને પણ દંડ છે; એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ.[૩૫]

જે કોઈ અપશબ્દ બોલશે, તો તેને બદલે જે શિક્ષા કહેલી છે, તેમાં પણ જાતીના સંબંધથી ઉપર કહ્યા કરતાં પણ કમીજાસ્તી શિક્ષા છે, એવું છતાં કાયદાના આ ભાગમાં પણ કેટલાએક સુધરેલા મતોના અંશો જોવામાં આવે છે. તે આ પ્રમાણે:— જો લંગડાપણું, અંધાપો, અથવા બીજી કંઈ સ્વાભાવિક ખામી, એ વિષે જો કોઈપણ માણસ પોતાના પડોશીની નિંદા કરે, અને તેણે કહેલી વાતો સાચી હશે, તોપણ તેને કંઈ પણ દંડ કરવો.[૩૬]

જો એક જાતના લોકો વચ્ચે મારામારી થાય અને તેમાં લોહી નીકળે તો તેની શિક્ષાને વાસ્તે સો પણ દંડ કરવો, જો ઘા વાગ્યો હોય, તો તેથી વધારે દંડ કરવો, અને જો હાડકું ભાગ્યું હોય તો દેશપાર કરવો.[૩૭]

જુદી જુદી વર્ણોના લોકો વચ્ચે જો ટંટો થયો હોય, તો જુદી જુદી જાતના લોકોને જે સજાઓ કહેલીઓ છે તેમાં જે અતિશય તફાવત છે તેનું કારણ આગળ કહેલું છે.[૩૮]

જ્યાહાં પોતાના ધર્મ પ્રમાણે ચાલવાને કોઈ જબરજસ્તીથી

---

(૩૨) અ૦ ૯ શ્લો૦ ૨૭૨
(૩૩) અ૦ ૯ શ્લો૦ ૨૨૪
(૩૪) અ૦ ૮ શ્લો૦ ૧૩૮.
(૩૫) અ૦ ૮ શ્લો૦ ૨૬૬–૨૬૭
(૩૬) અ૦ ૮ શ્લો૦ ૨૭૪.
(૩૭) અ૦ ૮ શ્લો૦ ૨૮૪
(૩૮) પાનાં ૪ | ૫ જો

હરકત કરશે ત્યાંહાં, અથવા જ્યાંહાં કોઈ લોકોની ઉપર બીજા કોઈ લોકોએ અન્યાયથી હૂમલો કર્યો હોય તે વખતે તેઓની મદદ કરતાં છતાં, પોતાનો બચાવ કરવાને માટે લડાઈ કરીને બીજાના શરીરને ઇજા કીધી હોય, તો તેવિષે સારી રીતે બંદોબસ્ત કીધેલો છે.[૩૯]

ઘણા ઝપાટાથી કિંવા ધ્યાન ન પોંહોંચાડીને ગાડી હાંકી હોય, તો તેના બદલામાં જે દંડો કહેલા છે તે, માણસનું મરણ અને ઘણા નીચ જાનવરનું મરણ એ બેઉ વચ્ચે જેવો તફાવત છે તેવા તફાવતના છે.[૪૦]

જો કોઈ મળ નાખીને રાજમાર્ગ ખરાબ કરશે, તો તેણે તે મળ કાહાડી નાંખવો, અને બીજો થોડો દંડ આપવો.[૪૧]

જે પ્રધાન, લોકોના કામમાં લાંચ લેશે, તેની મીલકત રાજાએ જપ્ત કરવી.[૪૨]

જે વૈદ્ય અથવા શસ્ત્રવૈદ્ય (વાઢકુઢીઓ) પોતાની બેવકૂફાઈથી પોતાના ઘરાકોને ઇજા કરશે, ત્યારે તે અપરાધ; ખેતરની વાડચ અથવા ચુનામાટી વગર બાંધેલી પાત્થરની કોટડી ભાગશે; અને માટીની મૂર્ત્તિ ભાગશે; સારી જણસમાં ખરાબ જણસ મેળવશે, અને ઘરાકોપાસે બીજી ઠગાઈ ચલાવશે; એ બધા ગુન્હા સરખા ગણીને તેના ૨૫૦ થી ૫૦૦ પણ સુધી દંડ કહેલો છે.[૪૩] એવું છતાં, ખરાબ અનાજ છતાં સારૂં કહીને વેચશે, ત્યારે તેને સખ્ત દેહદંડ ઠરાવેલો છે;[૪૪] અને સોનીએ લુચ્ચાઈ કરી હોય, તો તેના અસ્ત્રાવતે કડકેકડકા કરી નાંખવા એવી આગ્ન્યા કરી છે: આ છેલી વાતમાં તો ગુન્હાનાં સ્વરૂપના ભેદની હદ ઘણીજ મુકી દીધી છે એવું જોવામાં આવે છે.[૪૫]

બીજા ધર્મશાસ્ત્રકારોએ જે કેટલાએક દોષોવિષે કહ્યું નથી તે દોષોના નાહાનામોહોટાપણા ઉપર નજર ન રાખીને મનમાં આવે તેમ તે વાતોબાબદ આ સ્મૃતિમાં સજાઓ કહેલી છે.

(૩૯) અ૦ ૮ શ્લો૦ ૩૪૮. ઇત્યાદિ.
(૪૦) અ૦ ૮ શ્લો૦ ૨૯૦–૨૯૮.
(૪૧) અ૦ ૯ શ્લો૦ ૨૮૨ તથા ૨૮૩.
(૪૨) અ૦ ૯ શ્લો૦ ૨૩૧.
(૪૩) અ૦ ૯ શ્લો૦ ૨૮૪–૨૮૯.
(૪૪) અ૦ ૯ શ્લો૦ ૨૯૧.
(૪૫) અ૦ ૯ શ્લો૦ ૨૯૨.

એનું ઉદાહરણ;—જો કોઈ માણસ પોતાનાં માબાપો, છોકરાંઓ, અથવા સ્ત્રી, એઓને મુકી દેશે તો, તેને ૬૦૦ પણ દંડ કરવો, અને જો કોઈ પોતાના પડોસીને કેટલાએક પ્રસંગ ઉપર જમવાનું નોહોતરૂં ન આપે તો તેણે એક માષ (એટલે માસો) સોનું[અ] દંડ આપવો એવું કહેલું છે.[૪૬]

હવે દેશની અંદરના બંદોબસ્તના નિયમો ત્રાસદાયક તથા મરજીમા આવ્યા તેવા કરેલા છે. રાજાએ ગશ્ત (એટલે ચોકસીના ફેરા) ફરવાનેસારૂ, તથા જગાજગામાં પોહોરો ભરવાનેસારૂ લોકો રાખવા; તેઓમાંથી કેટલાએક જાહેર તથા કેટલાએક છુપા હોવા જોઈએ, શિવાય રાજાએ પુષ્કળ છાના જાસુસો રાખવા, અને તેઓએ ચોરોમા ભળીને જેની રીતે તે ચોરો પાશમાં પડી જાય એવે ઠેકાણે તેઓને લેઈ જવા. જ્યારે સારા ઉપાયો ફોકટ જાય, ત્યારે રાજાએ ચોરોને પકડીને તેઓના સગાવાહાલા સુદ્ધા મારી નાખવા; પ્રાચિન[બ] ટીકાકાર કુલ્લુકભટ્ટ એવુ લખે છે કે "તેઓનો ગુન્હો સાબિદ થયાપછી, અને તેઓના સગાંવાહાલા તેઓને સામેલ હતા એવુ ઠર્યા પછી" ઉપરાત તેઓને મારવા. આ લખવું મૂળગ્રંથથી ઘણું સુધરેલું છે એમા શક નથી, પરંતુ એવા લેખને મૂળે આધાર કાંઈ નથી.[૪૭]

જુગારી લોકો, નર્તક (એટલે ઉઘાડી રીતે નાચનારા,) ગવૈયા, વેદની નિંદા કરનારા, ખુલ્લા પાખંડી, પોતપોતાની વર્ણોના કામો જેઓ કરતા નથી તે, અને દારૂ વેચનારા,[ક] આ બધાઓને તેજ વખતે શેહેરમાથી કાહાડી મુકવા, એવુ કહેલું છે.[૪૮]

---

(અ) અંગરેજીમાં રૂપું એવું કહેલું છે, પણ મૂળ સંસ્કૃતમાં સોનું એવું છે (ભા॰ ક॰)

(૪૬) અ ૭ શ્લો॰ ૨૮૪ તથા ૩૯૨.

(બ) મેધાતિથિ તથા ગોવિંદરાજ આ કુલ્લુકભટ્ટથી ઘણા પ્રાચીન ટીકાકારો છે કુલ્લૂક એ છેલ્લો ટીકાકાર, તેથી અર્વાચીન ટીકાકાર સંભળવાનાં આવ્યા નથી (ભા॰ ક॰)

(૪૭) અ॰ ૯ શ્લો॰ ૨૫૨–૨૬૯

(ક) દારૂ પિનારો એવું કુલ્લૂકની સંસ્કૃત ટીકામાં છે (ભા॰ ક॰)

(૪૮) અ॰ ૯ શ્લોક ૨૨૫

ના લાયકીના કારણોનો વિચાર કરીને તેઓની મરજીને જેમ તેને ભાસશે તેમ ધારવી.[૫૨]

આ નિયમો બીજી રીતે સારી બુદ્ધિથી કરેલા છે, એવું છતા, તેઓને બે અપવાદોનો ડાઘ લાગેલો છે,—તે અપવાદો ઉપર યુરોપખણ્ડના લોકોનુ જેટલુ ધ્યાન લાગેલું છે, તેટલુ તે નિયમો ઉપર પણ નથી. તેમાનો આ એક અપવાદ,—કોઈપણ વર્ણને માણસ, જે પોતે દેહાન્તશાસનની સજાને લાયક થયો હશે[૫૩] તેના જીવનુ રક્ષણ કરવાસારૂ જો કોઈ ખોટી સાક્ષી આપશે, તેની સ્વર્ગપ્રાપ્તિ નહીસરખી થનાર નથી. હવે, જો કે તે સાક્ષ પૂરનારને પ્રાયશ્ચિત્ત કરવું એવુ કહેલુ છે, તોપણ ખરી રીતે જોતા તેણે વખાણવા લાયક કામ કર્યુ એવુ વર્ણવેલુ છે.[૫૪]

બીજો અપવાદ ઈનસાફમા પુરાવાને લાગતો નથી, પરન્તુ તેમા એવુ લખ્યું છે, કે સ્ત્રીનીસાથે સમ્ભોગ કરવાની મતલબથી મિત્રાઈ કરતી વખતે, અથવા ગાયે જ્યાહા ઘાસ ડિવા કરો ખાવા ની વાત ચાલી હોય ત્યારે, અથવા બ્રાહ્મણનુ રક્ષણ કરવા સારૂ વચન આપ્યુ હોય તે વખતે, પ્રતિજ્ઞા તોડ્યાનુ ગંજુ પાપ લાગ્યુ નથી.[૫૫]

એ વાત ઉપરથી લોકો એવુ સિદ્ધ કરે છે કે, હિંદુશાસ્ત્રમા જોગ સોગન લેવાની પ્રત્યક્ષ રજા આપી છે; અને હિંદુસ્થાનમા બધા ધર્મોના લોકોમા ખોટી સાક્ષ આપવાનો જે ઘણો વહિવટ છે, તે આજ કારણથી, એવુ કહે છે. એવુ છતા, બીજા અપરાધોના નિષેધવિષે આ સ્મૃતિમા જેટલુ કહેલુ છે, તે કરતા ખોટો પુરાવો નહીં આપવો એવિષે ઘણુ લખ્યુ છે, અને યુરોપખણ્ડ માહેના ક્યારેપણ થએલા ધર્મના અથવા કાયદાના કોઈ

(૫૨) અ૦ ૮ શ્લો૦ ૬૧–૭૨

(૫૩) પ્રાચીન ટીકાકાર કુલ્લૂકભટ્ટે "દેહાન્ત શાસન" એ શબ્દની પાછળ "નગર કાળજીથી અથવા ચુકથી" (ગુન્હો થયો હોય તો) એવા અક્ષરો ઘાલ્યા છે, તે ઉપરથી એવું સિદ્ધ થાય છે, કે ટીકાકારનીજ વખતમા મૂળગ્રન્થમાંનું વાક્ય લોકોની સત્સદ્વિચારબુદ્ધિને નહીં ગમવા સરખું થયું હતું

(૫૪) અ૦ ૮ શ્લો૦ ૧૦૩ | ૧૦૪ | (૫૫) અ૦ ૮ શ્લો૦ ૧૧૨.

પણ પુસ્તકમાં જેટલા ભયંકર શબ્દોથી આ અપરાધનો નિષેધ કીધો છે, તેવોજ આ ગ્રંથમાં પણ છે.[૫૬]

જો કોઈ પ્રતિવાદી જાણીજોઇને ખોટી તકરાર કરશે, તો તે સખ્ત દંડને લાયક થશે એવું કહ્યું છે. આ કાયદો વિચારથી કીધો છે એવું લાગે છે; પણ તેજ નિયમ ખેંચીને આગળ એવું ઠેરવ્યું છે, કે જો વાદી પોતાનું લેણું માગવાને વાર લગાડશે તેને ફટકા મારવા;– આ ગાંડાપણું છે.[૫૭] જો કોઈ દિવ્ય કરવાને તૈયાર થાય, તો તે આ શાસ્ત્રે કબૂલ કીધું છે, અને આવા ભોળા લોકોમાં એવી વાત ચાલુ હશે, એવું સેહેજજ આપણા ધ્યાનમા આવી જશે.[૫૮]

*કજીઆ ચલાવવાની રીતનું સાંધણ*

ઇનિસાફના કામમા નીચે લખ્યાપ્રમાણે અઢાર વ્યવહારમાર્ગપ્રકરણો કહેલા છે, એટલે જે કજીઆ ઉત્પન્ન થવાના તેઓના અઢાર વર્ગ કરેલા છે;—૧ લું, ગુજરાનને વાસ્તે ઊછીનું કરજ; ૨જું, અનામત તથા ઉપભોગ કરવાને આપેલી થાપણો; ૩ જું, ધણીપણું ન છતા કીધેલું વેચાણ; ૪ થું, શરાકત અથવા પંત્યાગાનો વેપાર; ૫ મું, આપેલું મજરે લેવું; ૬ ઠું, ગેરમુસારો અથવા ભાડું ન આપવું; ૭ મું, કરાર પ્રમાણે ન ચાલવું; ૮ મું, લેવડદેવડ રદ કરવી; ૯ મું, ધણી તથા ચાકર એઓની વચ્ચેના કજીઆ;

---

(૫૬) "ખોટા સોગનના ગુન્હામાં જે બધો જુલમ આવી જાય છે, તે બધું સારી રીતે ધ્યાનમાં લાવીને જે બધું સાચું હોય તે બરાબર કહેજે." અ૦ ૮ શ્લો૦ ૧૦૧.

"બ્રહ્મહત્યા કરનારો, તેમજ સ્ત્રીબાળઘાતી, મિત્રદ્રોહી, તથા કૃતઘ્ન, આ બધાઓને વાસ્તે જે નરકો કહેલાં છે, તે બધાં ખોટી-સાક્ષ પૂરનાર સાહેદીના કપાળે લગાડી દીધેલાં છે." અ૦ ૮ શ્લો૦ ૮૯

"જે પુરુષ ખોટી સાક્ષ પૂરે છે, તે, નાગો, હજામત કીધેલો, ભૂખ તથા તરસથી પીડાએલો, તથા આંધળો થએલો, શત્રુના ઘરમાં ચપ્પુ લઇ ભીખ માગવા જશે"— "જે દુષ્ટ પાપી ઇનસાફ બાબદની તપાસમાં એક પણ સવાલનો જવાબ ખોટો આપે, તો તે ઘોર અંધારામાં નીચું માથું કરી ઉંધે પગે પાપિ નરકમાં પડશે." અ૦ ૮ શ્લો૦ ૯૩ | ૯૪. આ પ્રમાણે ખોટા સોગન વિષે મનુસ્મૃતીમાં કહેલું છે.

(૫૭) અ૦ ૮ શ્લો૦ ૫૮ | ૫૯. | (૫૮) અ૦ ૮ શ્લો૦ ૧૧૪—૧૧૬

૧૦ મુ સીમાડાવિષે વા  ૧૧ મુ, તથા ૧૨ મુ મારામારી કરવી તથા અપશબ્દો બોલવા, ૧૩ મુ, ઠનકી ચોરી ૧૪ મુ, દગોડો તથા બીજા જબરજસ્તીના કામો ૧૫ મુ, વ્યભિચાર ૧૬ મુ સ્ત્રીપુરૂષોના ટટા, તથા તેઓના પરસ્પરોના ધર્મ ૧૭ મુ, વડી લોએ મેળવેલી મિનકત વેહેંચવાના નિયમ અને ૧૮ મુ પાસાથી તથા જીવતી વસ્તુ આડીને જુગો રમવો —આ પ્રમાણે આ અઢાર પ્રકરણો છે.[૫૮] આ ઉપરથી તે વખતમા લોકોની હાલત ઠીક સુધરેલી હતી, એવુ અનુમાન થાય છે ઉપલી કજીઆઓના વર્ગ કરવાની રીત સારી સમજણથી કીરલી તથા સ્પષ્ટ ન હતી એવુ નહી પરતુ તેમા દિવાની તથા ફોજદારી કજીઆ મેળવ્યા છે એટલી ખામી છે

ઉપર કહેલા પ્રકરણોમાથી કેટલાએકોનુ પૂરુ તથા ખાતરી થાય એવુ વર્ણન કીધેલુ છે, એવુ છતા બીજી જે કેટલીએક બાબતોવિષે જે નિયમો કહેલા છે તે થોડાથોડા છે, અને તેઉપરથી એવુ દેખાય છે કે જે વ્યવહારોવિષે તે નિયમો કહેલા છે તે વ્યવહારો તે વખતે સાદી હાલતમાજ હતા, વધારે ફેલાએલા નોહોતા  હવે હુ પ્રત્યેક વર્ગ માહેલી જે વાતો અતિશય ધ્યાનમા રાખવાજેવી છે તેઓમાથી થોડી થોડી માન કરુ છુ.

પોતાની ફરીઆદ કોરટમા લાવતા પેહેલા લેણદારે  કરજવિષે પોતાની હાથે જે ઉપાય થાય તે કરવો  એ કેટલીએક રીતે જુલમ કરવાની હદ આપી છે તાહામુદો દેણદાર ઉપર જુલમ કરવો[૬૦]

આ કાયદો હજુ સુધી કેટલાક હિંદુ રાજ્યોમા એરના જોરથી ચાલે છે, કે લેણદાર પોતાના દેણદાર પાસ જે પોતાનુ લેણ તે તેની પાસેથી જોરાવરીએ બાહેર કઢાવવા માટે તેને તેનાજ ઘરમા પૂરી મુકે છે, કેટલાક વખતસુધી ભુખ્યો અને ગરમીમા તપે એવો ધુપમા રાખે છે

દર મહીને દર સેંકડે બે ટકાપ્રમાણે બ્રાહ્મણને, તથા તે પછી સડનો દર તે શુદ્રો દર મહીને પાચ ટકાસુધી, એવો વ્યાજનો

(૫૯) અ० ૮ શ્લો० ૪–૭  (૬૦) અ० ૮ શ્લો० ૪૮–૫०

**પૈસાના વ્યાજવિષે**

દર છે. જ્યારે કંઈ ગીરવી હશે, ત્યારે વ્યાજ અરધું કમી થશે, અને જ્યારે તે ગીરવીના વહિવટથી લેણદારને ફાયદો થતો હશે, ત્યારે ગડમતું વ્યાજ નહી જેવું થાય છે.[૬૧]

વાહાણ ગીરવી લેઈને દરીયામાં સફર કરવાનેવાસ્તે પૈસો વ્યાજુ આપવો, તથા જમીનઉપરના તેવાજ જોખમી વેપારસારૂ પૈસો વ્યાજે આપવો, એવિષે નિયમો કહેલા છે, અને મુદલથી વ્યાજ વધારે થવા નહી દેવું માટે બીજા કંઈ નિયમો કહેલા છે.[૬૨]

**કરારનામાંવિષે.**

આ પ્રકરણમાં કરારનામાંવિષે, તથા તેમજ હાજરજામીનીવિષે, તથા પૈસાની લેવડદેવડવિષે, નાનાપ્રકારના નિયમો કહેલા છે. દગલબાજીથી કીધેલાં કરારનામાં તથા તેમજ કાયદાવિરૂદ્ધ કામ કરવાનાં કરારનામાં, આ ચાલવાના નથી, એવું કહેલું છે. પોતાનો ધણી પરદેશ ગયો છતાં, તેના કુટુંબનું ગુજરાન ચલાવવામાટે તેના ગુમાસ્તે કીધેલું કરારનામું પણ ધણીને માથે લાગુ થાય છે.[૬૩]

**ધણીવગરના વેચાણ**

જે પુરૂષ જે વસ્તુનો ધણી નથી, તેણે જો તે વેચી હોય તો તે વેચાણ રદ છે, એટલે તે વેચાણથી લેનારનો વારસો ચાલનાર નથી; પરંતુ જો તે ચીજ તેણે પુષ્કળ લોકોના દેખતાં ઉઘાડા બજારમાં લીધેલી હોય, અને જેણે તે વેચાતી આપી તેને જો તે લેનાર લાવીને હાજર કરશે, તો તે વેચાણ કાયમ રેહેશે; નહી તો, તે ચીજના મૂળ ધણીએ તે ચીજ લેનારે જે કીમત આપી હશે તેનું અર્ધ તેને આપીને પોતાનો માલ લેવો.[૬૪]

જો વેપારી પોતાના સખુનથી નાકબુલ જાય તો તેને દંડવો; અને જો તે સખુન મોગલ ઉપર આપેલો હોય તો તેને દેશપાર કરવો.[૬૫]

કંઈ વેચાણની લેવડદેવડ થયાપછી, આપનાર અથવા લેનાર એઓમાથી કોઈ પણ તે લેવડદેવડ રદ કરવા ચાહે, તો તે ચાલશે પણ પછી ચાલશે નહી.[૬૬]

(૬૧) અ૦ ૮ શ્લો૦ ૧૪૦-૧૪૩ (૬૪) અ૦ ૮ શ્લો૦ ૧૯૯-૨૦૨
(૬૨) અ૦ ૮ શ્લો૦ ૧૪૨,૧૫૬,૧૫૭ (૬૫) અ૦ ૮ શ્લો૦ ૨૧૯
(૬૩) અ૦ ૮ શ્લો૦ ૧૬૮-૧૬૭ (૬૬) અ૦ ૮ શ્લો૦ ૨૨૨.

ધણી તથા ચાકર એઓમાંની જે કજીઆ કહેલા છે, તે ઘણુ કરીને બધા ભરવાડોનિ તથા તેઓના માથાઊપર ઢોરોમાંથી જે જે કજીઆ થમો રહેછે તેવિ છે.[૬૭]

ધણી તથા ચાકર એઓ વચ્ચેના કજીઆ

નદી સરખા પોતાનીમેળે થએલા પદાર્થથી અથવા ઝાડો રોપીને, અથવા તળાવો ખોદીને, તથા તેની બાજુએ દેવળો બાંધીને, એવી રીતે ગામની સીમની નિશાની કરી મુકવી, અથવા જમીન ઊપર પથરોની નિશાનીઓ ઉઘાડી મુકીને, અથવા કોતરેલા પથરોની નિશાની જમીનની હેઠળ દાટીને તે શિમાડાઓ બાંધે છે. જ્યાહા વાંધો પડે છે, ત્યાહા બંને વાદીપ્રતિવાદીઓની હજુરમાં સાહેદીઓના માથા ઉપર માટી મુકીને, તથા તેઓના ગળામાં લાલ ફુલોના હારો ઘાલીને, તથા તેઓને લાલ વસ્ત્રો પેહેરાવીને, તેઓને સોગન આપી જુબાનીઓ લેવી. જો પુરાવાથી તે વાતનો ચુકાદો નહીં થાય તો રાજાએ ખરો તપાસ કરીને પોતાની સત્તાથી હદો ઠરાવી આપવી.

સીમાડાવિષે કજીઆ

ખાસગી ખેતરોની હદોવિષે એજપ્રમાણેં ચાલવું.[૬૮]

સ્ત્રીપુરૂષવિષે જે નિયમો કહેલા છે, તે બના હલકી વાતોથી પૂરા ભરેલા છે. હવે પેહેલે કેટલાએક લગ્નોસબંધી નિયમોવિષે થોડી હકીકત લખીને પછી ઉપલા નિયમોમાંથી મુખ્ય મુખ્ય કહીશ.

સ્ત્રીપુરૂષોની વચ્ચેના સંબંધ વિષે

૭ પ્રકારના લગ્નો શાસ્ત્રમાં મજૂર રાખ્યા છે. તેઓમાંથી ફક્ત ચાર બ્રાહ્મણોને વાસ્તે યોગ્ય એવું કહેલું છે. તે ચારેના કારમદો કેટલાએક નાહાના તફાવતો છે, પણ છોકરીની કિમ્મત લીધા વગર બાપે તેનું લગ્ન કરવું એવો નિશ્ચય ચારે પ્રકારોમાં છે. બાકી રહેલા બે પ્રકાર ક્ષત્રિયોનેવાસ્તે કહેલા છે પરંતુ એની હદ કહેલી છે તોપણ તે પ્રકારો ઘણી મોહોટી નજર રાખીને કરેલા છે. જ્યારે લડાઈમાં ફતેહ થયા પછી કોઈ ક્ષત્રિય એક સ્ત્રીને પકડીને લઈ જઈ તેની ખુશીવિરૂદ્ધ તેને પરણે, તે ઉપલા બે પ્રકાર માહેનો એક. અને જ્યારે બીનકુલ કોઈપણ

(૬૭) અ૦ ૮ શ્લો૦ ૨૨૮–૨૩૪ (૬૮) અ૦ ૮ શ્લો૦ ૨૪૬–૨૬૫

મંત્રોની વિધિ વગર સ્ત્રીપુરૂષોની ખુશીથી જે વિવાહ થાય છે, તે બીજો પ્રકાર. આ છ પ્રકારો સિવાય બીજા બે લગ્નના પ્રકારો છે તેઓવિષે નિષેધ કીધો છે. તેઓમાથી પેહેલો પ્રકાર,—જ્યારે બાપ છોકરીને બદલે દ્રવ્ય લેછે, તે એક પ્રકાર;[૬૯] તથા દારૂ પીધાથી ઉન્મત્ત થઇને અથવા બીજા કારણથી લગનના કરારને હું કબૂલ છઉં એવું બરાબર રીતે સમજવાની જે સ્ત્રીને શક્તિ નહીં હોય ત્યારે તેની સાથે લગ્ન કરવું એ બીજો પ્રકાર.[૭૦]

છોકરીનું લગ્ન આઠમે વર્ષે કરવા તેથી પેહેલું કરવું, અને તે ઉપરાંત (એટલે લાયક ઉમરની) થયાપછી જ્યારે ત્રણ વર્ષની અંદર તેનું લગ્ન કર્યું નહીં, ત્યારે તેને સ્વયંવર કરવાની છુટ છે.[૭૧]

પુરૂષે પોતાથી ઊતરતી વર્ણમાંની સ્ત્રીસાથે લગ્ન કર્યું હશે તો ચાલશે, પરંતુ પોતાથી ઊંચ વર્ણમાની સ્ત્રીસાથે લગ્ન કદીપણ કરવું નહીં.[૭૨] કોઈ પુરૂષે માબાપપાસેથી સમજેલા સંબંધની છ પેઢીઓની અંદર લગ્ન કરવુ નહીં, અથવા જે સ્ત્રી પોતાના ગોત્રની હોય, તેનીસાથે લગ્ન કરવું નહીં, કારણ એકગોત્ર ઉપરથી એવુ જણાઈ આવે છે, કે તે પોતાનાજ કુળમાની છે.[૭૩]

એક વર્ણના સ્ત્રીપુરૂષોનું લગ્ન, હાથમા હાથ ઘાલીને, થાયછે; પરંતુ ક્ષત્રિય જાતની સ્ત્રી બ્રાહ્મણસાથે લગ્ન કરતી હોય તો તે હાથમા બાણ પકડે છે (તેને ધણીએ અડકવું): વૈશ્ય સ્ત્રી હોય તો તે હાથમા ચાબુક પકડે છે (તેને ધણીએ અડકવું); અને શૂદ્રીએ (ધણીના) લુગડાનો છેડો પકડવો.[૭૪]

હવે એકજ વર્ણનું લગ્ન કરવું, એવું આ સ્મૃતિકારનુ વધારે કેવાનુ છે. પેહેલું લગ્ન તો આપ્રમાણેજ કરવું. બ્રાહ્મણે શુદ્રીની-

---

(૬૯) એ પ્રકરણ વિષે બધી સ્મૃતિમધ્યે નરાઇસરખી રીતની વાપરેલ છે. તે એવી, કે છોકરીના બાપે દ્રવ્ય લેવું એ તે છોકરીને વેચવા જેવું છે, એવી તે વાતની નિંદા કરીને સાધારણ અભિપ્રાય લખેલો છે એવું છતાં, કેટલેક ઠેકાણે એવી રીતે લીધેલા દ્રવ્યની બાબત કેવી કરવી, અને એવા દ્રવ્યથી કોઈ પણ પ્રકારનો હકપેદા થાયછે, તે વિષે કાયદાની બીજી બાબતો પ્રમાણે ટીકા કીધી છે

(૭૦) અ૦ ૩ શ્લો૦ ૨૦—૩૪, (૭૩) અ૦ ૩ શ્લો૦ ૫

(૭૧) અ૦ ૯ શ્લો૦ ૮૮—૯૩. (૭૪) અ૦ ૩ શ્લો૦ ૪૪

(૭૨) અ૦ ૩ શ્લો૦ ૧૨—૧૯.

સાથે લગ્ન કરવું એ સારૂં નથી, એવું કહ્યું છે; અને પેહેલી સ્ત્રી તો શૂદ્રી કરવીજ નહીં, એવી સાફ ના પાડી છે.[૭૪અ]

એક વખત લગ્ન થયું, એટલે તે ફેરવાય નહીં; અને સ્ત્રીપુરૂષે એકબીજાસાથે ખરેપણે ચાલવું જોઈએ, એવું કહ્યું છે.[૭૫]

પુરૂષે બીજી સ્ત્રી કરવાવિષે જે પછવાડે થોડા પ્રકાર કહેલા છે, તેઉપરથી એવું અનુમાન થાય છે, કે એવા પ્રકાર નહી હોય તો તેણે એકજ બઈરી કરવી. કોઈ પુરૂષની સ્ત્રી મરવાથી તેણે ફરીથી લગ્ન કરવું; પણ વિધવાઓનો પુનર્વિવાહ કરવાવિષે ઉત્તેજન આપેલું નથી, અને શૂદ્રજાતિ બાદ કરીને બાકીનાઓને તેનો અટકાવ કરેલો છે.

જે સ્ત્રી આઠવર્ષસુધી વાઝણી રહી હશે, તેને, અથવા, જેને અગિઆર વર્ષમાં છોકરો થયો નહીં હશે, તેને, અવિલિમ્બક રીતે બીજી સ્ત્રી કરવી.[૭૬] એ વાક્ય લખ્યું છે, તોપણ કુટુંબમાં જે ઉંચી પદવી તે પ્રથમ પરણીએતની સ્ત્રીનેજ હોવી જોઈએ એમ જણાય છે.[૭૭]

દારૂ પીનારી તથા ખરાબ ચાલની સ્ત્રીઓ, અને તેવીજ જે પોતાના ધણીઉપર દ્વેષ કરે છે તે, તથા, જે ઉડાઉ હોય છે, તેને રદ પાડવી.[૭૮]

જે સ્ત્રી પોતાના ધણીનુ ઘર છોડી જશે, અથવા વગર કારણે એક વર્ષસુધી તેના ઉપર અભાવ કરશે, તેને ધણીએ કેવળ છોડી દેવી.[૭૯]

જ્યારે કોઈ પુરૂષ મુસાફરી કરવા જતો હોય, ત્યારે તેણે પોતાની સ્ત્રીને ખાવાપીવાનો બંદોબસ્ત કરીને મુકી જવું.[૮૦]

પોતાનો ધણી મુસાફરીએ ગયો હોય, ત્યારે, જો તે ધર્મના કામનેમાટે ગયો હોય, તો સ્ત્રીએ તેની આઠ વર્ષ રાહ જોવી, જો

---

(૭૪અ) અ૦ ૩ શ્લો૦ ૧૨-૧૭ એ મૂળમાં નથી. (ભા૦ ૬૦)
(૭૫) અ૦ ૯ શ્લો૦ ૪૬,૪૭, ૧૦૧,૧૦૨
(ક) એટલે તે છતાં બીજી સ્ત્રી કરવી (ભા૦ ૬૦)
(૭૬) અ૦ ૯ શ્લો૦ ૮૧
(૭૭) અ૦ ૮ શ્લો૦ ૧૨૨
(૭૮) અ૦ ૯ શ્લો૦ ૮૦
(૭૯) અ૦ ૯ શ્લો૦ ૭૭-૭૯
(૮૦) અ૦ ૯ શ્લો૦ ૭૬

વિદ્યા કિંવા આબરૂ મેળવવા માટે ગયો હોય, તો ૬ વર્ષ; અને મોજને માટે ગયો હોય, તો ત્રણ વર્ષ માત્ર વાટ જોવી.[૮૧]

જ્યારે કોઈ પુરુષ નિસંતાન થઈને મરશે, અથવા જીવતો છતાં તેને છોકરા થવાની આશા રહી નહીં હોય, ત્યારે પણ તેના ભાઈ પાસેથી તેની સ્ત્રીને છોકરાં પેદા કરવાની ચાલ ખરાબ છે, એવું કહેલું છે. ફક્ત શૂદ્ર જાતીમાં તેવું થાય તો, અથવા જે વિધવાનો ધણી ગર્ભાધાન (એટલે અધવણી) પેહેલાં મુવો હોય તો તેને ઠેકાણે એવી પ્રજા ઉત્પન્ન કરવાને અડચણ કહેલી નથી.[૮૨]

દાયભાગ

કોઈ પુરુષના ઔરસ પુત્રો, તથા તેઓના પુત્રો, અને તે ન હોય તો તેના વંશની વૃદ્ધિ કરવાસારૂં તેની છોકરીનો છોકરો, એઓ તેના સ્વાભાવિક વારસ છે.[૮૩]

પેહેલાં કહેલી રીતીઓ પ્રમાણે[૮૪] જ્યારે કોઈ પુરુષની જીવવાની આશા નહીં હશે, અને તે વખતે તેના અતિ નજીકના સગા પાસેથી તેની સ્ત્રીને પુત્ર થશે, તેને પણ છોકરા પ્રમાણેજ વારસાનો હક છે.[૮૫] એ રીત ખરાબ, માટે સ્મૃતિકારે પસંદ કરી નથી; પરંતુ જ્યાંહાં એવી વાત થઈ હશે, ત્યાંહાં કાયદાની નજરે તે નાકબૂલ કર્યું છે એમ નથી.

---

(૮૧) અ૦ ૯ શ્લો૦ ૭૬ કુલ્લૂકભટ્ટે પોતાની ટીકામાં એવું લખ્યું છે, કે એટલી મુદત થયા પછી "તેણીએ તેની પછવાડે જવું," પરંતુ સ્મૃતિકારનો અર્થ ઘણું કરીને તે મુદત પછી તેને બીજું લગ્ન કરવું એમ જ જણાય છે. આ સ્મૃતિમાં વિધવાઓના પુનર્વિવાહવિષે તથા બીજા પ્રકરણમાં વિરોધ છે, તે ઉપરથી એવું અનુમાન કરતાં આવડે છે, કે એ કાયદો જુદા જુદા વખતમાં તથા જુદે જુદે ઠેકાણે, જુદી જુદી રીતનો હતો, અથવા તે પ્રકારનો વિચાર, અને તે વખતના લોકોની ચાલ એકબીજા સાથે મળતી નોહોતી. હાલની રૂઢિમાં લોકોના મનો બીજાં લગ્નથી ઊલટાં છે, અને તેજ પ્રમાણે કુલ્લૂકભટ્ટની વખતમાં પણ ઘણું કરીને હોવું જોઈએ.

(૮૨) અ૦ ૯ શ્લો૦ ૫૯–૬૦.

(૮૩) અ૦ ૯ શ્લો૦ ૧૦૪–૧૩૬.

(૮૪) અ૦ ૯ શ્લો૦ ૫૯ ઇત્યાદિ.

(૮૫) અ૦ ૯ શ્લો૦ ૧૪૫. આ જે વારસાની કબૂલાત કહી, તો શૂદ્ર સ્ત્રીના પુત્રનેજ માત્ર લાગુ કરવાની હશે, કારણ એવી સ્ત્રીને "દીયર થકી

ઉપર કહેલી રીતની પ્રજા નહીં હોય, ત્યારે દત્તપુત્ર જીંદગીનો વારસ થાય છે. મૂળના બાપની માલમત્તા ઉપર દત્તપુત્રનો વારસો રહેતો નથી, અને જો દત્તવિધાન પછી દત્તક લેનાર બાપને ઔરસ પુત્રો થાય, તોપણ તે છઠ્ઠા હિસ્સાનો માલિક થાય છે.[૮૬]

ઉપર કહેલા વારસો ન હોય ત્યારે, પછવાડે દસ પ્રકારના પુત્રો કહેલા છે; એવા પુત્રોની કલ્પના હિંદુએજ કરવી; બીજા લોકો કદી કરી ન શકે. કારણ હિંદુ લોકોમા બીજી ઘણીએક બાબદોથી ઉત્તરકાર્ય કરવાને વરાજ હોનો એ વાતનુ માહાત્મ્ય વિશેષ છે. જો કોઈ પુરૂષ મુસાફરીને ગયો હોય અને ત્યાર પછી તેની સ્ત્રીને છોકરો થશે, અને તે કોનાથી થયો એ સમજાશે નહીં, ત્યારે એનો છોકરો; તેમજ લગ્નની વખતે ધણી ન જાણતા સ્ત્રી ગર્ભવતી છતા વિવાહ થશે, તો, તે પેહલા ગર્ભનો છોકરો, એ બને ઉપરના દસમા ગણાય છે. કોઈ છોકરીને વિવાહસંસ્કાર વગર કોઈ પુરૂષ પાસેથી પુત્ર થઈને પછી બીજા પુરૂષસાથે તેનુ લગ્ન થશે, ત્યારે તે પેહેલાનો થએનો છોકરો; તેનોજ ધણી છોડી ગએલી સ્ત્રીને, અથવા વિધવાને પરપુરૂષે પેદા કીધેનો છોકરો, એ સર્વ ઉપરના દસમા આવે છે; અને શૂદ્ર સ્ત્રીથી જે પુત્રો થાય છે, તે આ દસમા છેલ્લા ગણાય છે.[૮૭] એ અને બીજા મળીને એકંદર દસ, એ ધર્મશાસ્ત્રની કલ્પનાએ પુત્ર એવા માનેલા છે; પરન્તુ પોતે સ્મૃતિકારજ એના પુત્રના સમધવિષે તિરસ્કારથી વર્ણન કરે છે, અને તેઓના હાથે સારી ઉત્તરક્રિયા થશે માટે તેઓ કામના છે, તોપણ તેઓને ઘણા હલકા માનેલા છે.[૮૮]

પોતાના છોકરાઓ ન હોય ત્યારે ભાઈના છોકરા (વારસાને)

---

છોકરો પેદા કરવો" એ ધર્મશાસ્ત્રપ્રમાણે ધટારત હતું પરન્તુ એ પ્રમાણે મૂળગ્રથમાં લખેલું નથી, અને આ સર્વ પ્રકરણોવિષે આ સ્મૃતિકારનું બોલવું એકબીજાથી ઉલટું છે હાલની વખતમાં આ વારો કેવળ બધી વર્ણને મના કરેલો છે

(૮૬) અ૦ ૮ શ્લો૦ ૧૪૧, ૧૪૨, ૧૫૮, ૧૫૯

(૮૭) અ૦ ૯ શ્લો૦ ૧૫૯—૧૬૧, તથા ૧૬૭—૧૮૦ હાલના હિંદુ શાસ્ત્ર પ્રમાણે કોઈ પુરૂષને ઔરસ પુત્ર તથા દત્તપુત્ર એ સિવાય બાકીના ઉપર કહેલા સર્વ પુત્રો નામંજુર ધારેલા છે

(૮૮) અ૦ ૯ શ્લો૦ ૧૬૧

લાગુ થાય છે, કારણ તેઓને પુત્રપ્રમાણે માનેલા છે; અને જો તેઓની ઇચ્છા હોય, તો બીજા બધાઓને છોડીને તેઓનેજ તેઓના કાકાએ દત્તક લેવા જોઇએ.[૪૯] છોકરા, છોકરાના છોકરા, દત્તક લીધેલા છોકરા, તથા બત્રીજા, એટલા જો ન હોય, તો બાપ તથા મા એઓ વારસ થાય છે; તેઓની પછવાડે ભાઈ, દાદા, તથા દાદીઓ,[૫૦] પછી બીજા સાપિણ્ડ ગણેલા દાયાદ,[ક] અને તે ન હોય તો ગુરૂ, સ્વાધ્યાયી,[ફ] અથવા શિષ્ય; અને એટલા જો ન હોય, (અને મરનાર બ્રાહ્મણ જાતીનો હોય) તો બધા બ્રાહ્મણો વારસ થાય છે; અને જો મરનાર બીજી વર્ણમાનો હોય, તો તેનો વારસો રાજાપાસે જાય છે.[૫૧]

બાપે જીવંતપણે પોતાની દોલત પોતાના છોકરાઓને વેહેંચી આપવી. તે મરજીમાફક વેહેંચવી, કીંવા નિયમિત માપથી વેહેંચવી એ કાંઈ કહ્યું નથી, અને મૃત્યુપત્ર કરવાનો અધિકાર બાપને છે એવો કહીં પણ ઉલ્લેખ નથી.[૫૨]

બાપ મુવાપછી છોકરાઓએ બધી મીલકત એકઠી રાખીને સામઇક (એટલે રહીઆરા) રેહેવું, અથવા કહેલા નિયમો

(૪૯) અ૦ ૯ શ્લો૦ ૧૯૨. (૫૦) અ૦ ૯ શ્લો૦ ૧૮૫ તથા ૨૧૭.

(ક) સાત પેઢી માંહેનાઓને સાપિણ્ડ કહેછે, અને છોકરા, ભાઈ, વિગેરે જેઓ જીંદગીના વિભાગને યોગ્ય છે તેઓ દાયાદ કેહેવાય છે ભા૦ ૬૦

(ફ) એક વેદશાખા ભણેલો તે ભા૦ ૬૦

(૫૧) અ૦ ૯ શ્લો૦ ૧૮૬–૧૮૯. ઉત્તરક્રિયા કરવા ઉપર વારસાનો હક લાગુ થાય છે, એથી કેટલાએક વિલક્ષણ નિયમો પેદા થાય છે. બાપ, દાદા, વડદાદા, એ ત્રણેની માત્ર પેહેલા દરજ્જાની ઉત્તરક્રિયા થાય છે, માટે જે લોકો ત્રણે પેઢીની ઉત્તરક્રિયા કરવાને અધિકારી હોય છે, તે વારસાને પેહેલા લાગુ થાયછે, પછી બે પેઢીની ઉત્તરક્રિયા કરનારા, તેની પછી એક પેઢીની ઉત્તરક્રિયા કરનારા, એ લાગુ થાયછે. જે મૂળ ત્રણે પેઢીઓને લાગુ થતા નથી, તેઓને વારસો મળતો નથી. આ નિયમ પ્રમાણે જો કોઇનો પ્રપૌત્ર હશે, તો તેને એક બાજુએ મૂકીને મરનારની પાસેથી ત્રણ પેઢીનો માહેલો કોઈપણ બીજા કુળનો નજીકનો દાયાદ હશે તો તેને વારસાનો હક મળશે. પેહેલી જાતની ક્રિયા એટલે ત્રણે પેઢીઓની ક્રિયા કરનારાઓની પછવાડે, બીજા પ્રકારની એટલે બે પેઢીઓની ક્રિયા કરનારા એવા મુખ્ય લોક વારસાને લાગુ થાયછે

(૫૨) અ૦ ૯ શ્લો૦ ૧૦૪. ઉપર જે જીવતાં વેહેંચવાનો અખતિઆર કહ્યો, તેને કુલ્લૂકભટ્ટની ટીકાનો આધાર છે

મોહોટામાં મોહોટો વેહેંચણનો ભાગ મળવાનો તે; પછી જો તે પુરૂષને બીજા છોકરા ન હોય તોપણ તેને જાસ્તી મળવાનું નથી.

નપુંસક, જાતિભ્રષ્ટ, જન્મથી મુગો, બેહેરો, કિંવા આંધળો; તેવાજ જેના હાથપગ વિગેરે અવયવો ગએલા હશે તે, અથવા જે ગાંડો કિંવા મૂર્ખ હોય તે; એટલા બધા પુરૂષો વારસાને લાયક નથી; પરંતુ તેઓને જીંદગીના વારસોએ પોસવા જોઈએ. તથાપિ જો એ વારસાને લાયુ ન કીધેલા લોકોના છોકરાઓ હશે, તો તે વારસાને લાયુ થશે.૯૭

---

# પ્રકરણ ચોથું.

## ધર્મ.

મનુસ્મૃતિમધ્યે વેદોમાનો ધર્મ કહેલો છે, અને તે અસલ ગ્રંથ વિષે આ સ્મૃતિના પ્રતેક પૃષ્ઠમાં ઉલ્લેખ છે.

વેદોવિષે — વેદો ચાર છે; પણ પુષ્કળ વિદ્વાન્ હિંદુ લોકો ચોથો વેદ કબુલ કરતા નથી. માટે તેઓની સંખ્યા ત્રણ છે. પ્રતેક વેદના બે અથવા વિચાર કરીએ તો ત્રણ ભાગ છે. પ્રથમ[1] ભાગમાં મંત્રરૂપ સૂક્તો તથા અર્થવાદ સૂક્તો છે. બીજા[2] ભાગમાં ધર્મસંબંધી કામો કરવાની આજ્ઞા, અને ઈશ્વરી વિદ્યાનું વિવેચન છે.[3] 'ઈશ્વરી વિદ્યાવિષે કંઈ વિવરણ જુદા જુદા નાહના નોહાના ગ્રંથોમાં છે.' આ વિવરણ ક્યારે ક્યારે ઉપર લખેલા બીજા ભાગમાં પણ ધાલેલું છે, અને કહીં કહીં આ બધા નાહોના નોહાના ગ્રંથોનો જુદો જમાવ કરીને વેદનો ત્રીજો ભાગ કીધેલો છે.[4]

પ્રતેક વેદમાં જે ધર્મો આચારવિષે કહ્યું છે, તે ધર્મો કોવે

---

(૯૭) અ० ૯ શ્લો० ૨૦૧–૨૦૩

(૧) એને મંત્ર કહે છે;

(૨) એને બ્રાહ્મણ કહે છે.

(૩) કહીં કહીં બ્રાહ્મણોમાં જે ઉપનિષદ ભાગ આવ્યો છે તે એ ભા० ૩०

(૪) તેઓને ઉપનિષદો કહે છે.

વખતે આચરવા તે વખત ઠરાવવાનેમાટે કાળની વ્યવસ્થા કેવી કરવી તે સમજાવવાને વાસ્તે પ્રત્યેક વેદમા એક નાહાનો ગ્રંથ છે.[૫]

વેદો એક એક પુરૂષે કરેલા નથી. પ્રત્યેક વેદ પુષ્કળ ગ્રંથ કારોએ કીધો છે, તેઓના નામો તેઓના લખતોમા છે, અને કદાચિત્ જો તે બધા લખતોમા ન હોય, તો વેદમા જે મન્ત્રરૂપ સૂક્તો, તથા અર્થવાદ સૂક્તો છે તેઓમા તો છે, અને હિંદુલોકોના મત પ્રમાણે તે તે ઋષીઓને ઈશ્વરી પ્રેરણાથી આ સૂક્તો જુદા જુદા સુઝયા. આ સૂક્તો ઘણુ કરીને જુદા જુદા વખતમા લખેલા હોવા જોઈએ, પરન્તુ ખ્રિસ્તની અગાઉના ચૌદમા સૈકામા આ સૂક્તો એકઠા કરીને તેઓને હાલની સ્થિતિ પ્રાપ્ત થઈ છે.[૬]

વેદો તમામ જુની સંસ્કૃત ભાષામા લખેલા છે, તે ભાષા હાલની ભાષાથકી ઘણી જુદી છે, તેથી બ્રાહ્મણોમા પણ જે વધારે વિદ્વાન છે તેટલા માત્ર વેદ સમજે છે. વેદના થોડાક ભાગનો માત્ર હજીસુધી યુરોપિયન ભાષાઓમા તરજુમો થયો છે.[૭] હવે વેદોમા જે લખેલુ છે તેનો સારાંશ કોલ્‌બ્રુકસાહેબે કાઢ્યો છે, તે ઉપરથી તેઓમાહેલા મતોનુ સાધારણ વર્ણન કેવુ છે તે ખુલ્લી રીતે સમજાય છે, (અને એ સારાંશ જેણે કાઢ્યો છે તેની સારાસારબુદ્ધિ તથા સચ્ચાઈ એ પૂરો વિશ્વાસ રાખવા જેવા હતા) તોપણ તેઓમા કેવો તપસીલ લખ્યો છે તેવિષે આપણાથી સિદ્ધાન્ત કરીને કેહેવાતુ નથી, અથવા અર્વાચીન કાળના હિંદુલોકો જે ધર્મ ઉપર વિશ્વાસ રાખે છે તે ધર્મનો બારો જે કથાઓનો તથા મતોનો બનેલો છે તેમાથી ઘણા ભાગવિષે વેદના કોઈ પણ ભાગમા કેવોપણ ઉલ્લેખ નથી એવુ આપણાથી ખચિત કેહેવાતુ નથી.

ઈશ્વર એક છે, એ વેદોનુ મુખ્ય મત છે. એકેશ્વરમત
"ખરેખર જોતા કેવળ એક ઈશ્વર છે; તેજ

(૫) તેને વેદાઙ્ગ જ્યોતિષ કહે છે ભા૦ ક૦
(૬) આ પુસ્તકની પુરવણી અંક પહેલો જો
(૭) એલ્ફીન્સ્ટન સાહેબે એ ગ્રંથ લખ્યા પછી હાલમાં પુષ્કળ વેદોના ભાષાન્તરો થએલાં છે. ભા૦ ક૦

કરનારાં તે તો, કોલ્‌બ્રુકસાહેબના કહીં પણ જોવામાં આવ્યાં નથી.'

તે વેળાએ મૂર્તિઓ મૂળેજ ન હતી, અને પૂજાઈ (એટલે પૂજા કરવા લાયક) વસ્તુની દેખાય એવી પ્રતિમાઓ પણ ન હતી એવું જણાય છે.

મનુસ્મૃતીમાંનો ધર્મ.

સર્વ મનુસ્મૃતીમાં કેવળ ઈશ્વર મતનુંજ પ્રતિપાદન છે, અને તે ગ્રંથની શેવટે એવું કહેલું છે, કે ઉપનિષદોએ કહેલા "એક પરમેશ્વરનું ખરેખર જ્ઞાન પેદા કરી લેવું, એ" બધા ધર્મોમાંનો "મુખ્ય ધર્મ છે."[૧૦]

મનુએ (વેદોમાં કહેલા) ઈશ્વરના એકપણાની કલ્પના કાયમ રાખેલી છે, પરંતુ ઈશ્વરના સ્વભાવવિષે અને કામોવિષે જે તેના મતો છે તે વેદોમાંનાં મૂળ મતોનું શુદ્ધ સ્વરૂપ છોડીને ગલીચ થએલા છે.

સૃષ્ટિ

સૃષ્ટિ કેમ ઉત્પન્ન થઈ, એ વિષે મનુએ જે વર્ણન કર્યું છે, તેમાં (ઉપરની કલમમાં કહેલું) તેના મતનું ગલીચપણું વિશેષે કરીને ઉઘાડું થયું છે. ઈશ્વર એ 'આ બ્રહ્માણ્ડનો ઉપાદાન[અ]કારણ છે અને તેજ કર્તા છે જગદ્રૂપી નાશ પામનારો ઘડો કરનાર તે કુંભાર છે, અને જે માટીમાંથી તે ઘડો કરેલો છે, તેપણ તેજ છે." આ અર્થોના વાક્યો વેદોમાં છે, પણ તેઓનો અર્થ કરવામાં જે લોકો ઘણા હુશિયાર છે તેઓનો અભિપ્રાય એવો છે, કે આ લેખો અક્ષરે અક્ષર જેવા લખ્યા છે તેવા સમજવાના નથી, બધી વસ્તુઓની ઉત્પત્તિ એકજ કારણથકી છે આટલોજ સિદ્ધાન્ત કરવો, એ આ વાક્યોની મતલબ છે. બધા ઉત્પન્ન કીધેલા ભૂતોને[બ] માંહેનું તત્ત્વ તથા તેઓનું રૂપ, આ બેઉ, જે પોતેજ થએલો જગતનું મૂળ કારણ તેની ઇચ્છા માત્ર થકી થએલાં છે, એવું દેખાડનારું વેદોનું સાધારણ વચન છે

(૮) એ રીતે મંત્રરામાયણ અને મંત્રભાગવત, એવા બે સંસ્કૃત ગ્રંથો જોવામાં આવ્યા છે ભા૦ ક૦.

(૧૦) અ૦ ૧૨ શ્લો૦ ૮૫

(અ) જે કારણથીજ કાર્યની રચના થાય છે, તેજ તેનું ઉપાદાન કારણ જેમ ઘડાની માટી ભા૦ ક૦

(બ) ઈશ્વરે જે બધી વસ્તુઓ ઉત્પન્ન કીધી છે, તેઓમાંની દરએક ભૂત કહેવાય છે ભા૦ ક૦

હવે મનુસ્મૃતિમાં જો વિશેષ સ્પષ્ટ ઉલ્લેખ નથી, તોપણ આ બધું બ્રહ્માણ્ડ પેદા કરનારના સત્ત્વથી થયું છે, એવા વિચારો તરફ તે ગ્રંથનું વળણ છે, એવું દેખાય છે; અને પ્રકૃતિ એ એક ઈશ્વરી તત્ત્વનો ભાગ છે, અને તેની સ્થિતિ અનાદ્યન્ત છે, એવો સંગલગ્નેવો વિચાર આ સ્મૃતિમાં છે એવું જણાય છે. "તેપછી પોતે અવ્યક્ત છતા પંચમહાભૂતો તથા બીજી શક્તિઓ એથી આ જગત વ્યક્ત કરનારો એવો જે, સ્વયંભૂ ભગવાન્, તે અક્ષયી તેજથી અંધાર દૂર કરતા છતાં પ્રકાશિત થયો."[૧૧]

"પોતાના ઈશ્વરી તત્ત્વથી નાનાપ્રકારની પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા તેને થઇને; તેણે પોતાના વિચારથીજ પાણી પેદા કીધું, અને તેમા ઉત્તમ પ્રકારનું બીજ વાવ્યું."[૧૨] આ બીજ વડે બ્રહ્માણ્ડ ઉત્પન્ન થયુ, તેમા બ્રહ્મદેવને રૂપે ઈશ્વર પોતે જન્મ પામ્યો.[૧૩]

એજ રીતે તોહમતી દેવોના ઉપાયોથી ઈશ્વરે બ્રહ્મદેવને રૂપે સ્વર્ગ, તથા પૃથ્વી, તથા મનુષ્યજીવાત્મા, એઓ કીધા; અને બધા ઉત્પન્ન કીવેલા ભૂતોને જુદા જુદા નામો આપીને જુદા જુદા વધા લગાડી દીધા.

તેજ પ્રમાણે પેદા કરનારે "ઈશ્વરી ગુણ તથા શુદ્ધ આત્માઓ, એઓસહિત એવા દેવ," અને અતિશય સૂક્ષ્મરૂપી એવા સાધ્યગણ[૧૪] ઉત્પન્ન કીધા.[૧૫]

આ બધી સૃષ્ટિ નિયમિત કાળસુધી માન રહે છે. તે કાળ પૂરો થયાપછી, તેમાથી ઈશ્વરનુ તેજ જતુ રહે છે. બ્રહ્મદેવ, એ પોતે પરમાત્માના તેજમા અન્તર્ધાન પામે છે, અને આ બધી બ્રહ્માણ્ડની રચના નહીં જેવી થાય છે.[૧૬]

એ પ્રમાણે ઘણી મોહોટી મુદતપછી ફરી ફરીને સૃષ્ટીની ઉત્પત્તિ તથા પ્રલય એઓ થાય છે.[૧૭]

---

(૧૧) અ૦ ૧ શ્લો૦ ૬
(૧૨) અ૦ ૧ શ્લો૦ ૮ આને ટીપે મુળ ગ્રંથમાં સુધી છે ભા૦ ૬૦
(૧૩) અ૦ ૧ શ્લો૦ ૯ ભા૦ ૬૦
(૧૪) સાધ્ય એટલે એક દેવપોતી વર્ણવેલી છે ભા૦ ૬૦
(૧૫) અ૦ ૧ શ્લો૦ ૮–૨૨
(૧૬) અ૦ ૧ શ્લો૦ ૫૧–૫૭
(૧૭) અ૦ ૧ શ્લો૦ ૭, ૭૧, ૭૪

એથકી કમી પદવીની જે દેવતાઓ છે, તેઓ પાંચ મોહોટાં તત્ત્વોની દર્શક છે; જેવું આકાશનું દૈવત, ઈન્દ્ર; તેજનું દૈવત અગ્નિ; પાણીનું દૈવત, વરૂણ; પૃથ્વીનું દૈવત, પૃથિવી; આકાશમાંના ગણોનાં દૈવતો, સૂર્ય, ચન્દ્ર, બૃહસ્પતિ, અને બીજા ગ્રહો. તેજપ્રમાણે મનના વિચારો ઊપર નામનો આરોપ મુકીને તેઓની ગણના દેવોમાં કરેલી છે. ઊદાહરણ, ધર્મ એટલે ન્યાયની દેવતા; અને ધન્વન્તરી, એટલે વૈદ્યકની દેવતા.[૧૮] જે રામકૃષ્ણાદિ વીગેરેનો વેદોમાં ઊલ્લેખ ન હોઈને, જે હાલમાં હિંદુઓના દેવતાર્ચનમાં એટલા મોહોટા મહત્ત્વમા આવ્યા છે, તેઓનો આ ગ્રંથમા કહીંપણ ઊલ્લેખ નથી; જે દેવતાઓના એ અવતારો, એવું કહ્યું છે તેઓવિષે પણ કહીં લેખ નથી. બ્રહ્મદેવનુ નામ ઘણી વખતે આવેલું છે, પરંતુ વિષ્ણુ અને શિવ એઓનુ કહીં પણ નથી.[૧૯] ઈશ્વરના આ ત્રણ રૂપોની વૈદિકી દેવતાઓમા મોહોટી ખ્યાતિ નથી;[૨૦] અને તેઓના ગુપ્ત ત્રિગુણાત્મકત્વ વિષે મનુમા કંઈ સૂચના નથી, તથા ઘણુકરીને વેદોમા પણ નથી. લાહા એવું વર્ણન કીધું છે કે, અગ્નિ, ઈન્દ્ર, તથા સૂર્ય, આ ત્રણે દેવતાઓમાથી એક દેવતાના રૂપમા બધા દેવો આવી શકે છે.

એથી કમી પદવીની દેવતાઓ

ગણ દેવતા નામની દેવો થકી એક તમામ જુદી દેવતાઓ છે, તેઓની ગણતરી સૃષ્ટિક્રમના વર્ણનમા દેવોમા ન કરતા, જીવોમા કરેલી છે. આ દેવતાઓમા સારી તથા નરસી એવી બે જાત છે. "યક્ષ, રક્ષ, પિશાચ, ગંધર્વ, અપ્સરા, અસુર, નાગ, સર્પ, સુપર્ણ (એટલે ગરૂડ), અને એઓથી જુદા એવા પીતરોના ગણ," એ પ્રમાણે ઉત્પન્ન કીધુ છે.[૨૧]

ગણ

હવે મનુષ્યો વિષે વર્ણન કરૂ છું. મનુષ્યને બે અન્તરગત આત્માઓ છે; એકને જીવાત્મા કેહે છે;તેથી શરીરનુંચલન વલન થાય છે, અને બીજાને

મનુષ્યો

(૧૮) અ૰ ૯ શ્લો૰ ૩૦૩—૩૧૧અને બીજે ઠેકાણે
(૧૯) વિષ્ણુનું નામ છે, અ૰ ૧ શ્લો૰ ૧૦ જો ભા૰ ક૰
(૨૦) આ ત્રણે દેવોના વિશેષ મહિમાનું વર્ણન વેદોમાંછે ભા૰ ક૰.
(૨૧) અ૰ ૧ શ્લો૰ ૩૭

સદસદ્વિચારક્ષમ આત્મા કહે છે; તે, મનુષ્યના દેહમાંહેલા જે કામ-ક્રોધાદિ વિકાર, અને સદ્ગુણ, તથા દુર્ગુણ, એઓનું સ્થાન છે. આ બેઉ આત્માઓની સ્થિતિ એકબીજાથકી જુદી જુદી છે, તો પણ જે ઈશ્વરી તેજ બધા પ્રાણી માત્રમાં ફેલાયલું છે, તેની સાથે એઓનો સંબંધ છે.[૨૨]

મનુષ્યના પાપનું પ્રાયશ્ચિત તેના જીવાત્માને પડે છે. તેના અપરાધપ્રમાણે તેને પીડા ભોગવવી પડે છે, અને પછી તેને મનુષ્યયોનીમાં કિંવા બીજી જીવયોનીમાં કિંવા ઝાડોમાં પણ જન્મ પ્રાપ્ત થાય છે. તે એવો કે, જેટલું પાપ વધારે હોય, તેટલી નીચ યોનિ પ્રાપ્ત થાય છે. છેવટ દુઃખ પામીને તથા દંડ ભોગવીને નિર્દોષ થયો, એટલે તે જીવાત્મા (પરમાત્મા તથા ભૂતાત્મા એઓ) જે પોતાના શુદ્ધ મૌલતી[૨૩] તેઓની સાથે ફરીથી જઇને મળે છે, અને ફરીથી સંસારના ફેરમાં પડે છે. પછી તેથકી તેને કદાચિત્ મોક્ષ પણ પ્રાપ્ત થાય છે.

ઈશ્વરે માણસોને ઉત્પન્ન કર્યા, ત્યારેજ તેણે તેઓને અહંકાર "એટલે અંદરનો સૂચના કરનારો" આપી મુક્યો છે;[૨૪] અને ધર્મ, અધર્મ, સુખ, દુઃખ; ઇત્યાદિ એકબીજાથી ઉલટા ધર્મોના જે દ્વંદ્વ તેઓવચ્ચે તમામ ઉઘાડો ફરક કરી મુક્યો છે.[૨૫]

પછી યજ્ઞ કરવો એવી જે મૂળ આજ્ઞા કરેલી છે, તે યજ્ઞ સારે થવામાટે વેદો ઉત્પન્ન કર્યા; એ પ્રમાણે મનુમાં વર્ણન છે. ઉપર કહ્યું છે તે ઉપરથી આ સ્મૃતીમાંના તત્વવિચારપ્રકરણ વિષે હવે વધારે વિસ્તાર કરવાનું કાંઈ કારણ દેખાતું નથી.

આ ગ્રંથમાં વ્યવહાર ચલાવવાને માટે ધર્મના બે ભાગ કરેલા છે; એક કર્મકાણ્ડ; તથા એક વિચારકાણ્ડ, એવા બે છે.

કર્મકાણ્ડ

હિંદુઓના ધર્મશાસ્ત્રોમાં ઘણું કરીને કર્મકાણ્ડ ભરેલું છે; પરંતુ તેમાં વિચારકાણ્ડનો ભાગ છેક નહીં સરખો નથી.

સ્ત્રી ગર્ભવતી છતાં, તથા જન્મ્યા પછી, અને બાળપણથી ઘણી

---

(૨૨) અ૦ ૧૨ શ્લો૦ ૧૪ તથા ૧૫. (૨૩) અ૦ ૧૨ શ્લો૦ ૧૬–૨૨ અને અ૦ ૧૨ શ્લો૦ ૧૨–૧૪, ૨૬, ૨૯. (૨૪) અ૦ ૧ શ્લો૦ ૧૪ ઇત્યાદિ.
(૨૫) અ૦ ૧ શ્લો૦ ૨૬.

વખતે ધર્મસંબંધી સંસ્કાર કરવાને કહેલું છે, તેમાંથી મુખ્ય ચૂડાકર્મ (એટલે ચોટલી રાખવી.) આ સંસ્કાર પેહેલે કીંવા ત્રીજે વરશે કરવાનો છે;[૨૬] પરંતુ બધા સસ્કારોમાં મોહોટો સંસ્કાર ઉપનયન, એટલે યજ્ઞોપવીત (જનોઇ) લેવી, એ છે. એ સંસ્કાર, બ્રાહ્મણ હોય તો, સોળ વર્ષો ઉપરાન્ત રાખવો નહીં.[૨૭] એ મોહોટા સંસ્કારને બીજો જન્મ એવું કેહે છે, અને આ સસ્કાર પેહેલી ત્રણ વર્ણોને માત્ર થાય છે; માટે તેઓને દ્વિજ એવુ નામ મળે છે, અને એજ નામેં આ બધી સ્મૃતિમાં ને ત્રણે વર્ણોની ટીકા કરી છે. જે પુરૂષને જનોઈ દે છે, તેને તે વખતે, 'ઓમ' કરીને જે છાના અર્થનો શબ્દ છે, તે તથા ગાયત્રી, એટલે વેદમા જે ઘણું પવિત્ર વાક્ય છે તે, એ બંને શિખવે છે. એ વાક્ય ભક્તિમાટે કિવા પ્રાયશ્ચિતસારૂ ભણવું એવુ આ સ્મૃતિમાં અસખ્ય ઠેકાણે કહેલું છે; અને એ ભણવું, તથા પ્રાણિ માત્ર ઉપર ઉપકાર કરવો, એટલુ જો મનુષ્ય કરે, તો તેને ધર્મસબંધી બીજા કોઈપણ સંસ્કારની મદદ શિવાય મોક્ષ પ્રાપ્ત થશે.[૨૮] એ છાનુ વાક્ય હાલમા બ્રાહ્મણો પાસે માત્ર છે, અને તે સમજવુ એ હાલમા કઠણ છે; તથાપિ કેટલાક વિદ્વાન્ યુરોપીયન લોકોએ તેનો સારો શોધ કીધો છે. કોલ્‌બ્રુકસાહેબે તેનુ ભાષાન્તર કર્યું છે; તે એવુ:—"જગન્નિયન્તા (એટલે જગને નિયમ લગાડનારો) ઈશ્વરના વખાણવા લાયક તેજનુ આપણે ધ્યાન કરીયે; ત આપણી બુદ્ધિ માર્ગે લગાડે."

એ વાક્ય કહીં કહીં સવિસ્તર કહ્યુ છે, તેઉપરથી એવુ સ્પષ્ટ જણાય છે, કે તે વાક્યમા તેજ એવો જે શબ્દ ધાર્યો છે, તેનો અર્થ પરમાત્મા છે; પરન્તુ સૂર્ય એવોપણ તેનો અર્થ થઈ શકશે.

આ વાક્યની વિશેષ પવિત્રતા શુ કારણ માટે છે તે સમજવુ એ સેહેલું કામ નથી, પરંતુ જે વખતે લોક નવગ્રહોમાના સૂર્યની પૂજા કરતા હતા, તે વખતે જે કોઈએ દીક્ષા (એટલે ઉપદેશ) લીધી હશે, તેઓને ઈશ્વરના ખરેખરા સ્વરૂપ વિષેનુ જે ગુહ્ય

(૨૬) અ૦ ૨ શ્લો૦ ૨૬–૩૫
(૨૭) અ૦ ૨ શ્લો૦ ૩૬–૪૦
(૨૮) અ૦ ૨ શ્લો૦ ૭૪–૮૭

સાન, તે આ મંત્ર તે વખતે કહેતા હશે; પરંતુ તે મંત્રની બાન દ્વયર્થ (એટલે બે અર્થની) છે.[29]

દરેક બ્રાહ્મણે, દરરોજ સ્નાન કરવું જોઇએ, પ્રાતઃકાળે સૂર્ય ઊગતા પહેલાં તથા સાયંકાળે સૂર્યાસ્તે કહીંપણ જ્યાંહાં લોકોનો સંચાર નહીં હોય ત્યાંહાં શુદ્ધ પાણી પાસે બેસીને સંધ્યા કરવી જોઇએ,[30] અને દરરોજ પાંચ મોહોટા યજ્ઞ કરવા જોઇએ તે આ પ્રમાણે,—વેદાભ્યાસ, તર્પણ, વૈશ્વદેવ, સઘળાં પ્રાણિઓને અન્ન આપવું અને અતિથીઓને જમાડવા[31] ઉપર કહ્યા પ્રમાણે ધણુ[32] કરીને બના હોમીએ કરવું જોઇએ

ઘી અને સોમવલ્લીનો રસ એઓનું હવન કરીને દેવોનું આરાધન કરતા હતા, તે કર્મો કરતી વખતે દરેક દેવનું નામ લેઇને હવન કરતા હતા આ ગ્રંથમાં મૂર્તિઓ વિષે ઉલ્લેખ છે, અને તેઓને માન આપવું[33] એવું એક ઠેકાણે કહેવું છે; પરંતુ તેઓની પૂજા કરવી, એ વિષે જ્યાંહાં જ્યાંહાં ઉલ્લેખો આવ્યા છે, ત્યાંહાં ત્યાંહાં પોતાની નાપસંદી બતાવી છે. તેમજ તેઓને સુગંધી પદાર્થ તથા ફુલો ચઢાવવાની જે રીત હાલ પડી છે, તેનો કહીં પણ ઉલ્લેખ નથી જે હવન કરવાનું હોય તે બ્રાહ્મણોએ પોતાના ઘરના અગ્નિમાં કરવું, અને બીજા જે કર્મો કહ્યાં તેપણ તેઓએ પોતાના ઘરમાં કરવાં.[34]

ઉપર કહેલા પાંચ કર્મોમાંના બીજા ઘણાંક કર્મો જલદી થાય છે, પરંતુ વેદનો અભ્યાસ કરવો એ મોહોટું ભારે કામ છે વેદ, એ, મન સ્થિર કરીને અને મર્યાદાથી બેસીને સ્પષ્ટ વર્ણોચ્ચાર

(૨૯) એ વાક્ય ઊપર પુષ્કળ ટીકા છે, અને એના અર્થવિષે મતભેદ છે વિદ્યાગુરૂ વિલ્સન એઓએ "હિંદુઓનું અંતઃકરણશાસ્ત્ર" એવો ઇંગ્રેજી ગ્રંથ કરેલો છે તેમાંની એક ટીપમાં એ વાક્યનો અર્થ કરેલો છે, તે એવો —"આપણે તે ઈશ્વરી સૂર્યની અદ્ભુત શોભાનું ધ્યાન કરવું, (પછી) તે તેજ આપણી બુદ્ધિ પ્રકાશિત કરે." શંકરરામ મોહનરાય એઓ શબ્દે શબ્દનું ભાષાન્તર કરેલું છે, તે એવું;—જે તેજસ્વી સૂર્ય આપણી બુદ્ધિને પ્રેરણા કરે છે, તેના અદ્ભુત તેજનું અમે ધ્યાન કરીએ છૈયે"

(૩૦) અ૦ ૨ શ્લો૦ ૧૦૧—૧૦૪ | નથી ભા૦ ૬૦

(૩૧) અ૦ ૩ શ્લો૦ ૬૮ થી ૭૦ | (૩૩) અ૦ ૪ શ્લો૦ ૧૩૦

(૩૨) આ શબ્દનો અર્થ સમજાતો | (૩૪) અ૦ ૩ શ્લો૦ ૮૨ ઇત્યાદિ

કરીને ભણવા જોઈએ. પુષ્કળ પ્રકારના અપશકુન થયા છતા, અભ્યાસ બંધ કરવો પડે છે, અને તેમજ જે ઘણી વાતો થયા છતા મનમા ગભરાટ થઈને તે વેદાભ્યાસ કરવાને અયોગ્ય થાય છે, તેવી વખતે પણ વેદપઠન બંધ કરવું જોઈએ. ઉદાહરણ;— વાયુ, વરસાદ, વીજળીનો ગડગડાટ, ભૂકંપ, તારાઓનું ખરવું, ગ્રહણો, શિઆળોનું આરડવું, તથા બીજી ઘણી વાતો, એ પહેલા પ્રકારની અડચણો છે, અને જ્યાહા વાજીંત્ર વાગતા હોય, અથવા બાળોના ઝણઝણ અવાજ થતા હોય, અથવા જ્યારે એકાદા શેહેર ઉપર રોગે આવીને પડ્યા હોય, અથવા જ્યાહાં કાંઈક વિલક્ષણ ચમત્કાર થવાથી લોકોને ભય પેદા થયું હોય, એ સર્વ પ્રસંગે જે વેદ ભણવાને નિષેધ કર્યો છે, તે બી જ કારણથી છે એવું ખુલ્લી રીતે માલમ પડે છે.[૩૫]

ઉપરના કામોમાથી પરોણાઓનું આદરસન્માન કરવાવિષે જે શેવટનું કામ કહેલું છે, તેવિષે સવિસ્તર વર્ણન કર્યું છે; તેમા બીજાનો સત્કાર, તથા પોતાની ઇંદ્રિયોને અટકાવ કેમ કરવો એ વિષે આજ્ઞા કહેલી છે, તે ઘણી મનોરંજક થઈ હોત, પરન્તુ બ્રા હ્મણોએ પોતાની વર્ગમાના લોકોની પરોણાગત કેમ કરવી એટ- લાજ વિષે તેમા લખ્યું છે, એમાટે તે નીયમો ઉપર વધારે પ્રીતિ બેસતી નથી.[૩૬]

દરરોજના તર્પણ શિવાય, મુએલા પૂર્વજોના શ્રાદ્ધો પ્રત્યેક પુ રૂષને દરમહિને કરવા પડે છે. "બે ડુંગરોની વચેની ખોમા, જે સ્વાભાવિકજ સ્વચ્છ હોય છે ત્યાહા, અથવા નદીને કાંઠે તથા બી- જી એકાન્ત જગ્યામા" એ શ્રાદ્ધો કરવા. ત્યાહા શ્રાદ્ધ કરનારે કંઈ હવન કરવું, અને પુષ્કળ વિધિ કરીને ભાત તથા ઘીના પિંડ કરીને મુકવા, અને પિતરોએ આવીને તેઓનો સ્વીકાર કરવો માટે તેઓની પ્રાર્થના કરવી.

પછી તેણે થોડા બ્રાહ્મણોને જમાડવા, પરંતુ તે તેના હમે શના મિત્રો અથવા પરોણા ન જોઈએ. તેઓની તેણે મોહોટા સન્માનથી સેવા કરવી અને તેઓએ પણ ચુપકીથી બેસીને જમવું.

"એ રીતે નોતરેલા બ્રાહ્મણો પાસે પિતરો ખેરાક આવેલા

(૩૫) અ॰ ૪ શ્લો॰ ૯૪–૧૨૬ | (૩૬) અ॰ ૩ શ્લો॰ ૯૯–૧૧૮

હોય છે, અને તેઓની ચોતરફ શુદ્ધ આત્માના રૂપે ફરતા હોય છે, અને જ્યારે તે જમે છે, ત્યારે તેઓ પણ તેઓની સાથે જમે છે.' ૩૭

જે લોકોએ ગૌબ્રાહ્મણને કિંવા કોઈ પાપ આચરીને પોતાનું આયુષ્ય ગમાવ્યું હોય, અથવા જેઓએ શસ્ત્રાદિકે પોતાના જીવનો ઘાત કીધો હોય, તેઓની ઉત્તરક્રિયા કરવી નહીં ૩૮ આ એક વાત થઈ, પરંતુ કોઈ માણસ પતિત થયો છતાં, તેના કુટુંબે તેને છોડી દેઈને તે જીવતો છતાં તેની વિધિ પ્રમાણે ઉત્તરક્રિયા કરવી એવું કહ્યું છે, તે મોહોરે અત્યંત માનવા જેવો સંસ્કાર છે. પછી જો તેજ પાપીને પશ્ચાત્તાપ થઈને તે પ્રાયશ્ચિત કરશે, અને બીજી એક વિધિ કરશે, તો તે પાછો પોતાના કુટુંબમાં આવી શકશે, અને આગળપ્રમાણે પોતાની નાતના ધર્મ ચલાવી શકશે ૩૯

દ્વિજોને ખાવાને મના કીધેલા એવા અગણ્ય પદાર્થો છે, તેઓમાંથી કેટલાએક કિંવા કારણોથી મના કીધેલા છે તે કારણો ખુલ્લાં નજરે આવે છે. ઉદાહરણ,—માંસ ખાનાર પક્ષી બાજ આગળ ફરનાર કુકડો, અને જે બીજા જાનવરોનું આહારનું રૂપ અથવા ગુજરાન ચલાવવાની ચાલ ગંદી લાગેલી છે, તે, એ બધી ચીજો શામાટે નહીં ખાવી તેનો સબબ ઉઘાડો છે, પરંતુ કુકડા, કાંદા,[૪૦] ગાજર, કુંભડી, એઓમાંથી કોઈ પણ ચીજ ખાવાથકી માણસ જાતિભ્રષ્ટ થાય છે,[૪૧] એવું છતાં, શાલિધ,[અ] સાહુડી, ઘો, તથા માછલાં, એ ખાવાને કંઈ અડચણ નથી, એમ ખુલ્લી રીતે કહ્યું છે. એઉપરથી એવું જણાય છે, કે જે પદાર્થોની મનાઈ કીધી છે. તેઓની હદ મનમાં આવી તેમ ઠેરવેલી છે. પારધી (અથવા શિકારી), માણસ, અથવા સોની અથવા નેતરનું કામ કરનારો, અથવા ધોબી, અથવા રંગરેજ, એઓનું અન્ન બ્રાહ્મણોએ ખાવું નહીં, જો કોઈ ખાશે

(૩૭) અ૦ ૨ શ્લો૦ ૫૯૬
(૩૮) અ૦ ૫ શ્લો૦ ૮૯
(૩૯) અ૦ ૧૧ શ્લો૦ ૧૮૨—૧૮૭
(૪૦) રસ્તાના ભીંડોમાં એક નાનું ઝાડ ઊગે છે તેને ખાતાં નથી, અને તેની ટોક ગોળ છતરી હોય છે તેને ગુજરાતના કેટલાક ભાગમાં બિલાડીનો ટોપ કહે છે ભા૦ક૦
(૪૧) અ૦ ૫ શ્લો૦ ૧૮ | ૧૯
(અ) ચોપગું જનાવર છે ભા૦ક૦

તો તેને બન્ને કઠણ સજાઓ કહેલી છે. હવે, પારધીનો ધંધો નિંદ્ય તેથી બ્રાહ્મણોની નજરે તે ખોટા માણસોની બરાબરીમાં ગણાયલો હોય તો હોય, પણ એ શિવાય ઉપર જે બીજા મન માનેલા નિષેધો કહેલા છે, તેઓમાં વૈદ્યનો પણ કહેલો છે,[૪૨] અને આ વિદ્વાન્ તથા પરોપકારી લોકોના ધંધાની ગણતરી જે બીજા અતિશય ખરાબ ધંધાઓ તેઓનીસાથે હમેશાં કીધેલી છે, તે જોઇને આશ્ચર્ય લાગે છે.

આ ગ્રંથમાં ઘણા પ્રકારનું માંસ ખાવાને બ્રાહ્મણોને રજા આપેલી છે,[૪૩] અને કેટલાએક મોહોટા સમારંભોની વખતે ગાયનું માંસ પણ ખાવું એવું ખચીત કહ્યું છે, તે જોઇને અમોને વધારે આશ્ચર્ય ઉપજે છે.[૪૪]

બ્રાહ્મણોએ યજ્ઞશિવાય માંસભક્ષણ કરવું નહીં, એવું કહેલું છે ખરૂં, પરંતુ એ રીતના યજ્ઞો નિત્યકર્મમાંના છે એ ઉપર જોવામાં આવ્યું છે. શિવાય, ભાત, ગેરસી, તથા એઓ સરખાજ નિર્દોષ એવા બીજા પુષ્કળ પદાર્થ એ પણ (યજ્ઞશિવાય) ખાવા નહીં, એનો તે પ્રમાણેજ પ્રતિબંધ કરી આપ્યો છે.[૪૫]

હવે પ્રાણિઓ ઉપર દયા કરવી એવી જ્યાહા ત્યાહા મોહોટી સખ્તીથી આજ્ઞા કરી છે, અને માંસભક્ષણ ન કર્યું છતાં પ્રાણિઓને ક્લેશ કમી થાય છે, માટે તેમ કરવું એ ઘણું સ્તુત્ય છે, એવું કહ્યું છે. હવે આ વાતો ખરી, પરંતુ એ કારણ માટે માંસભક્ષણ કરવું નહીં એવો બુદ્ધિવાદ કહ્યો છે,[૪૬] તોપણ માંસભક્ષણવિષે સાફ પ્રતિબંધ, અથવા તે ભક્ષ અશુદ્ધ એવી સૂચના પણ કહીં જણાતી નથી. એવું છતાં પુષ્કળ ઠેકાણે માંસભક્ષણ એ શાસ્ત્રપ્રમાણે છે, એવું મુદ્દામ કહ્યું છે.[૪૭]

ગાયનું માંસ ભક્ષણ કરવા વિષે જે ઉપર કહ્યા પ્રમાણે

---

(૪૨) અ૦ ૪ શ્લો૦ ૨૧૨

(૪૩) અ૦ ૧ શ્લો૦ ૨૨—૩૬

(૪૪) અ૦ ૫ શ્લો૦ ૪૧ | ૪૨

(૪૫) અ૦ ૫ શ્લો૦ ૭

(૪૬) અ૦ ૫ શ્લો૦ ૪૩—૫૬

(૪૭) અ૦ ૧ શ્લો૦ ૩૦ "જે માણસ સર્વ ખાદ્ય ભક્ષણ કરે છે, તેણે શાસ્ત્ર પ્રમાણે ખાવાને યોગ્ય એવા પ્રાણિઓનું માંસ જો દર રોજ ખાધું તોપણ તેને દોષ લાગતો નથી, કારણ જે પ્રાણી ખાવામાં આવે છે, તથા તેઓને જે ખાય છે, તે બંનેને સરખાજ બ્રહ્મદેવે ઉત્પન્ન કીધા છે, એવું કહ્યું છે"

ભજનની વખતે મરણ પામ્યો તો તેણે અતિ મોટો યજ્ઞ કીધો એવું થાય છે, અને તે બધા પાપોમાંથી છુટે છે.[૫૧] સારી રીતે દ્રવ્ય મેળવવું, અપરાધોની ક્ષમા કરવી, દાન, તથા તપ, આ ચારે ગુણોથી માણસ જેવો શુદ્ધ થાય છે તેવો બીજી કોઈ પણ શુદ્ધ વસ્તુથી શુદ્ધ થતો નથી.[૫૨]

હિંદુ લોકોનું પ્રાયશ્ચિત્તોનું પ્રકરણ એ તેઓનું કર્મકાણ્ડ તથા વિચારકાણ્ડ એઓની વચ્ચે છે. લોકોએ અપરાધ ન કરવા માટે દેહશત આપવા માટે એ પ્રાયશ્ચિત્તો છે, તથા ધર્મસંબંધી આનો તોડી હોય તો તેબદલ શિક્ષા કરવાનેમાટે પણ પ્રાયશ્ચિત્તો કહેલા છે, પણ તેઓની લાગણી હમેશા બેડોળ, અને મનમાનેતી કીધેલી છે, તેથી લોકોના કલ્યાણવિષે તેઓનો જેવો ઉપયોગ હોવો જોઈએ તેવો થતો નથી.

દારૂ પીવો, આ પહેલા દરજ્જાના દોષમા ગણેલું છે, એવું છતા બિચારા નિરપરાધી પ્રાણિઓને મારવાને વાસ્તે યજ્ઞો કરવા એ ત્રીજા દરજ્જાના પાપમા ગણેલું છે. જે પ્રાયશ્ચિત્ત કેટલા એક બરોબર ગુન્હાઓને વાસ્તે કહેલું છે, તેજ બ્રાહ્મણોને પીડા દેવી, તથા "વાસ લેવાને નાલાયક એવી ચીજોનો વાસ લેવો," આ બેઉને પણ કહેલું છે.[૫૩]

કેટલાએક પ્રાયશ્ચિત્તો એવા છે, તે કરનારની મરજીપ્રમાણે કરવાના; તેજ જો કરવાની સક્તિ કીધેલી હોત, તો તે અતિશય નિર્દય સજા થાત. જો કે પ્રાયશ્ચિત્ત કરવા એ કરનારની મરજી ઉપર છે તોપણ તે ઘણા અણઘટતા છે, તેથી ગુન્હેગાર લોકો, આ લોકમા નાતબાહાર રહેવું તથા બીજા લોકમા સજા ભોગવવી એ બેઉ પીડા ટાળવા માટે પણ, તે પ્રાયશ્ચિત્તો કોઈ કરતા નથી. એનું દૃષ્ટાન્ત;—માતૃગમન તથા ગુરૂપત્નિ, બેહેન, નહાની કુમારી, અથવા અતિશૂદ્રા, એઓનીસાથે ગમન, એ કીધા છતા, તે પુરૂષને લોઢાના બિછાના ઉપર સુવાડીને બાળી નાખવો, અથવા એક સ્ત્રીનું ધાતુનું પુતળું કરીને તે કકડિત ગરમ કરીને તેને તે પુતળાને ભેગાળી મારી નાખવો, એ પ્રાયશ્ચિત્ત કહેલું

---

(૫૧) અ૦ ૫ શ્લો૦ ૯૩—૯૮ | (૫૩) અ૦ ૧૧ શ્લો૦ ૫૬—૬૮
(૫૨) અ૦ ૫ શ્લો૦ ૧૦૬ | ૧૦૭

છે;[૫૮] પરંતુ વિચાર કરીને જોતાં યુરોપખણ્ડમાંના કંઈ ગ્રાહ્યાગ્રાહ્ય-વિવેકીઓ પ્રમાણેજ ઘણું કરીને આ ગ્રંથકારો પોતાની બુદ્ધિનો ઉલટસુલટ ઉપયોગ કરીને, તેઉપરથી આ પ્રાયશ્ચિત્તો વિગેરે ઉત્પન્ન કરેલાં હશે એવું જણાય છે.

બીજા કેટલાક નિયમો એઓથકી આનંદકારક છે, તેઓ ઉપરથી બ્રાહ્મણોમધ્યે પણ ધર્મવિષે ભોળપણનું વધારે જોર ચાલતું હતું એવી અમારા મનઉપર અસર થતી નથી. એનું ઉદાહરણ;—જો કોઈ માણસ પરમાર્થસારૂ પણ પોતાનું દ્રવ્ય ધર્મ કરશે, અને પોતાના કુટુંબને અડચણમાં મુકશે, તો તેને મુવા પછી દુઃખ ભોગવવું પડશે.[૫૯] જે પુરૂષે પ્રાયશ્ચિત્ત કર્યું હશે તે, શાસ્ત્રપ્રમાણે, લોકોસાથે વ્યવહાર કરવાને લાયક થાય છે ખરો, પણ જેઓના દોષો મૂળજ ઘણા અધમ હશે, તેઓના ઉપરનો પવન પણ બધાઓએ લેવો નહીં, એવું કહ્યું છે; અને શરણાગતને મારવો, તથા ઉપકાર કરનારને અપકાર કરવો, આ બે કામો મોહોટા અપરાધોમાં ગણેલાં છે.[૬૦]

**નીતિસંબંધી પરિણામ**

હવે, જોવા જઈએ તો મનુના ધર્મથકી નીતિસંબંધી પરિણામ સાધારણ રીતે સારો થાય છે. ધર્મ તથા અધર્મ એઓની વચ્ચેની મૂળ જડરીની જુદાઈ, એ પહેલા કહ્યા પ્રમાણે આરંભેજ સ્પષ્ટ રીતે દેખાડેલી છે, અને તે જુદાઈ સારી રીતે ઘણું કરીને બધે ઠેકાણે રાખેલી છે. ખોટી સાક્ષવિષેનાં ઉપર કહેલાં પ્રસિદ્ધ વાક્યો, તથા યજ્ઞ કરવાસારૂ બીજાની માલમત્તા જબરાઈથી ચોરીને લાવવી, એવિષે જે એક બે ઠેકાણે લખ્યું છે, તે લેખ;[૬૧] અને ગુન્હેગારલોકોનો પત્તો લાવવાને તેઓને પકડવાવિષે ઉપાયો કરવાની જે રાજાને લગાર છૂટ આપેલી છે[૬૨] તે, આ વાતો માત્ર આ ગ્રંથના સારાપણાને ખામી પોંહોંચાડે છે; એઓ શિવાય બીજી વાતો એવી મારા ધ્યાનમાં આવતી નથી.

હવે, ન્યાય, સત્ય, તથા સદ્ગુણ, એઓનું પાલન કરવાવિષે

---

(૫૮) અ૦ ૧૧ શ્લો૦ ૧૭૧ થી ૧૭૯, ઈત્યાદિ.

(૫૯) અ૦ ૧૧ શ્લો૦ ૯ તથા ૧૦. અંગ્રેજીમાં અ૦ ૯ છે તે ભુલ છે. ભા૦ ક૦.

(૬૦) અ૦ ૧૧ શ્લો૦ ૧૯૦—૧૯૧.

(૬૧) અ૦ ૧૧ શ્લો૦ ૧૧—૧૫

(૬૨) અ૦ ૯ શ્લો૦ ૨૫૬—૨૬૯

ઘણી આજ્ઞાઓ કહેલી છે, અને જુદાં જુદાં આચરણથી આ લોકમાં તથા પરલોકમાં થનારાં જે જુદાં પરિણામો, તે પણ ઘણી રીતે કહેલાં છે. જે માણસ જાગે છે તેને બે દૃષ્ટિ પીડ્યો, તો પણ તેણે દુઃખી થવું ન જોઇએ; કારણ "અધર્મી માણસને કંઇ સુખ થતું નથી, તથા જેણે ખોટી સાક્ષ આપીને સંપત્તિ મેળવેલી હશે તેને પણ થતું નથી."[63]

નીતિવિષે કરવાનાં જે કામો છે, તે[64] અનુષ્ઠાન વિગેરે જે ધર્મનાં કામો[65] છે, તેઓ કરતાં શ્રેષ્ઠ છે, એવું એક ઠેકાણે ખુલ્લી રીતે કહ્યું છે.[66] ધર્મસંબંધી કેટલાંએક પાપો થયાં હોય, તો તેઓને માટે જેમ બીજા લોકમાં ફેલાણી શિક્ષા થવાની એવું કહ્યું છે તેજ પ્રમાણે જે અપરાધો થકી લોકોના વેહેવારમાં ખ લેલ થાય છે તેઓને પણ તેવીજ શિક્ષા કહેલી છે.

એ પ્રકરણમાત્ર એક મત છે, તે થકી એટલી તારીફ કરવાજોગ પરિણામ થતો નથી; કારણ તેમાં એવું કહેલું છે, કે જેઓને તેઓના અપરાધની સરકાર થકી યોગ્ય શિક્ષા મળે છે,' તે શુદ્ધ થઇને સ્વર્ગમાં જાય છે, અને જેઓએ પુણ્ય કર્યું હશે તેઓ પ્રમાણેજ તે શુદ્ધ થાય છે.[67]

હવે, આ પ્રકરણમાં છેલ્લે એટલું કેહેવાનું છે, કે હાલના કલ્પેલા દેવોનાં ઉદાહરણોએ તથા કંઇ પંથોમાંના લોકોની ધર્મસંબંધી ક્રિયામાં અભિચારની છૂટ આપી છે તેથી છુટથી, જેનો શાસ્ત્રે કહેલી નીતિનો બીગાડ થાય છે, તેનો ઉપર કહેલા ધર્મશાસ્ત્રે જે નીતિ કહેલી છે તેનો બીગાડ પેહેલાં નહીં થતો હતો.

પેહેલાં જુદે જુદે ઠેકાણે પુષ્કળ વાક્યોનો ઉલ્લેખ આવ્યો છે, તે ઉપરથી આ સ્મૃતિમાં ઉદાર બુદ્ધિનાં વાક્યો તથા ગંભીર વિચાર નથી એમ નથી, એવું દેખાડવામાં આવ્યું છે. પરંતુ આ ક્ષણોની નીતિનો સાધારણ પરિણામે, કોઇને ઉપદ્રવ ન કરતાં રેહેવું એવો છે, જાસુસ ઉદ્યોગ થકી બીજાનું સારું કરવું એવું

---

(૬૩) અ૦ ૪ શ્લો૦ ૧૭૦—૧૭૯
(૬૪) તેઓને યમ કહેછે ભા૦ ૬૦
(૬૫) તેઓને નિયમ કહેછે ભા૦ ૬૦
(૬૬) અ૦ ૪ શ્લો૦ ૨૦૪
(૬૭) અ૦ ૮ શ્લો૦ ૩૧૮. પૂર્વનું પુણ્ય હોય તો સ્વર્ગમાં જાયછે એવું કુલ્લુકભટ્ટે કહેલું છે ભા૦ ૬૦.

નથી; અને ચિત્તની સ્વસ્થતા રહેવી, તથા જાનવાળાં પ્રાણિઓને ઈજા અથવા અપાય થવા દેવા નહીં, એ તેઓની નીતિની મુખ્ય મતલબ છે.

---

# પ્રકરણ પાંચમું.

## લોકોની રીતભાત તથા તેઓની સ્થિતિ.

કોઈ પણ લોકોની રીતભાતનો શોધ કરવા લાગ્યા, એટલે તેઓની સ્ત્રીઓની સ્થિતિ કેવી હતી એ વાત ઉપર આપણું લક્ષ પહેલું જાય છે. હવે, મનુસ્મૃતીની વખતમાં હિંદૂ સ્ત્રીઓની સ્થિતિ કેવી હતી એ તે ગ્રંથમાંના લગ્નસંબંધી નિયમો ઉપરથી સમજામાં આવશે, અને બીજા કાયદા તથા ગ્રંથકારની મતલબ એઓમાં સ્ત્રીજાતિવિષે તે લોકોના અભિપ્રાયો કેવા હતા એ સેહેજેજ જાણવામા આવે છે; તે ઉપરથી પણ આપણને અટકળ બાંધતાં આવડશે. સ્ત્રિઓની સ્થિતિ

લગ્નસંબંધી જે ધારા ઉપર કહેલા છે, તેઓ ઉપરથી જો તે વખત જંગલી હતો એવી નિશાનીઓ સ્પષ્ટ દેખાય છે, તથાપિ બધું સરખાવતાં તે નીયમો સ્ત્રિઓને પ્રતિકૂલ નથી; બાકી બીજી વાતોમાં તેઓની હાલત કેવી હોવી જોઈએ તે વિષે તે કાયદાના સ્વરૂપ ઉપરથી આપણે જેવી અટકળ કરીએ છઈએ તેવીજ તે વખતે હતી એવું દેખાય છે.

સ્ત્રીએ પોતાના ભરતારની બગેગર આજ્ઞામાં રેહેવું, અને તેની અવ્યભિચારિ ભક્તિ કરવી, પતિએ તેને શાસ્ત્ર પ્રમાણે પ્રતિબંધ કરીને ચાલવું, પરંતુ નિરપકારી, તથા શાસ્ત્રપ્રમાણે એવી મોજવિષે તેને છૂટ આપવી.[1] જ્યારે પતી નહીં સરખો થાય, ત્યારે તેણે પોતાના સગા પુરૂષોમાના કોઈના પણ આધાર ઉપર રેહેવું.[2] એ સ્ત્રીની ચાલની બાબતનો પ્રકાર થયો. હવે, તેનો ધણી, તથા

(૧) અ૦ ૯ શ્લો૦ ૨ ઈત્યાદિ | (૨) અ૦ ૫ શ્લો૦ ૧૪૭, ઇ૦.

છે; રાણીગથી આકર્ષી કરવાવિષે તથા પોતાના ગુરૂનાં બીજાં સગાવાહાલાંઓને વિદ્યાર્થીઓને વંદન કરવાને કહ્યું છે, ત્યાહાં, જો ગુરૂની સ્ત્રી જુવાન હોય તો તેના પગોને અડકવું નહીં એવું કહ્યું છે. સ્ત્રીઓની સંગતમાં છતાં, તેણે હમેશા સાવધ રહેવું અને જે સ્ત્રીઓ તેને અતિ પૂજ્ય, એવીઓનો પણ મેળાપ એકાન્ત ઠેકાણે થયો છતાં, ઘણી સાવધાઈથી રહેવું એવું કહેલું છે.[9].

મનુસ્મૃતીમા જે વ્યસનોવિષે રાજાને સાવધ કર્યો છે, તેઓ ઉપરથી તે વખતે કયા વ્યસનોમા લોકો ગરક હતા, એ કંઈક સમજવામાં આવશે. (અ૦ ૭ શ્લો૦ ૪૭). શિકાર કરવો, જુગાર રમવો, દાહાડે સુઈ રહેવું, અતિશય સ્ત્રીભોગ કરવો, દારૂ પીવો, ગાવું, વગાડવું, નાચવું, અને કામવગરનું ફરવું, એ રાજાને જે વ્યસનોવિષે સાવધ કર્યો છે, તેમા છે. ચોરો ધુતારા, ભવિષ્યો કહેનારા, તથા બીજા ઢોંગી એઓ ચકવાની જગાઓ ઉપર છુપાઈ રહે છે, એવું કહ્યું છે, તેઉપરથી પણ તે વખતની રીતભાતવિષે કેટલીએક ખબર મળે છે. તે ચકવાની જગાઓ વર્ણવેલી છે, તે આ પ્રમાણે;— તળાવો, ભઠીઆરખાનાં, વેશ્યાઓના ઘરો, પીઠા, કરિઆણાની દુકાનો, જ્યાંહા ચાર રસ્તા આવીને મળે છે તે ઠેકાણા, મોહોટા તથા નામીચાં ઝાડો, લોકોની મિજલસો, તથા જાહેર તમાસા. બધી વર્ણના લોકોએ એકબીજાને સલામ કેમ કરવી, તથા એકબીજાનું આદરસન્માન કેમ કરવું, તેવિષે ઝીણા નિયમો કહેલા છે.

માબાપોને[10] તથા ઘરડાઓને વધારે માન આપવું એવું કહેલું છે, તેમજ વિદ્વાનપણું તથા સદાચરણ, અને દોલત તથા દરજ્જો, એઓને પણ માન આપવું, એવું કહેલું છે. "જે પુરૂષ પઇડાવાળી ગાડીમાં બેઠો હશે તેને, અથવા જેનું વય નેવું વર્ષ ઉપર હશે તેને, અથવા જે રોગી હશે તેને, અથવા જેની પીઠ ઉપર બોજો હશે તેને, તથા સ્ત્રીને, તથા (કોઈ ઠેકાણે) બ્રાહ્મણને તથા રાજાને, તથા પરદેશી એટલાઓને રસ્તામાં ઓસાર આપવો" એવું કહેલું છે.[11]

---

(૯) અ૦ ૨ શ્લો૦ ૨૧૧–૨૧૫ | (૧૧) અ૦ ૨ શ્લો૦ ૧૩૦–૧૩૮
(૧૦) અ૦ ૨ શ્લો૦ ૨૨૫–૨૩૭

આ સ્મૃતીમાં બાપદાદાની ચાલને જે, માન આપવાનું કહ્યું છે, તેનું આ પુસ્તકમાં ઘણુંજ મોહોટપણું કહેલું છે, તે મોહોટપણા પ્રમાણે તેવા આચારનું વર્ણન કિયે ઠેકાણે કરવું તે મને બરાબર સૂઝતું નથી. પરંપરાગત આચાર (એટલે પેઢી દર પેઢી ચાલેલો વહિવટ) એ શાસ્ત્રથી પણ મોહોટો છે, અને તે બધા તપનું મૂળ છે એવું મનુસ્મૃતિમાં વર્ણન છે.[૧૨] પરંપરાગત આચાર એજ આજ દિન સુધી હિંદુઓની લોકરીતનો જીવપ્રાણ છે; અને તેઓની બધી રીતભાત વિગેરે જે કાયમ રહેલી છે તેનું ઉઘાડું કારણ એજ છે. આ બધી સ્મૃતીમાં વિદ્યાને મોહોટું માન આપ્યું છે, અને તે હાસિલ કરવી એવો બધી વર્ણોને ઉપદેશ કીધેલો છે.

વેદ તથા તેઓની ઉપરનાં ભાષ્યો (એટલે ટીકાઓ), અને બીજા કંઈ થોડા ગ્રંથો, એટલુંજ શિખવાવિષે વિદ્યાર્થીઓને કહ્યું છે ખરૂં; પણ તેજ ગ્રંથોમાંથી ઇશ્વરી વિદ્યા, ન્યાયશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, તથા પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર, એટલા તેઓએ શિખવાં એવું કહેલું છે;[૧૩] તેમજ, દરેક વેદની સાથે શુદ્ધ જ્યોતિષવિષે હકીકતનો એક નાહાનો ગ્રંથ છે. અને ઉપર કહેલી વિદ્યાઓમાં પ્રાચીનકાળના બ્રાહ્મણો અતિ કામેલ થયા હતા, તે ઉપરથી જે વખતે આ સ્મૃતિની જોડણી થઈ તે વખતે પણ આ વિદ્યાઓમાં તેઓની કાળેલીયત પુષ્કળ થઈ હતી એવું સંભવે છે.

તે વખતના હુન્નરો સાદી હાલતમાં હતા; તોપણ તે બાબદમાં તે લોકો છેકજ અણકમળી હુન્નરો વિષે. હતા એમ નથી. સોનું, ઘરેનો, રેશમી કાપડ, તથા ઘરેણાં, એ બધાં કુટુંબોમાં હતાં એવું વર્ણન છે.[૧૪] હાથી, ઘોડા, તથા ગાડિઓ, એ લોકોના ફરવાના સાધારણ વાહનો હતાં, અને બળદ, ઉંટો, તથા ગાડાં, એઓથી હમેશાં વેપારની જણસો લેઈ જતા હતા. બાગ તથા ઉપવનોમાં મોજનેવાસ્તે બાંધેલી જગાઓ, તથા અગાશિઓ. એઓવિષે પણ ઉલ્લેખો આવેલા છે: અને પૈસાદાર લોકોએ લોકોની ઉપર ઉપકાર

(૧૨) અ૦ ૨ શ્લો૦ ૧૦૮–૧૧૦.
(૧૩) અ૦ ૧૨ શ્લો૦ ૯૮, તથા ૧૦૫ તથા ૧૦૬.
(૧૪) અ૦ ૫ શ્લો૦ ૧૧૧ । ૧૧૨; અ૦ ૭ શ્લો૦ ૧૩૦.

ફરવાનેમાટે તળાવો બાંધવાનો, અને ઝાડોની રોપણી કરવાની જે ચાલ આજસુધી ચાલુ છે, તેવિષે પહેલી આજ્ઞા આ ગ્રંથમાં કરી છે એમ લાગે છે.[14] નગરોવિષે કહીં ઘણા ઉલ્લેખો નથી, અને ખેતીવાડીના મોહોટા ગામમાંના લોકોને જે કાયદાકાનુનની, તથા અમલદાર લોકોની જરૂર પડવાની, તેઓવિષે વધારે કાયદા તથા અમલદાર એ પણ આ ગ્રંથમાં નજરે આવતા નથી. જેટલી રાજધાનીઓ હતી, તેટલીજ માત્ર મોહોટી નગરીઓ હતી એવું સંભવે છે.

જે ધંધાઓવિષે ઉલ્લેખ આવ્યા છે, તે ઉપરથી ઠીકજ સુધરેલા લોકોને જે વસ્તુની જરૂરીઆત હોય છે તે સર્વ તે વખતે હતી, પરંતુ ઘણીજ સારી હાલતમાં આવેલા લોકોને જે બધી જોઈએ તે ન હતી, એવું દેખાય છે. રૂપો અને સોનાના દાગીના એ સાધારણ હતા; તથાપિ એ જણસોનું ઘણું નાજુક કામ કરનારા એવા જે નકશીનું કામ કરનારા વગેરે કારીગરો, એઓવિષે કહીં ઉલ્લેખ નથી. ચીત્રો કાઢવાં તથા લખવું એ કળા જેટલી પછવાડેથી વધી તેટલા દરજ્જાને તે વખતે તે ઘણુ કરીને આવી ન હતી; કારણ આકૃતની વખતે શૂદ્રોને કરવાને લાયક એવા જે વેપાર કહેલા છે, તેઓમાં આ બે કળાઓ છે.

પૈસાવિષે વારંવાર ઉલ્લેખ આવ્યો છે; પરંતુ તેની કીમત વજને કરતા હતા, અથવા ટંકશાળમાં નાણું પાડીને ફરાવતા હતા, તે જણાઈ આવતું નથી. તે વખતે 'પણ' નામે નાણાનું લેવડદેવડ હતું. હાલમા કેટલીએક કોડિઓ એકત્ર થઈ છતાં, તેઓને આ નામ આપે છે;[16] ઘણા હલકા ત્રાંબાના નાણાનો ચુરેનો કરવાસાર કોડિઓ વાપરે છે.

તે વખતે જે જુદી જુદી તરેહના ધાન્યો હતા તેઓનું, તથા મસાલાની જણસો, સુગંધી પદાર્થો તથા ઔષધિ પેદા થનારી

(૧૪) અ૦ ૪ શ્લો૦ ૨૨૬.
(૧૬) વરાટકા એટલે કોડી.
૨૦ વરાટકા=૧ કાકિણી=૧ દમડી.
૪ કાકિણી=૧ પણ=૧ પૈસો.
૧૬ પણ=૧ દ્રમ્મ=૧ પાવલી.
૧૬ દ્રમ્મ=૧ નિષ્ક=૪ રૂપીઆ. આ૦ ક૦

વસ્તુઓ, એઓનુ જે રીતે વર્ણન કર્યું છે, તે ઉપરથી આ દેશ સરસ પાકમા આવેલો હતો એવો નિશ્ચય થાય છે, અને આ બધી સ્મૃતિ જોઈતા તે વખતના લોક કાળજી વગરના હોઈને તેઓની ચડતી હતી એવું દેખાય છે. તે ગ્રંથમા કેટલીક વાતો કહેલી છે જેઓ ઉપરથી તે વખતે રાજ્યની ગેરવ્યવસ્થા હતી એવુ દેખાય છે. તે વાતો હજીસુધી કમી થઈ નથી, પરંતુ હાલમા તેઓથકી લોકોને વધારે ઉપદ્રવ થતો નથી; આ વાત છેટેથી જોનારાઓને થઈ શકશે એવુ પણ લાગવાનુ નથી. એવુ છતા, આ ગ્રંથમા દુખના વખતવિષે જે ઉલ્લેખ વારંવાર આવ્યા છે, તેઓઉપરથી એવો શક લાવવાને કારણ મળે છે કે હાલમા પણ, જે કાળો પડીને હિંદુસ્થાનમાના લોકોનો ક્યારે ક્યારે સંહાર થાય છે, તે, પેહેલાના વખતમા, આજરોજ પણ જલદી જલદી પડતા હતા

એશિઆખણ્ડમાના ઘણુકરીને બધા દેશોમા કેટલાએક લોકોના ટોળાઓ જેમ હાલમુદ્ધા ફરતા ફરે છે, તેમ તે વખતે હિંદુસ્થાનમા હતા, એનો કંઈપણ પત્તો મળતો નથી.

પ્રાચીન કાળના બધા લોકોમા મિસર દેશના લોકો એ ઘણી રીતે હિંદુઓના જેવા હતા એવુ દેખાય છે, પરંતુ મિસર દેશમાના લોકોવિષે જે માહિતી આપણને છે તે ઘણી થોડી છે, તેમાટે તેઓની સાથ સરખાવિએ તો, બીજા લોકોવિષે કાંઈપણ વધારે ખુલાસો થશે એમ લાગતુ નથી.

સાધારણ વિચાર

જ્યારે મનુસ્મૃતિની રચના થઈ તે વખતની નજીક નજીકના સુમારના હોમર નામે એક યુનાની કવિ જીવતા હતો. તેણે યુનાના લોકોનુ વર્ણન કીધુ છે, તેઓની સાથે હિંદુ લોકોને સરખાવી જોવું એ કામ મિશરી લોકોની સાથે સરખાવવાના કરતા સેહેલું છે, અને તેપ્રમાણે જો જોવા જઈએ, તો દુરિઆઈ, બાહાદુરી, તથા સફાઈ, આ ગુણોમા તે વખત યુનાની લોકો કરતા હિંદુ લોકો કમ હતા; તથાપિ એ બંને લોકોના કાયદા તથા રાજ્યરીતિ, બેઉ દેશોમાના હુનરોની હાલત, બધા લોકોમા નીરાન્તે રેહેવાની બુદ્ધિ, અને કાયદાપ્રમાણે ચલનવલન; એટલી વાતોમા જો બેઉ લોકો સરખાવ્યા તો પૂર્વતરફના (એટલે હિંદુ)

લોકો વધારે સુધરેલા હતા એવું ખુલ્લું દેખાય છે. હિંદુઓની અંદરની રિસ્તો યુનાની લોકોના જેટલી જંગલી ન હતિઓ; તેમજ તેઓ પોતાના શત્રુઓની સાથે જે રીત ચલાવતા હતા તે વધારે દયાભરેલી હતી; તેઓના સાધારણ કામેલિયત યુનાની લોકો કરતા ઘણીજ વધારે હતી; અને ઈશ્વરના અસ્તિત્વ(અ)વિષે તથા તેની પ્રકૃતીવિષે જે જ્ઞાન તેઓને મળ્યું હતું, તેની ગેરાની આથેન્સ શેહેરની ચડતીમા જે અતિ મોહોટા અક્કલવાન્ થઈ ગયા તેઓની નજરમા પણ તે ગેરાની ઝાખીઝાંખીજ આવી હતી. હવે જોવા જતાં, ગ્રીક લોકોનો વેહેવાર ઘણા દેશોમાના લોકોની સાથે ખુલ્લો હતો, તેથી તેઓ જરા મિજલસના ગમમા વધારે હુશિઆર થએલા હતા, અને તેઓએ જે જે જ્ઞાન જે જે લોકોની પાસેથી પ્રાચીનકાળમા મેળવ્યું તે તે લખી રાખ્યું છે. હવે, હિંદુઓનો સુધારો એકલોજ વધિ ગયો, તેથી તેનું રૂપ અપૂર્વ તથા અસાધારણ થયું; અને તેનેલીધે હિંદુ લોકોએ આગળ જતા કોઈની મદદવગર પોતાનો સુધારો જે પોતાનીમેળે સુધારીને ઉંચે દરજ્જે ચડાવ્યો, તે જોઇને અજાએબ લાગે છે. આપ્રમાણે પ્રાચીન કાળમા બીજા કોઈ પણ લોકોની સાથે ન મળતા હિંદુઓનો જે સુધારો થયો, તે હિંદુ લોકોનુ એક દુર્ભાગ્ય થયુ અથવા નહીં તેવિષે સંશય છે; કારણ એઓ સુધરેલા, તેથી જે બીજા બધા લોકોની માહિતગારી એઓને હતી તેઓથકી આપણે શ્રેષ્ઠ થયા એ જોઇને તેઓ પરદેશી લોકોની રીતો હલકી માનીને પોતાની રીતોને માન આપવા લાગ્યા: એવું થતાં થતા આખરે બાહારના લોકોની સુધારણા જોઈને તેપ્રમાણે પોતાની હાલત સારી કરવાની તેઓની તાકાદ જતી રહી, અને તેઓ પોતપોતામાં પણ ફેરફાર કરવાને નાખુશ થઈ ગેના.

હિંદુલોકોની ઉત્પત્તિ તથા સ્થિતિ

મનુસ્મૃતીમાંથી લીધેલો ઉપરનો મજકૂર જોતાં ત્રણ દ્વિજવર્ણોથકી બધા લોકો થયા,—તેટલાવિષે ધર્મશાસ્ત્રે નિયમ બાંધ્યા છે, અને શૂદ્રો એ આક્રમેરાના તથા નીચ સ્થિતિમા હતા એવું

(અ) અસ્તિ, એટલે છે, એમાં ત્વ, એ ભાવ વાચક પ્રત્યય છે. તેથી ઈશ્વરનું જે હમેશાનું હોનાપણું તે જણાય છે, તે સ્થિતીનું નામ, અસ્તિત્વ જાણ•

જણાય છે. એવું છતાં કેટલાંએક નગરોમાં શૂદ્ર રાજા રાજ્ય કરતા હતા, એમ જણાય છે, તથા ત્યાંહાં બ્રાહ્મણોએ રેહેવું નહીં એવો ઉપદેશ સ્મૃતીકારે કરયો છે;[17] અને "બધા દેશોના દેશો શૂદ્રોથી વસેલા, તથા નાસ્તિકોથી પીડા પામેલા, તથા જેમાં બ્રાહ્મણો નથી," એવા હતા,[18] આ પ્રમાણે વર્ણન છે.

હિમવત[19] તથા વિંધ્યાદ્રિ[20] આ બે પર્વતાની વચ્ચે પૂર્વસમુદ્રથકી પશ્ચિમસમુદ્રસુધી જે દેશ છે, તેમાં ત્રણે દ્વિજવર્ણોએ હમેશાં રેહેવું એવો હુકમ કીધો છે; પરન્તુ આ ત્રણ મુખ્ય વર્ણોને આટલાજ મુલકમાં રેહેવાની બંધી હતી તોપણ, જો ગુજરાન થવાને મુશ્કીલ થાય, તો શૂદ્રોએ મરજીમાં આવે ત્યાંહાં જવું એવું કહેલું હતું.[21]

આ બધી વાતો ઉપરથી, દ્વિજવર્ણોના લોકો, એઓ, જે લોકોએ બાહારના મુલુકથી આવીને આ દેશ જીતી લીધો, તે હતા; અને જે મૂળના રેહેનાર થઈને તેઓથી પરાજય પામેલા હતા, તેઓ હાલના શૂદ્રલોકો છે. અને જે શૂદ્રલોકોનાં સ્વતંત્ર શેહેરો હતાં તે ઉત્તરહિંદુસ્થાનના જે નાહાના નાહાના વિભાગો થયા હતા તેઓમાથી જે કેટલાએક નાહાના નાહાના પ્રદેશો હજી સુધી પોતાનું આપઅખ્તિઆરીપણું સંભાળીને રહ્યા છે, તેઓમા હતા; અને વિંધ્યાદ્રીની પેલીતરફના બધા મુલકને આ ધોળીઆ લોકોનો હાથ હજીસુધી લાગ્યો ન હતો, અને તેઓના ધર્મનો પણ તે મુલકમા પ્રવેશ થયો ન હતો; એવો સિદ્ધાન્ત ન કરવો એ વાત અશક્ય છે.

હવે એવો સંશય ઉત્પન્ન થાય છે, કે આ દેશ જીતી લેનારા જે ઉપર કહેલા દ્વિજો, તેઓ બાહારથી આવ્યા હતા; અથવા આ દેશમાનાજ એક કોનના લોકો હતા; અથવા તેઓ એકાદ દેશી રાજ્યમાથી એક ભાગમાના ધર્મસંબંધી પંથના લોકો હતા

---

(૧૭) અ૦ ૪ શ્લો૦ ૬૧.
(૧૮) અ૦ ૮ શ્લો૦ ૨૨.
(૧૯) એને હિમાલય કેહે છે.
(૨૦) એને અદ્યાપી એજ નામ છે, તથા જેવો હિમાલય એ ઉત્તરહિંદુસ્થાનની ઉત્તરસીમા છે, તેવો એ દક્ષિણસીમા છે, આ પર્વતનો પૂર્વતરફનો છેડો કેવો છે તેવિષે સ્મૃતિ કરનારના મનમાં અધુરો વિચાર આવ્યો હશે એવું લાગે છે.
(૨૧) અ૦ ૨ શ્લો૦ ૨૧—૨૪.

અને તેઓએ પોતાના બીજા દેશીઓથકી વધારે જ્ઞાન મેળવીને બધા દુનિઆદારીના કાયદા પોતેજ ઘડી લીધા? આ સંશયના ત્રણ પ્રકાર છે.

શૂદ્રોથકી બીજી હલકી વર્ણના લોકોનો ચેહેરો બાંધાથી દેખાઈતો જુદો છે, તે આજ દિવસસુધી નજરમા આવવા જેવો છે; ને ઉપરથી ઉપર કહેલી વર્ણના લોકો પરદેશમાથી આવ્યા છે એવુ આપણને લાગે છે, અને હું પણ આ વાત (બ્રાહ્મણો તથા ક્ષત્રિયો એઓને જેટલી લાગુ પડે છે, તેટલી તો) તમામનાં ખાસ કરતો નથી; પણ બીજી કેટલીએક વાતો એવી છે, કે તે આ વાતની માતબરી ઘણી તોડી પાડે છે, વાસ્તે તે વાતોનો આપણે વિચાર કરવો ઘટે છે; એમાટે તે વાતો આગળ કહું છું.

ચાણ્ડાળોની વર્ણ, એ બ્રાહ્મણોથી અતિશય જુદી છે: એવું છતાં, ચાણ્ડાળોની મૂળ પેદાશ બ્રાહ્મણ સ્ત્રીથકી છે, માટે તેની સુરત તો મૂળ બીજક જેવી કઈપણ મેહેલી જોઈએ; કારણ ચાણ્ડાળોની જાત અતિ નીચ છે તેથી પોતાની શિવાય બીજી જાતોમા તેઓથી મળાતું નથી. તે શિવાય બીજું એવું કારણ છે કે, જો લોકોની માઓ જુદીઓ હશે, તથા ધંધા જુદા હશે, તો તેટલા કારણોથીજ બ્રાહ્મણ તથા શૂદ્ર એઓની વચ્ચે જેટલો તફાવત છે તેટલા પેદા થઈ શકશે; અને હિંદુઓના ધંધા પેઢી દર પેઢી જુદા જુદા લગાડી આપેલા હોય છે, તેથી તે ફરક રહીને દાહાડે દાહાડે વધી જશે; એવું થવું બેહેજ છે.[૨૨]

મનુસ્મૃતિમા, (તથા મને લાગે છે કે વેદોમા પણ) અથવા બચિત મનુસ્મૃતિની પેહેલાના એવા કોઈપણ ગ્રંથમા (હિંદુસ્થાન શિવાય ફલાણા દેશમા) આ લોકોનો પેહેલો વાસ હતો, અથવા હિંદુસ્થાનની બાહારના કોઈપણ દેશના નામ શિવાય તે દેશની

(૨૨) બે પુરૂષો જ્યારે સંસારમાં પ્રથમ ગાળે એક સરખાજ હતા, એમ છતાં, તેઓ પછી જુદે જુદે ધંધે લાગ્યા તથા તેઓમાંનો એક આસામી એક સારી કમાણી પેદાશમાં પ્રિયાળ રહ્યો, તથા બીજો તે શેહેરમાં પણ કાસદગિરિનાં કારખાનાં હતાં તેથી જ્યાંહાં ત્યાંહ છેક એઓની, તથા જગા રોજગાર, અને કંડાલ જીવન રહ્યો એવું થયું હોય તો, થોડાજ વર્ષોમાં તે બંનેમાં કેટલો તફાવત પડશે તે જુઓ, એટલે ઉપરનો તફાવત કેટલોક ખાનેમાં આવશે.

બીજી કાંઈ પણ માહિતી એઓને હતી, એવો કહીં ઉલ્લેખ નથી. આ લોકોની જે દન્તકથાઓ છે, તેઓમાં પણ હિમાલય પર્વતની પેલીતરફ જવાનું નથી તથા તે પર્વતમાં દેવોનું રેહેવાનું ઠેકાણું છે એવું કહ્યું છે. આ વાત ઉપરથી, હિન્દુ પરદેશમાંથી આવ્યા, એમ કેહેવાને બાધ આવે છે

સંસ્કૃત ભાષા તથા પશ્ચિમતરફની (યુરોપખણ્ડ વિગેરેમાંની) ભાષાઓ એઓનું મૂળ એક છે તે ઉપરથી જે લોકો આ ભાષાઓ બોલતા હતા તેઓનો, કોઈએક વખતે, એકબીજાઓની સાથે સમ્બન્ધ હતો એમાં શક નથી પણ તે સમ્બન્ધ ક્યાંહાં હતો, તથા ક્યારે હતો, એવિષે તેઉપરથી કંઈ ઠરાવ થતો નથી. કદાચિત્ એ સમ્બન્ધ ઘણા પ્રાચીન કાળમાં હશે તેથી તે સમ્બન્ધ થકી તે વખતના જુદા જુદા લોકોના ઇતિહાસોનીબાબત આપણને કંઈ વાકેફગારી થઈ શકશે નહીં કોઈ કેહેશે કે આ સંસ્કૃત વિગેરેની મૂળ ભાષા એક મધ્યદેશમાંથી બધે ઠેકાણે ફેલાઈ ગઈ છે, તો આવું કેહેવું અસંગતુ પોકળ છે આ બીજા દાખલાઓથી ઉઘાડું છે. કારણ જે દેશો વસાવ્યા તથા જે સ્થાનના ફેલાવો થયો તે બેઉનો ફેલાવો વર્તુળાકાર થયો નથી પરંતુ પૂર્વથી પશ્ચિમતરફ થઈ ગયો છે બીજું જે ભાષા હિંદુસ્થાન, ગ્રીસ તથા ઇટલી, આ દેશોમાં ફેલાઈ ગઈ, અને કેલ્ડિયા સિરીઆ તથા અરબસ્તાન, એ (સઘળા) દેશોનો જે ભાષાએ સ્પર્શ પણ કીધો નથી, એવી ભાષાનું મધ્યબિન્દુ તે ક્યાંહાં હશે વારૂ ?

એ ઉપરથી આ વાત હજીસુધી શકભરેલીજ છે. હાલમાં જ્યાંહાં હિન્દુઓ રેહે છે, તે દેશ શિવાય બીજા દેશમાં તેઓ કદી રેહેતા હતા, એવું માનવાનો કંઈ કારણ નથી આ તેઓની ઘણી જુની તવારીખો, તથા તેઓની દન્તકથાઓ એઓનો જે ટકો ઉઠો હાથમાં આવે છે, તેની અગાઉની વખતમાં તેઓ કદાચિત્ બીજા મુલકમાં રહેતા હશે આ મત પણ નાકબૂલ કરવાને કંઈ કારણ તેમજ નક્કી આધાર નથી

મધ્યદેશમાં હોયનેજ અથવા બાહારથી આવીને જે લોકોએ આ દેશ જીતો, તે જીતનારી કોમના એ બધા લોકો છે, એવું જો વિચારિએ તો એવું દેખાય છે કે હાલના હિન્દુ લોકોમાના જે જાતિભેદ અને જે બીજા તેઓમાં અસલએબ વર્ગો, એ પૂર્વે

અધ્યક્ષ ન હોત, (એટલે રાજ્યનો તથા ધર્મનો મુખ્ય અધિકાર તેજ પાદશાહ પામે હોત); અને ત્યાહાંના ધર્માધ્યક્ષોના બીજા નિયમો ગણીને તેઓને લગ્ન કરવાની તથા પોતાનાં છોકરાંને પોતાનો ધંધો શિખવવાની પરવાનગી હોત, તો જેવો હાલ હિંદુ લોકોમાં પરિણામ થયો છે, તેવોજ યુરોપમાં પણ થયો હોત, એવી કલ્પના કરવી એ સહેજ છે, એમાં કાંઈ મુશ્કીલ નથી.

તે વખતના લોકોમાંની ચાલો તથા રાજાએ વખતપ્રમાણે કરેલા કાયદા, એઓનો ગ્રંથ થાય ત્યાંહાંસુધી ઘણો કાળ ગયો હશે, અને પછી લોકોની વધતી સ્થિતીમાંના ફેરફારો કરવાને લાયક અથવા રાજાઓના ગરજકારણોથી જ્યાંહાં જરૂર આવી, ત્યાહાં, તે કાયદાઓમાં પોતાનીમેળે કોઈની સમજણમાં ન આવતા ફેરફાર થયા હશે. જુના ગ્રંથોના આધારઉપરથી ધર્મશાસ્ત્રના નવા પણ ગ્રંથ ઘણા દિવસ થતા ગયા હશે, તથા તે બધાઓ કરવાને ઈશ્વરની આજ્ઞા હતી એવિષેનો સન્દેહ ઉત્પન્ન થયો નહીં હશે; પરંતુ છેવટે તે ધર્મશાસ્ત્રના મૂળગ્રંથ કાયમ થઈ ગયાં હશે, ત્યારે જે પાછળથી ફેરફારો કરવાના તે, મૂળ ગ્રંથોઉપર ટીકા કરીને, અથવા રાજાના અધિકારથી નવા કાયદા પ્રસિદ્ધ કરીને, કરવા હશે.

હિંદુલોકોની સ્થિતિનો છેક પેહેલાની મજલો વટાવી જઈને પુષ્કળ વખત જાય ત્યાંહાસુધી, મનુસ્મૃતિની રચના થઈ ન હતી, એવું બધી રીતે જોતાં જણાય છે.

બ્રાહ્મણલોકો-વિષે ચમત્કારિક વાતો

મનુસ્મૃતીનો પાઠ બ્રાહ્મણોએ ઘડયો એવું જણાય છે. એમ છતા, તે બધો ગ્રંથ તપાસી જોતા તેમાં જ્યાંહા બ્રાહ્મણોનો સંબંધ આવ્યો છે, ત્યાહાં, બે વિલક્ષણ વાતો આપણા મનમાં આવે છે. પેહેલી એકે, દેવાલયોમાં પૂજા કરવાનો અધિકાર તથા ધર્મસંબંધી સર્વ પ્રકારના સંસ્કાર, એઓનું તેઓએ છેકજ થોડું માન રાખ્યું હતુ. હવે, કોઈ પણ રીતે ધર્માધ્યક્ષ એ, બીજા સંસારી લોકો તથા ઈશ્વર એઓની વચ્ચે દેવપૂજાદિની મધ્યસ્થી કરે છે, એવું લોકોના મનમાં આવવાથી તેઓને માન મળે છે; તેમજ ઈશ્વરની પ્રેરણાથી, ભવિષ્ય કહીને તેથી, તથા બીજી રીતની કળાઓથી તેઓને પુષ્કળ ગજા મળે છે; એવું છતાં, જે પુષ્કળ દિવસસુધી આ દુનિઆંનો અધિકાર મળ્યાથી તે લોકો નિર્ભય થઈને

તેઓએ પોતાનું વજન વધારવાના ઉપાયો યોજવાની સુસ્તી કીધી હોત, તો તે એક જુની વાત થાત; પણ મનુસ્મૃતિ જેવા ધર્મશાસ્ત્રના જુના ગ્રંથમાથી, (જે ગ્રંથની મુખ્ય મતલબ બ્રાહ્મણોની સત્તા મજબૂત કરીને વધારવી એવી છે, તેમાથી) ઉપર કહેલા ઉપાયો કાહાડી નાખ્યા છે, એ આશ્ચર્ય છે. આ સુસ્તીથી જે પરિણામ થયા તેપણ ધ્યાન પોંહોંચાડીને જોવા જેવા છે. પરંતુ લઈને દેરામા પૂજા કરવાને જેહેવાનું માન ઓછું થવાથી, તેવી પૂજા કરવાવિષે લોકોમા હાલ જે અનાસ્થા નજરે આવે છે, તે મેહેજ ઉત્પન્ન થઈ હશે; પણ એવું છતા હજીસુધી બધી વર્ણના લોકોમાં નિયમથી પૂજા કરવાનો જે પાઠ રહ્યા છે, અને યાત્રાઓમાં, તથા ઉત્સાહોમા, તથા બીજી વખતે ઈશ્વરભક્તિથકી લોકોમા જે જોસ્સો ઉત્પન્ન થાય છે; એ બેઉ વાતો પણ અજાએબ છે.

બીજી (આ બ્રાહ્મણોવિષે) અજાએબ વાત એવી છે, કે તેઓના સંમાજના બધા જેહેવાશે કેમ ચલાવવા, તે જેવા એક મડમા ચલાવતા આવડશે એના કઠણ તથા બારીક નજરથી બાંધી મુક્યા છે. હવે બ્રાહ્મણોનો સમાજ આટલો મોહોટો, આટલો વિસ્તીર્ણ દેશભર પસરેલો, તથા બીજા લોકોપ્રમાણે પોતાના કુટુંબોસુદ્ધાં તેઓ રેહેનાર, તેઓઉપર કોઈ એક મુખ્યની અથવા મણ્ડળીની સત્તા નહી, અને ધર્મસબંધી પણ ઠરાવેના અધિકારની, અથવા તાબેદારીની કાંઈ શિસ્ત કરી આપી ન હતી; એવી બધી વાતો છતા, ઉપરના નિયમોની શિરસ્ત તેઓમધ્યે કેમ ચાલી, આ નવાઈ સરખુ છે. આ શિરસ્તનો પેહેલા નશીબ ઉપર હવાલો રાખ્યો હતો એવું લાગે છે. પરંતુ પછી તેનો પુષ્ટપુરાવો, ઘણા કારણોએ કરશો, તે એ પ્રમાણે:— (૧) ઈશ્વરી શાસ્ત્રઉપર પ્રથમ ભોળા ભાવથી રાખેલી જે શ્રદ્ધા, તે જે લોકોએ તે શાસ્ત્ર રચ્યું તેઓના વશજોના પણ મનમા કાળે કરીને ઉત્પન્ન થતી ગઈ હશે (૨) તેમજ તેઓની નાહાનપણમા શિખવવાની સખ્ત કેદ: (૩) તેઓના ધર્મમા કહેલાં પ્રાયશ્ચિત્તો, તથા કદાચિત્ તે પ્રાયશ્ચિત્તો અમલમાં લાવવાને રાજાના અધિકારની મદદ: (૪) તેમજ તે કાયદા જુના થવાથી તેઓ વિષે લોકોને ટેવ પડીને તેઓના મનઉપર પેદા થએલી

અસર; આ બધાં કારણોએ તે શિસ્તને ટેકો આપ્યો હશે; પણ પોતાની સત્તા રેહેવાનેમાટે આ શિસ્ત રાખવાની જરૂરી છે એવી આ લોકોની માહિતગારી, તથા પોતાની બધી વર્ણના સાધારણ હિતવિષે ઘણી સાચ દાઝ (એ દાઝ જેવી બ્રાહ્મણોના દિલમાં છે, તેવી કોઇનામાં પણ નહીં હશે,) આ બેઉ કારણોએ તે લોકોની હુશિઆરી વધારે થઇને, ઉપલી શિસ્ત રેહેવાને બધાં કારણોકરતાં એ મોહોટું કારણ થઇ હશે.

આટલું કઉઅત છતાંપણ, તે બ્રાહ્મણી શિસ્ત હળવે હળવે ઘટતી આવી છે. જ્યાંહાં લોભનાં કારણો મોહોટાં હતાં, અથવા જ્યાંહાં પોતાનું વજન ખોવાનું જોખમ નજરમાં આણવા જેવું ન હતું, ત્યાંહાં પોતાની જાતીના નિયમોઉપર તેઓનું દુર્લક્ષ થયું છે; તેથી આખરે તેઓના સ્વરૂપની ચોખાઇ ઓછી થઇને તેઓની ગતા દુબળી થઇ, અને તે ઘણુંકરીને બીજી વર્ણના લોકોના હાથમાં ગઇ છે; તે બીજી વર્ણના લોકો એકઠા મળીને ગોસાંઇ, બેરાગી, વિગેરે પંથોનો મોહોટો જમાવ થયો છે.



## ખણ્ડ બીજો.

### મનુસ્મૃતિપછી થએલા ફેરફારો, તથા અર્વાચીન કાળના હિંદુ લોકોની સ્થિતિ.

હિંદુ લોકોએ પોતાની ઘણીએક ચાલો જેવીની તેવીજ રાખેલી છે, તેવી બીજા કોઈપણ લોકોએ રાખ્યાની અમને માહિતી નથી, તથા એઓની ચાલો જેટલા વખત રહેલી છે તેટલી વખતસુધી બીજા કોઈની પણ રહી છે એવો લેખ નથી; પરંતુ એવું છે, તોપણ, (મનુસ્મૃતિ થઈને પચીસ સૈકા થયા) તેટલી મુદતમાં એઓની સ્થિતિમા ફેરફારો થયા નથી, એવું કોઈએ સમજવું નહીં. તે ફેરફારો કયા થયાછે તે વર્ણન કરવાની કોસેસ હું હમણાં કરૂ છું. હવે, તેઓમાં મુસલમાનોથકી કેટલા ફેરફારો થયા તે ફેલાણા એમ જુદા કરવા એ અશક્ય છે, તોપણ, ધર્મ, રીતભાત, તથા રાજ્યરીતિ, એઓસંબંધી જે લખાણો અજુસધી ઘણું કરીને હિંદુઓમાં છે તેઓનુંજ માત્ર વર્ણન કરીશ. તેમાં જેવો અનુક્રમ મનુસ્મૃતિમાં ધારેલો છે, તેજ રાખીને પેહેલાં કહેલી વર્ણોની હાલની વખતની સ્થિતિ કેવી છે તેના ઇતિહાસનો હમણાં આરંભ કરૂં છું.

---

## પ્રકરણ પેહેલું

### જાતિઓમાં ફેરફાર.

ચારમુખ્ય વર્ણમાંના ફેરફારો.

મનુ પછી જે અતિશય મોહોટા ફેરફારો થયા તે જાતિવિભાગ તથા દરેક જાતિના લોકોના ધંધા, એઓમાં થયા છે; એવા બીજા કશામાંપણ કદાચિત થયા નથી એમ કેહેવાને અડચણ નથી.

ક્ષત્રિય, વૈશ્ય, તથા કદાચિત્ શૂદ્રવર્ણ પણ હાલની વખતમાં નથી એવું બ્રાહ્મણો કેહે છે; પરંતુ જે લોકોવિષે બ્રાહ્મણો આ નિવેડો કરે છે તે લોકો એ કેહેવું કેવળ કબૂલ કરે છે એમ નથી.

પોતાની ઉત્પત્તિ શુદ્ધ ક્ષત્રિયોથકી છે એવું રાજપૂત લોકો આજુ-સુધી ઉઘાડી રીતે કહે છે. અને કેટલાએક વેપારી લોકો તેજપ્રમાણે આપણે વૈશ્યોથકી થયા એવું જણાવે છે. તથાપિ ઘણું કરીને જ્યાંહાં ત્યાંહાં બ્રાહ્મણોનું ચાલીને તેઓએ બીજી વર્ણોને હાથે વેદ લાગવા દીધા નથી, અને સર્વ માણસે ફેલી તથા ઈશ્વરી વિદ્યા તેઓએ પોતાના ટોળાના હાથમાં રાખી છે.

હવે, બ્રાહ્મણોએ પોતાની મોટી નિર્વિવાદ રાખેલી છે તોપણ તેઓએ ઘણી વાતોમાં પોતાના પૂર્વજોના નિયમો તથા આચારો છાંડી દીધા છે. કેટલીક બાબદોમાં તેઓ પેહેલાં કરતાં ઘણા શુદ્ધ થયા છે. એનું ઉદાહરણ;—તેઓમાં હાલની વખતમાં માંસભક્ષણનો નિષેધ છે,[1] અને નીચ વર્ણસાથે લગ્ન કરવાનો અટકાવ છે; પરંતુ એઓશિવાય ઘણીક વાતોમાં તેઓનો આચાર ઘણી રીતે વધારે ઢીલો થયો છે. તેઓમાં જે ચાર આશ્રમો કહ્યા છે તથા તે આશ્રમોમાં બ્રહ્મચારી, વિરક્ત, (એટલે વાનપ્રસ્થ આશ્રમમાં રેહેનારા પુરુષો) તથા યતિ, એઓવિષે જે નિયમો કહેલા છે, તે બધા લોકોએ છોડી દીધા છે. હાલમાં જો કોઈની ઇચ્છામાં આવે તો ઉપર કહેલા ચાર આશ્રમોમાંથી એકાદ કબૂલ કરે; પરંતુ પેહેલાં તે ચારે પણ આશ્રમો અનુક્રમે બધાઓને લેવા પડતા હતા.

હાલમાં, બ્રાહ્મણો ચાકરીમાં રેહે છે, તથા તે બધા વેપારધંધાઓમાં પડેલા નજરે પડે છે. પેહેલાંની રીતપ્રમાણે ભીખ ઉપર ગુજરાન કરનારા એવા બધાઓમાંથી છેક થોડા મળશે; ઘણા ખેતીના કામમાં પડેલા નજરે પડે છે; તથા તેઓમાંથી પણ ઘણા શિપાઈ થએલા છે; અને જે ધંધાઓવિષે તેઓને ઉઘાડો અટકાવ કર્યો છે, અને જે કીધા છતાં કઠણ શિક્ષાઓ કહેલી છે, તેઓમાંથી જે અતિ નીચ તે કરવાવિષે માત્ર તેઓ આનાકાની કરે છે, તથા કેટલેક ઠેકાણે તે પણ કરવાવિષે આગળપાછળ જોતા નથી. દક્ષિણ હિંદુસ્થાનમાં લખવું તથા સરકારી

(૧) ઉત્તરહિંદુસ્થાનમાં કેટલીક જાતના બ્રાહ્મણો યજ્ઞમાં હવન કરેલું કેટલીક રીતનું માંસ ખાય છે, અને એવી વખતે બધે ઠેકાણે માંસ એ શાસ્ત્રપ્રમાણે ભક્ષ્ય છે, પરંતુ દક્ષિણમાં એ રીતનો યજ્ઞ કદીકજ થાય છે, તેથી તે પ્રકાર બ્રાહ્મણોએ દીઠો હશે.

કામકાજ, એઓમાંની જે રોજગારો છે, તે ઘણું કરીને હેનાં તેઓના થયા છે. તે મુલકમાં, રાજ્યોમાં પ્રધાનથકી તે ગામના તલાટીમુદ્ધી ઉપર કહેલી જગાઓ તેઓના હાથમાં છે તથા હિંદુધર્મશાસ્ત્રનો અર્થ કેહેનો એપણ તેઓ પાસેજ છે; તેવુંજ ધર્માધ્યક્ષપણાનું ઘણુંએક કામ તથા ઉજીરાની મામલતો વિગેરે પુષ્કળ જગાઓ (જેઓમાં લખવાની તથા બીજા કારભારની માહિતી જોઈએ છે તે,) તેઓ પાસેજ હોય છે.

ઉત્તરહિંદુસ્થાનમાંના જે પ્રદેશોમાં ઓગલોનો ધારો પકો સુરૂ થયો હતો, ત્યાંહા ફારસી ભાષા વહીવટમાં આવ્યાથી, સરકારી કામકાજ મુસલમાન તથા કાયત[૨] એઓમોના હાથમાં આવ્યું છે. એજ કારણથી દક્ષિણમાં નિજામના મુલકમાં પણ બ્રાહ્મણોનો રોજગાર કાંઈક કમી થયો છે, એવું છતાંને પણ, મનુસ્મૃતિની વખતે એક. બ્રાહ્મણ પ્રધાન તથા બધા ન્યાયાધીશો એઓનાજ બ્રાહ્મણોના હાથમાં નરદમ રાજ્યસત્તા હતી તેથી હાલમાં જ્યાંહા ત્યાંહાં સરકારી કામમાં ઉચાટ રીતે તેઓનો પ્રવેશ વધારે થયો છે, એ નિર્વિવાદ છે.

એપ્રમાણે બ્રાહ્મણોના ધંધાનું વલણ આ જગતમાંની વેપાર તરફ ગયાથી તેઓનું ધર્મસંબંધી વજન કંઈ કમી થવું એ સેહેજજ છે, અને તેપ્રમાણે રાજ્યકારભાર પ્રદેશમાં તો તેઓની ધર્મસંબંધી સત્તા નહી સરખી થઈ છે, અને તેઓમાં વ્યુત્પન્ન (એટલે કાબિલ) થોડા છે, અને તેઓ વડે ઉત્તેજન પણ મળતું નથી એવું એક ઘણા મોહોટા વિદ્વાનનું કેહેવું છે કુટુંબોના ગુરૂ થઈ લોકોને ઉપદેશ કરવાના કામમાં ગોસાઈં તથા બીજા પંથોના વૈરાગી લોકોએ બ્રાહ્મણોને પછાડ્યા છે

એવું છતાંપણ બંગાળામાં હાલસુધી બીજા સઘળા લોકો બ્રાહ્મણોને માન આપે છે, અને ઘણે મોકળે હાથે તેઓ ધર્મ કરે છે ઘણુંકરીને દેવાલયોનું પૂજારીપણું તથા ધર્મસંબંધી સંસ્કારો ચલાવવા, એ અજુપણ તેઓનાજ હાથમાં છે, અને હિંદુસ્થાનના રાજકી પ્રદેશમાં તેઓનો ધર્મસંબંધી અધિકાર મુદ્દલ કમી થયો નથી મહારાષ્ટ્ર દેશમાંનો પ્રકાર તો ખચિત આ પ્રમાણે

(૨) એક શૂદ્ર જાત છે પાનું ૯૦ મું જો (તેઓને સંસ્કૃતમાં કાયસ્થ કહે છે ના૦ ક૦)

છે, તથા ઉત્તરહિંદુસ્થાનના પશ્ચિમતરફના પ્રાન્તોમાં પણ તેમજ હોવો એમ જણાય છે. બ્રાહ્મણ લોકોનો જમાવ, દોલત, તથા પદવી, એ ત્રણેથી તેઓનું વજન સર્વ ઠેકાણે પડે છે; પરંતુ ત્યાહાં, તથા જ્યાંહાં તેઓની ધર્મસંબંધી સત્તા પણ રહેલી છે ત્યાંહાં, તેઓ ઉપરની ઘણુંકરીને બધા લોકોની પ્રીતિ ઉડી ગઈ છે. એ પ્રકાર મુખ્યત્વેકરીને રાજપુત લોકોમાં તથા તેઓથી પણ વિશેષ મરેઠા લોકોમાં થયો છે એમ જણાય છે; કારણ તે મરેઠા લોકોનુ મત લડાઉપણાના ગુણ જેઓમાં હશે તેજ સેનાધિપતિ થવાને યોગ્ય છે એવું છે; તે ગુણોમાં બ્રાહ્મણ આપણાકરતાં કમી એવું તેઓ માને છે; એમ છતાં, બ્રાહ્મણોએ તેઓને એવી કાહાડીને તેઓનાજ દેશમાં રાજસત્તા લીધી, એ અપકાર તેઓ આજસુધી વિસર્યા નથી.

સંકરજાતિ

મનુની વખતે જે છેક છેલેની વર્ણ હતી, તે છેક નહીં સરખી થઈને તેની જગાએ હાલમાં ઘણી જાતો થઈ છે, તેઓમાંથી કેટલીએક વર્ણના સંકર થકી થએલી છે, તથા કેટલીએકોની મૂળપીઠિકા ખબર સમજાતી નથી. તથાપિ જેવા પેહેલાંની ચાર વર્ણ પોતાના ભેદ પાળતી હતી, તેથકી વધારે સખ્તીએ પોતાની જાતિઓ રાખે છે: એઓનો અન્નવેહેવાર કદી થતો નથી, તથા લગ્નનો સંબંધ થતો નથી, તથા ધર્મસંબંધી સંસ્કારો પણ એક ઠેકાણે થતા નથી. પુણાની પાસે એ જાતિઓ વિશેષેકરીને પુષ્કળ છે એમ ઘણું કરીને નથી, તથાપિ તેટલા પ્રદેશમાં સુમારે ૧૫૦ જુદી જુદી જાતો છે. ઘણે ઠેકાણે એ જાતિ ધંધાસાથે મળતી હોય છે; જેમ સોનીઓની એક જાત, સુથારોની, બીજી, ઇત્યાદિ; એ રીત મનુને મળીને છે, કારણ એણેક મિશ્ર જાતિને એક વંશપરંપરાનો ધંધો તેણે ઠરાવી આપ્યો છે.

જાતિના નિયમો અદ્યાપિ સખ્તીએ પરંતુ મત માને તેમ અમલમાં આવે છે. જો એક ઉંચ વર્ણના માણસે રસોઈ કરવાસારૂ કરેલા ચોકામાં નીચ વર્ણના માણસનો પગ પડ્યો, તો તે પેહેલા માણસને બીજું અન્ન મેળવવાનુ જો સાધન નહીં હોય તોપણ, તે અન્નમા હાથ ન ઘાલતાં તે લાગલુંજ કાહાડી નાખશે.

જાતિભ્રંશતા એ એકસંસારમા મરણ છે એવું જો બોલીએ,

તોપણ તેનું જે કડણ સ્વરૂપ તે બધું સારી રીતે ઉઘાડું થતું નથી. જે જાતિભ્રષ્ટ થાય છે, તેનો વારસો જીંદગીઉપર પોંહોંચતો નથી,[અ] અને તે કરાર, કરવાને તથા સાક્ષ આપવાને અધિકારી થતો નથી; શિવાય, તેનો ખાસગી વેહેવાર બંધ થાય છે, તથા લોકસબંધી હક્કો પણ તેને મળતા નથી, એવા માણસને તેના બાપના ઘરમા પેસવા દેવો નહીં; તેનાં અતિ નજીકના સગાંવાહાલાઓએ પણ તેની સાથે બોલવાચાલવા વિગેરેનો સબંધ રાખવો નહીં; એવી હદ ઠેરવેલી છે. ધર્મથકી જે સુખ આ જગતમાં થવાનું તે, તથા જે આનંદ બીજા લોકમા મળવાનો તેની આશા, આ બેઉ તે માણસને નહીં જેવાં થાય છે. હવે, મોહોટો ગુન્હો કીધા થકી, અથવા ઘણા દાહાડા સુધી જાતિના નિયમો તોડ્યાથકી જો કોઈ જાતબાહાર થયો હશે તે માત્ર નહીં; પણ આ બંને કારણો બાદ કરીને, એ શિવાય બીજાં કારણોથી જો જાત છુટી હશે તો પ્રાયશ્ચિત્ત કર્યાથી તે પાછી મળે છે, અને એવી જાત ફરીથી મેળવવાના ઉપાયો ઘણા સેહેલા હશે એવું દેખાય છે; કારણ, જાતબાહાર થવાના પરિણામો ઘણું કરીને જોવામાં આવતા નથી. માહારી કેહેવાની મતલબ એમ છે કે, હાલ પણ લોકોની જાત જાય છે, અને જાતમાથી કારણવગર બાહાર મુકવા બદલ હાલની કોરટોમા નુકસાનીની ફરિયાદો પુષ્કળ થતી નથી એમ નહીં; પરન્તુ હું ઘણા દાહાડાસુધી હિંદુસ્થાનમા હતો તેટલી મુદ-તમા મેં જેવુ ઉપર વર્ણન કીધુ છે તેવી હાલતમાં પડેલો પુરૂષ મેં ક્યારે પણ જોયો અથવા એવાવિષે કદી પણ સાંભળ્યુ હતું એવું મને સાંભરતુ નથી.

હાલની વખતમા ગુલામોની (એટલે દાસપણું કરનારાઓની) જાત નથી; આ ફેરફાર બધા ફેરફારોમા અતિ મોહોટો છે. દક્ષિણહિંદુસ્થાનમા અને બીજે પણ ઠેકાણે કહીં કુંગણ તથા ગનાટ પ્રદેશોમા ખેતીસબંધી ગુલામો અજુ સુધી પણ છે; એ કદાચિત્ પ્રાચીન કાળના શૂદ્રોમાથી બાકી રહેલા હશે; પરંતુ બાકીના સર્વ પ્રદેશોમાં બધી વર્ણ સ્વતંત્ર છે, એટલે (કોઇ કોઇનો ગુલામ નથી.) કહીં કહીં લોકોના ઘરોમા ગુલામો છે,

---

(અ)ઇ૦સ૦ ૧૮૫૦ના ૨૧મા આક્ટ ઉપરથી પેહેલ્યે છે ભા૦ ક૦

પરંતુ એ હોવાથી ઉપરની વાતને અપવાદ આવતો નથી; કારણ એ કોઈપણ જાતના લોકો હોઈને મુસીબતને લીધે ગુલામગીરી પામેલા એવા હોય છે.

જેઓ શોધક બુદ્ધિએ જાતિની મૂળપીઠિકા લાવનાર છે, તેઓ એવી તકરાર લે છે, કે હાલની વખતમાં શુદ્ધ શૂદ્ર એવા કહીં પણ નથી; તથાપિ પુષ્કળ જાતના લોકો આ પ્રકારના છે એવું બ્રાહ્મણો પણ કબૂલ કરે છે. એનું ઉદાહરણ;—સર્વ મજૂરો તેજ વર્ણમાંના છે. શૂદ્રનો ખરેખરો ધંધો ચાકરીનો છે, એવું હાલમાં કેટલાએકોનું મત છે; પરંતુ હાલની વખતમાં તેઓને તેજ ઉદ્યોગની હદ બાંધી આપીછે એમ નથી; પુષ્કળ શિપાઈ પણ થયા છે; તેવાજ કાયત કરીને એક જાતના લોકો છે, તેઓ કામકાજમાં, તથા લખવાસંબંધી હરેક વાતમાં બ્રાહ્મણોના સામાવાળા છે, એવું તેઓ વિષે આગળ વર્ણન કર્યું છે, તથા તે (નિદાન બંગાળામાંના તો) કેવળ શૂદ્ર છે, તથા તેઓનો હાલનો ધંધો પ્રાચીન કાળથકી આજ સુધી પેઢી દર પેઢી ચાલતો આવ્યો છે.

જાતિની હદ હસ્વાથી બધા લોકોની સાધારણ હાલતમાં સુધારાનો ફેલાવો થવાને મોહોટી અડચણ પોંહોંચી છે, તોપણ જુદા જુદા લોકોને મોહોટાં કામો કરવા માટે યુરોપિયન લોકોના વિચારપ્રમાણે જાતિભેદ થકી જેટલો અટકાવ થવો જોઇએ તેટલો થયો છે, એવું કંઈ નથી, જેમ હિંદુસ્થાનમાં લોકોની હાલતોમાં ફેરફારો ઓચિંતા તથા મોહોટું આશ્ચર્ય લાગવા જેવા થયા છે, તેવા ધરતીના બીજા કોઈ પણ ભાગમાં ઘણુંકરીને થએલા નથી. પૂણામાંના પેશવાની કુટુંબની જુદીજુદી વખતે બે મુખ્ય કારભારીઓ હતા, તેઓમાંથી એક-આગળ એક દેવળમાં પૂજારી અથવા ગવૈયો હતો,[૪] (જે ભેદ કાંઈ નીચ છે;) તથા બીજો મુખ્ય કારભારી શૂદ્ર હતો;—અને તે પે-

ભરવાડ હતો, વિદિઆનો મૂળ પુરૂષ હજૂરિઓ હતો, અને એ બને શૂદ્રો હતા. મહાગષ્ટ દેશમા ગર્ગતે આ નામનું જે મોહોટુ કુળ છે તેમાના પુરૂષો પ્રથમ બ્રાહ્મણોના મુળના વધા કરતા હતા; પછી તેઓ મોહોટા સરદાર થયા, અને છેવટે ઘ રકરી સરદાર થયા. એપ્રમાણે ઊંચી પદવીએ ચડેલા લોકોના ઘણા ઉદાહરણો કેહેતા આવડશે. ખાસગી વેહેવારમા લોકોએ પોતાના વધા બદલ્યાના ઉદાહરણો ઘણા નજરે પડતા નથી; પરંતુ (ઠેક નથી એવુ કેહેના જઈએ તો) યુરોપિયન રીતપ્રમાણે નાહાની નાહાની તસવીરો કાઢવાનું કામ જે હિંદુસ્તાનીગર પ્રથમ કરવા લાગ્યો તે જાતીનો સુતાર હતો.

આ દેશમા ગોસાઈ લોકોના પર્થો ચાલુ થવાથી એક નવી જાત ચાલુ થઈ એવુ કહીએ તો ગોસાંઈ લોકોના ચાલશે એઓમા પુષ્કળ પર્થો છે. તેઓ પંથો માના લોકો પેહેલા કેમ એકઠા થયા, તેવિષે આ ગળ થોડુ વર્ણન કરું છુ પણ તે વર્ણન એ ફક્ત મારા મનમા આવેલો વિચાર છે તે પ્રકાર,—

મનુસ્મૃતીના નિયમોપ્રમાણે બ્રાહ્મણે, ત્રીજા આશ્રમમા, જગલમા એકાન્તવાસમા તથા પોતાના શરીરને દણ્ડ કરીને નીમેલો વખત ખરચ્યો, અને પછી ચોથો આશ્રમ લીધો, એટલે પછી તે બધા તાન્ત્રિક કર્મોથકી છૂટે છે, અને પછી ઈશ્વરવિષે વિચાર કરવા પછવાડે વખત ખરચવાવિષે તે અધિકારી થાય છે. એ પ્રકારના સન્યાસી લોકો, ધર્મમતવી વાદવિવાદ કરવામાટે, ભેગા થતા હશે અને તેઓમાથી જેઓ વધારે વિદ્વાન્ હશે તેઓનુ બોલવુ સાભળવામાટે બીજા લોકો મળતા હશે, અને તે સાભળનારા તે વિદ્વાનોની પડોસમા રેહેતા હશે, પણ તેઓમવે કેનાણોજ એવો વર્ગ સુ ર થઈને જુદી જુદી ટોળિઓ થઈ નહીં હશે હો, હિંદુસ્થાનમા આવુ થયુ કિંવા કેવુ થયુ હશે, તે હો; પરંતુ પ્રાચીન કાળના ખ્રિસ્તી લોકોમા જે પ્રથમ જુદા જુદા ગોસાઈઓ થઈને પછી મઠો થયા, તે આજપ્રમાણે થતા હતા. ઉપર કહ્યાપ્રમાણે ધર્મતત્વોવિષે શોધ કરનારા લોકોની સભામા કારેકરીને બ્રાહ્મણોશિવાય જે બીજા વર્ણને વેદાભ્યાસનો અધિકાર હતો તેઓમાના શિષ્યો આવવા લાગ્યા હશે, તથા તેઓમાનો

દરેક પોતપોતાની વર્ણના આચારપ્રમાણે સ્વતંત્ર રહેતો હશે. જે વખતે સિકંદરપાદશાહ હિંદુસ્થાનમાં આવ્યો, તે વખતે એ ધર્મસંબંધી પંથો ઉપરની હાલતમાં હતા એમ જણાય છે; પરંતુ તેપહેલાંના યુનાની ગ્રંથકર્તાના જે લેખો છે તેઓઉપરથી એવો તર્ક બાંધવામાં આવે છે, કે હાલમાં પક્કા બનેલા ગોસાંઈ લોકોના જેવા પંથો થયા છે, તેઓની હાલની રીતની નજીક, ઉપર કહ્યા કરતાં પણ વધારે, એઓની ગતિ થઈ હતી. ઉપરનો દાખલો પૂરો નથી એવું જો આપણે કહિએ, તો ઉપર કહેલા મેળાઓના પંથો ક્યારે જુદા જુદા થયા, તથા તેઓમાંના શિષ્ય લોકો પોતપોતાની જાતિઓના નિયમો છોડીને તે તે પંથોના નિયમોને ક્યારથી માનવા લાગ્યા, એવિષે અટકળ કરવાને આપણી પાસે બીજું સાધન નથી. હિંદુલોકોના ગ્રંથોમાં જોવા જઈએ તો આવા પંથોની સ્થાપના થયાનો પત્તો ખ્રિસ્તી શકના આઠમા સૈકાસુધી લાગે છે, તેની પેહેલાંનો થાગ લાગતો નથી; અને જે પંથો હાલની વખતમાં ચાલે છે તેઓમાંના ચૌદમા સૈકાની પેહેલાંના એવા થોડાજ છે. કંઈક પંથોમાં અજુસુધી બ્રાહ્મણો માત્ર છે, અને આવા જે પંથો છે તેઓમાંના કંઈક થોડા પંથો, એ, પેહેલાં કહેલા જે ધર્મસંબંધી વાદવિવાદ કરનારી સભાઓ તેઓનીજ નકલો છે એવું માનીશું તો ચાલશે; પરંતુ ગોસાંઈઓના પંથોમાં પેઠા, એટલે બનો જાતિભેદ નહીંસરખો થાય છે; આ ધર્મક્રીને બધા પંથોમાંનો વિલક્ષણ ધર્મ છે. બ્રાહ્મણો પોતાનું જનોઈ તોડે છે; ક્ષત્રિય, વૈશ્ય, તથા શૂદ્ર, એઓ પંથોમાં આવ્યા પછી પોતાની જાત છોડે છે, અને તે પંથમાંના સર્વ લોકો બરાબરીના દરજ્જાના શિષ્યો થાય છે. આ હિમ્મતી ફેરફાર ચૌદમા સૈકાની આખરીના અથવા પંદરમા સૈકાની અવલીના શુમારમાં શુરૂ થયો હશે, એવું વિદ્યાગુરૂ વિલ્સન એનું મત છે.

જેવા યુરોપખંડમાંના વૈરાગીઓના પંથોમાંના લોકોનું એકગણું રૂપ દેખાય છે, તેવું હિંદુઓના પંથોનું દેખાતું નથી. તેમજ એઓને બીજા લોકો થકી અથવા બીજા પંથોમાંના લોકો થકી ઓળખાવાને, રહેણી રીતિ સમજવા જોગ એવી, દરેક પંથની જાહેર નિશાનીઓ કંઈ નથી. એજ પ્રમાણે આ બધી વર્ણને સાધારણ નામ પણ નથી. હવે, બધા પંથોને સાધારણ રીતે

ગોસાઈ એમ કેહે છે, પરંતુ ખરેખરૂ જોવા જઈએ તો એ નામ એક પેગમાહેલા પંથનુ છે. આ સર્વ લોકો તેઓના પોશાક ઉપરથી ઓળખાય છે; કારણ તેઓના કેટલાક કપડા (ઘણુંકરીને પાઘડી તથા ધોતયું) ભગવા લાલ રંગના હોય છે; કેટલાક લોક છેક નાગા ફરતા હોય છે; અને બધાઓએ કંઈ પણ સોગન લીધેલા હોય છે; અને બધા ભીખ લેછે, પરંતુ બધાઓ ભીખ માગતા ફરતા નથી.

ઉપર કહેલી વાતો એકલીજ માત્ર સર્વ ગોસાઈઓને લાગુ કરવા જેવી છે; પરંતુ ઘણુકરીને પુષ્કળ પંથોવિષે બીજાપણ કંઈક સાધારણ ચિન્હો છે. પ્રત્યેક પંથનો જે ગુરૂ હોય છે, તેની હાલત પ્રમાણે તે પંથની હાલત હોય છે; તે ગુરૂના મતો તે પંથના લોકો પાળે છે, તથા તે જે નિયમોએ ચાલ્યો હશે, તે નિયમો પાળે છે. આવા પંથોના પુષ્કળ સ્થાપકોના જુદા જુદા ધર્મસંબંધી મતો પણ સ્થાપેલા છે; તે કારણમાટે ગોસાઈ લોકોના મતો શુદ્ધ હિંદુઓના ધર્મપ્રમાણે એવા જ્વલેજ હોય છે. આવા પંથોમાના લોકોની ગણતરીમા પણ ઘણો તફાવત હોય છે; કેટલાક પંથોના મદદાયો થોડાક હોઈને એકાદા પ્રદેશમાજ માત્ર હોય છે, અને બીજાઓના શિષ્યો બધા હિંદુસ્થાનભર પસરેલા હોય છે.

ઘણુ કરીને બધા પંથોના મઠો છે; તેઓને કોઈ કોઈ ઠેકાણે જમીનો આપેલી છે, તેશિવાય ભાવિક લોકો ધર્મ કરે છે, તે, તથા ભીખમાથી જે દ્રવ્ય મળે છે તે, આની તેઓને બીજી પેદાસ છે. ઘણે ઠેકાણે વેપારની પણ પેદાશ છે. તે ઘણે ઠેકાણે ઉઘાડી રીતે કરે છે, પરંતુ તેથી વધારે ઠેકાણે છાની રીતે ચાલે છે આ પ્રત્યેક મઠમા એક મુખ્ય મહંત હોય છે; તે તે બધા પંથના લોકોએ અથવા તે પંથમાના બીજા મહંતોએ પસંદ કરીને નીમેલો હોય છે, કેટલેક ઠેકાણે આ મહંતપણુ વંશપરપરા ચાલે છે, અને એથકી પણ પુષ્કળ ઠેકાણે મહંત, પોતાની પાછળ પોતાની ગાદી કોણે ચલાવવી, એ ઠરાવી મુકે છે. એક કિંવા બે વર્ષોસુધી પરીક્ષા લીધાશિવાય બાહારના લોકોને પંથમા લેતા નથી. પછી તે નવા શિષ્યને એક ગુરૂ પોતાનો ચેલો કેહેરાવે છે, તથા આવા એક એક ગુરૂના બીજા પણ ચેલા ઘણે ઠેકાણે હોય છે, તે બધા શિષ્યો તથા તેઓનો ગુરૂ એઓ ઉપર

તે મઠના મુખ્ય મહંતનો હુકમ ચાલે છે. બંગાલામાં એક પંથ છે તેમાં એક મઠમાં પુરૂષ તથા સ્ત્રિઓ રહી શકે છે; પરંતુ તેઓએ શુદ્ધ રેહેવાવિષે કઠણ સોગન લીધેલા હોય છે.

પુષ્કળ ગોસાંઈ લોકોના મઠો છતાં પણ તેઓ પોતાનો ઘણું-કરીને બધો આવારા ભટકતા ફરીને ગમાવે છે, તથા ભીખ માગીને પોતાનું ગુજરાન કરે છે; બીજા કેટલાક ગોસાંઈ છેક જનમારા સુધી ફરતા હોય છે. તેઓમાંના કેટલાએક, એવા હોઇને પણ મહંતોના હુકમમાં ચાલે છે, તથા બીજા છેક સ્વતન્ત્ર હોય છે, તથા એ બીજા પ્રકારના ગોસાંઈ મરજીમાં આવે તે નિયમો પ્રમાણે ચાલે છે. પરંતુ આ ચેવટની જાતીના ગોસાંઈઓમધ્યે કેટલાએક અતિશય વિરક્ત સાધુ હોય છે; તેઓમાં પણ મુખ્યત્વેકરીને એવા હોય છે, કે તે છેક જંગળના મધ્યભાગે જઈને માણસમાત્રથી છેક જુદા રહે છે; જો કોઈ ધર્મ કરનાર પુરૂષે તેઓની તજવીજ રાખી નહીં, તો તેઓ દુકાળમાં મરે છે, અને તેઓ જંગલી તથા એકાન્ત જગાઓમાં જે નાશકારક પશુઓ માત્ર રહે છે તેઓથકી તેઓને વધારે બીક હોય છે.[૧]

અતિ કઠણ પ્રતિજ્ઞાઓ થોડાકજ પંથોમા હોય છે. ગોસાંઈ લોકોમા દેવળે જવું, ઉપવાસ કરવો, જાગરણ કરવું, અથવા યુરોપખણ્ડમાના વૈરાગીઓની પેઠે બીજી કાંઈ વિધિ કરવી, એ કંઈ નથી. કેટલાએકોએ એકલા રેહેવું એવી હદ હોય છે; પરન્તુ બીજા પુષ્કળ લોકો ઇતર સંસારી લોકોપ્રમાણે લગ્ન કરીને પોતાના કુટુંબમાં રેહેવાવિષે પોતાના સંપ્રદાયી લોકોને છૂટ આપે છે. એક પંથના લોકો કેવલ બાળકૃષ્ણની ભક્તિ કરનાર છે. તેઓનું મત એવું છે, કે, ઊંચા પોષાક વાપરવા, તથ મિષ્ટાન્ન ખાવું. તથા બધી રીતની નિરપકારી મોજ મારવી, એ પોતાનો ધર્મ છે, અને આ મતથકી તેઓની આબરૂ કમી ન થતાં તેઓના શિષ્યસમ્પ્રદાયી લોકોમાં તેઓનું પૂજન બેહદ છે, તથા તેઓનાં જે ધર્મસંબંધી કરજ અને કરવાના દિલદાર વિચાર

(૧) વાર્ડ સાહેબે એક ગ્રંથ કર્યો છે, તેમાં તે લખે છે કે, સાગર નામે એક બેટમાં એક ઠેકાણે ત્રણ મહિનામાં આ પ્રકારના છ વૈરાગીઓ વાઘે ઊંચકી લીધા એવી ખબર મને મળી હતી.

તેઓપ્રમાણે આચાર કરવાના સાધનો, તેઓના શિષ્યસમ્પ્રદાયી લોકો તેઓને ભરપૂર મેળવી આપે છે.

કેટલાક પથો છે, તે, ઉપર કહેલા શોટના પથથકી ઘણા જુદા છે. ઉદાહરણ,—કેટલાક પથોમાના લોકો પોતાના એક કિંવા બેપણ હાથ ઉંચા ઉભા ધરે છે, તે શેવટે નિર્જીવ થઇને તેવાજ થઈ રેહે છે, અને તેઓના નખો હાથમાથી ફુટીને બાહાર પડે છે; તેમજ બીજા કેટલાક છરીઓના બીછાના કરીને તેઓનીજ ઉપર સુઈ રેહે છે; તેમજ કેટલાક શપથ લેઇને છેક મુગા રેહે છે; તથા બીજા વળી બીજા પ્રકારના મનમા આવે તેના દેહદંડ કરી લે છે.

થોડાક ગોસાઈલોકો બધી રીતની ગલગી તથા અપવિત્રતા કરી દેખાડે છે, અને પોતાના દેખાવથી લોકોને ત્રાસ ઉત્પન્ન કરીને અથવા પોતાના અવયવોમા છરીઓ ભોંકીને લોકો પાસેથી જુલમે ભીખ લે છે.

ઉપર કહ્યા પ્રમાણે કેટલાક લોકો નાગા ફરે છે, તથા ઘણા ગોસાઈઓ ઘણુકરીને બધુ અગ ઉઘાડુ મુકે છે. આ રીતના કેટનાક ગોસાઈઓ છે તેઓને નાગા કેહે છે,—તે શિપાઇગિરીની ચાકરી કરે છે, તથા કેટલેક ઠેકાણે હજારો હોય છે એઓના સરદારો એઓમાનાજ હોય છે.

પોતાના ધર્મનો ફેલાવો કરવાસાર અમે હથિઆર પકડીએ છૈએ એવુ એ લોકો કેહેતા નથી; પરંતુ કોઈ પણ રાજાએ તે ઓને પગાર આપ્યો હોય તો તેની ચાકરી કરે છે. તે ઘણુ કરીને આકરા સ્વભાવના તથા દુર્વ્યસની હોય છે, પરંતુ તેઓ મોહોટા જુસ્સાએ લઢે છે એવી તેઓની પ્રખ્યાતિ છે. તેઓના રાખ ચોળેના નાગા અવયવો, તેઓની મોહોટી રાખેલી દાઢિઓ, અને જટા પાડેના તથા યુક્તિએ વધારીને જેડાની ચારે તરફ ગુથીને બાધેના ચોટલા, એ બધા મળીને તે લઢૈયા ગોસાઈઓ મોહોટા ચમત્કારિક દેખાય છે. જ્યારે તેઓ કોઈની ચાકરીમા નથી હોતા, ત્યારે તેઓના મોહોટા ટોળા મળીને મુલક લુટતા તથા દ્રવ્ય વસુલ કરતા એવા તેઓ ભટકતા ફરે છે, એ વાત જાહેર છે. પેહેલાની કારકીર્દીમા આવા લુટાર લોકોએ બ્રિટિશ લોકોના રાજ્ય ઉપર અનેક હલ્લા કર્યા હતા.

ઉપર કહેલાં ટોળા શિવાય, અથવા લડાઈની વખતે જમાવ થાય છે તેઓ શિવાય પણ, તે હથિઆરબંધ ગોસાંઇલોકો ક્યારે ક્યારે પુષ્કળ એકઠા મળે છે, અને આ પ્રમાણે એકબીજાથી ઉલટા પંથોના મોહોટા મેળા એક ઠેકાણે મળ્યાથી મોહોટી મારામારીના પ્રસંગો બની આવ્યા છે. ઈ૦ સ૦ ૧૭૬૦ મા હરિદ્વારમાં મોહોટી જાત્રાની વખતે શિવના નાગા તથા વિષ્ણુના નાગા એઓનો એક નાહાનો સરખો પ્રસંગ થયો, અથવા લડાઈ થઈ એવું પણ જો બોલીએ તો ઘણું કરીને ચાલશે. તે વખતે ૧૮,૦૦૦ લોકો રણભૂમી ઉપર મરણ પામ્યા એવું ત્યાંહાં કેહેતા હતા. એ કહેલી સંખ્યા વિલક્ષણ અતિશયોક્તિએ વધારેલી હશે, એમા શક નથી, પરંતુ તે લડાઈમા કેટલા લોક હતા એવિષેનો તે ઉપરથી કંઈપણ અડસટ્ટો કરતા આવડે છે.

એક પ્રકારના શૈવ ગોસાઈ છે, તેઓ યોગી હોય છે (પ્રકરણ ૫ મું જો) તેઓ ધ્યાન, પ્રાણાયામ,[અ] તથા બીજા ઢોંગો કરીને, સાયુજ્યતા[બ] મેળવવાની મેહેનત કરે છે. આ પંથમાના જેઓ અતિ નીચ છે, તેઓ સૃષ્ટિના નિયમોની વિરુદ્ધ ચમત્કારો પોતે કરી દેખાડવાનો ડોળ ઘાલે છે, અને કેટલાક તો ઉઘાડી રીતે ગારૂડીપણાનો ધંધો કરીને માંકડા તથા કંઈ વગાડવાના વાજાં લેઇને મુલુકભર ફરે છે, અને ગારૂડથી તથા હાથચાલાકીની બીજી યુક્તિએ લોકોના મન રિઝવે છે. બીજા એક પ્રકારના ગોસાઈ છે, તે એઓથકી ચમત્કારિક છે. તે પોતે મોહોટા ભાવિક ભક્ત છીએ એમ કેહેવરાવે છે; અને, પૈસાસારૂં નહીં પરંતુ પોતે મોહોટા પુણ્યવાન્ એવી પોતાની કીર્ત્તિ થવા માટે, ઠગવિદ્યા ચલાવે છે. તેઓમા કેટલાક છે તે પુષ્કળ મિનિટોસુધી[ક] જમીન થકી ત્રણ હાથસુધીની ઉંચાઈ ઉપર અંતરિક્ષ બેસે છે. તેઓની હાથેળીની પીઠનો ભાગ એક પાખાંવાળી લાકડીઉપર ભાર દીધા વગરજસુદ્ધો હોય છે, અને તેઓને દેખાઇતો આધાર તેટલોજ હોય છે. અને તેઓના આગળા

(અ) દમ રૂંધવો, ભા૦ ૬૦
(બ) ઈશ્વરશક્તિ મળીજવાની હાલત ભા૦ ૬
(ક) ૧ મિનિટ એટલે ૨½ પળ. ભા૦ ૬૦

માળા ફેરવવાના કામમાં ગુથાએલાં હોય છે. એ શી યુક્તિએ એમ બેશી રેહે છે તે અજુસુધી ઉઘાડું માલમ પડયું નથી.

ગોસાઇ લોકોમાં કેટલાક થોડા વિદ્વાન છે, અથવા કેટલાક થઇપણ ગયા છે; કેટલાક, રીતીએ ચાલનારા, નિરૂપદ્રવી, તથા પોતાના ધર્મપ્રમાણેં ચાલનારા છે; તથા ઘણા નિર્લજ્જ, તથા ત્રાસદાયક ભિખારી અને કોડીના માલ, એવા બધી રીતની અગરબ ચાલના લોકો પણ એઓમા છે; તથા આ પંથોમા આ જમુ રહીને ભટકતા ફરવાનું મેજ છે તેને લીધે તેઓ એવા પંથોમા ગએલા છે. સાધારણ રીતે જોવા જઈએ તો, વિષ્ણુના જે ભક્તો છે તે ઘણા પ્રતિષ્ઠિત છે, અને વેરાગીઓમા જેટલા રાગો ઉપજાવનારા ગુણો છે તેઓથી શિવભક્ત વેરાગીઓ અતિશય બિગડેલા છે. આ ગોસાઈ લોકોની ચાલો જેમ જેમ વધારે મનમાને તેવી બગાડ હોયછે, તેમ તેમ લોકોમાં તેમનુ માન ઘટતુ જાય છે; એ ઉપરથી હિંદુ લોકોની સારાસારબુદ્ધિની તારીફ કરવી ઘટેછે.

કેટલાએક વૈષ્ણવ પથીઓ પોતાના ગોસાઈ ગુરૂઓને જે માન આપે છે, તે કેટલુ છે, એ જો કહીએ તો કોઇને સાચુ લાગશે નહીં. બંગાલામા પોતાના ગરૂનું માન ઈશ્વરકરતાં પણ વધારે તથા તેનો સતકાર ઈશ્વરથી વધારે કરવો યોગ્ય છે એવું કેટલાએક લોકો માને છે.

હિંદુધર્મમા બધાઓનો સાધારણ ઉપરી એવો કોઈ નથી; તેને લીધે પુષ્કળ પંથોનો બંદોબસ્ત ઘણો ઢીલો પડયો છે; એકલદોકલ વેરાગી તથા યોગી એઓમા કંઈજ નિયમ રહ્યો નથી; અને લઢવૈય્યા નાગા ગોસાઈ લોકોના જેના મેળા હોય છે, તેવા ઐકાયદા લોકોના ટોળા એકઠા થતા છે.[૮]

(૮) ખ્રિસ્તી લોકોમાંના ગોસાંઈઓના પંથોમાં કેટલીએક વખતે એજ પ્રમાણેં ઢીલાઇ થતી હતી, તેથી તેઓનો જે મુખ્ય ધર્માધ્યક્ષ પોપ તેને તથા બીજા સભાઓને, બંદોબસ્ત કરવા માટે, તેઓનાં ટોળાઓના કારભારમાં હાથ નાખવો પડતો હતો.

ખ્રિસ્તી ધર્મની અવ્વલીમાં સારાસન નામના જે ગોસાંઇઓ હતા, તેઓના મઠો ન હતા, તથા તેઓના ઊપર કોઇની હકુમત ન હતી, તેઓ આખો દેશ ભટકતા, ભીખ માગીને પેટનું પૂરું કરતા, અને

# પ્રકરણ બીજું.

## રાજ્યરીતમાં ફેરફારો.

મનુએ જે રાજ્યરીત વર્ણવેલી છે, તેમાં, અને અર્વાચીન કાળના હિંદુઓની રાજ્યરીતમાં, તફાવત છે. એ તફાવત જાણી-જોઈને ફેરફાર કરવા થકી વધારે થએવો એમ નથી; પરંતુ તે પ્રાચીન સ્મૃતિકારે જે પદ્ધતિ શિસ્તવાર ઘાલી દીધી હતી તે ઢિલી પડવા થકી એમ થયું છે, અને એમ પણ દેખાય છે, કે મનુની શિસ્ત પ્રમાણેં બધો બરાબર વહિવટ એવો કદાચિત્ કોઈ પણ રાજ્યમાં કદીપણ ચાલુ ન હતો.

પેહેલાં પ્રમાણેં અમુકજ પ્રધાન તથા નિયમિત મંત્રિઓની સભા, એ હાલના રાજાઓપાસે હોતી નથી. તેઓને બદલે તેના હાથનીચે જુદા જુદા ખાતાંના કારભાર મુખ્યો હોય છે, તેઓને તથા પોતાના મુખ્ય પ્રધાનને જે વાતો પ્રત્યેક પ્રધાનના પોતાનાજ ખાતાવિષે હોય છે તેઓવિષે તે વખતપ્રમાણેં મસલેહત પુછે છે.

દેશના મહેસૂલી વિભાગો.

દશગ્રામાધિપતિ, શતગ્રામાધિપતિ, તથા સહસ્ત્રગ્રામાધિપતિ, એવા જે દેશના મહસૂલી વિભાગો મનુસ્મૃતિમા કહેલા છે,[૧] તેઓની થોડી થોડી નિશાનીઓ અજ્જુસુધી મળે છે, તથા તે ઘણુ કરીને દક્ષિણમા જોવામાં આવે છે; હવે એ બધા વિભાગો જેવાના તેવાજ રહ્યા છે એમ નથી; પરંતુ તેઓમાંથી પરગણા નામે જે વિભાગ રહેલો છે તે ઘણું કરીને પેહેલાંનાપ્રમાણેંજ છે, અને તે સો ગામોના અધિકારીના મુલકને મળતો છે. તે તે દેશના વિભાગોમા પેહેલાંની શિસ્તમાંના અમલદારો પણ અદ્યાપિ

---

(૧) મહમૂદની સરકારની હકીકતવિષે જે ટીપો ઘાલવાની તેઓમાંની ઘણી ટીપો લાંબી છે, અને આ વિષય સાધારણ રીતે સમજવાને તેનું કંઇ કારણ નથી; એમાટે મેં તે પૂરવણી અંક ૫ માં દાખલ કરીને, તેઓનો જ્યાંકહીં તર્પ કાંઇ ખબર હતો, ત્યાંહાં ત્યાંહાં મૂળ ગ્રંથમાં અ, બ, ક, ડ, ઇત્યાદિ સંકેતી અક્ષરો છાપ્યા છે.

રાખેલા છે, તથા તેઓને જમીનો તથા કેટલાક હકો મળે છે, પરંતુ હમણાં સરકારના બંદોબસ્તનો કંઈ કારભાર તેઓ પામે નથી, જમીનસંબંધી દફતર રાખવાનું કામ માત્ર તેઓ પામે છે(અ). મુસલમાનોએ દેશ જીતી લીધા પછી એ અમલદારો રદ પડ્યા એવી લોકો સાધારણ અટકળ કરે છે; પરંતુ જેમ હિંદુઓની બધી વાતો વંશપરંપરા ચાલે છે, તે પ્રમાણે એ ઓહોદા પણ વંશપરંપરાના થઈ ગયા, અને વારસોમાં વેંહેંચાઈ જવાને લાયક થયા; તેથી જે કામોનેમાટે એ ઓહોદા ઉભા કીધા હતા તેઓ પાર પાડવામાટે એ ઉપયોગી પડશે નહીં એવું બધા હિંદુ તથા મુસલમાન રાજાઓને લાગીને પોતાને ભરોસો આવે એવા પોતે પસંદ કીધેલા અમલદારો તેઓની જગાએ નીમવાની જરૂરીયાત તેઓના ધ્યાનમાં આવી હશે.

હાલની વખતમાં હિંદુઓના પણ મુલકના વિભાગો થઈને નાહાના મોહોટા રાજ્યો થયાં છે, અને જેવી જરૂર પડે છે, તેવા તેઓના પણ ફરીથી વિભાગો કરે છે. રાજ્યમાંના મુખ્ય પ્રાન્તોના સુબેદારો રાજા નીમે છે, તથા પ્રત્યેક સુબેદાર પોતાના હાથનીચેના પ્રદેશોના મુતાલિકો (ડિપ્યુટીઓ) નીમે છે.

હાલ કારભારના બધા ખાતા એક સુબેદારનેજ હસ્તક હોય છે; મનુની વખતે જેવા લશ્કરી વિભાગો હતા, તેવા હાલમાં નથી, અને ઇનસાફની કોર્ટો, જો હોય તો, રાજધાનીમાં માત્ર છે, બાકી કહીં નથી.

એટલા બધા ફેરફારો થયા તેઓમાં ગામડીઓ જેવી ને તેવીજ રહેલીઓ છે. એ ગામડીઓ એ સ્થિતિની કણો છે; એઓથકી હિંદુસ્થાનમાંના અતિ મોહોટાં રાજ્યો બનેલા છે.

ગામડીઓની હકીકત

જે નાહાની મોહોટી નિર્ધારિત જગામાં લોકોનો એક સમાજ રહે છે, તે જગાને ગામડી કહીએ. તેની હદો બરોબર ઠરાવી આપેલી હોય છે, તથા તેઓવિષે કોઈ મોહોટી બળભક્તિએ સ્થાપેલા હોય છે. ગામડીઓમાં સર્વ પ્રકારની જમીનો હોય છે: કેટલીએક જમીનો વાવેતરની હોય છે; કેટલીએક પડતર મુકેલી હોય છે; કેટલીએક ખેતીવાડીને લાયકની હોઇને પણ તેમાં કદી હજીસુધી ખેડ પણ

ન કીધેલો એવી હોય છે; તથા કેટલીએકોમાં કંઈ ઉત્પન્ન થવાનું નહીં એવી હોય છે, બધી જમીનના કડકા પાડેલા હોય છે, અને જેમ બધી ગામડીની હદો તજવીજથી ઠેરેલી હોય છે, તેજ પ્રમાણે આ કડકાઓની પણ હોય છે; અને દરેક જમીનનું નામ, તેનો મગદૂર, તેનું ક્ષેત્રફલ, તથા તેનો માલિક, એઓની નોંધણી ગામડીના દફતરમાં તફસીલ સિમે હોય છે. બધી ગામડીઓના લોકો પોતપોતાના ગામોની હદોમાં એકઠા થાય છે; હિંદુસ્થાનના પુષ્કળ ભાગોમાં આ ગામોને કોટો હોય છે, અથવા તે ગામડાઓને આધારનેવાસ્તે એક નજીક નાહાની સરખી ગઢી અથવા ન્હાનાકિલ્લો હોય છે.

પ્રત્યેક ગામડી પોતપોતાનો અંદરનો કારભાર ચલાવે છે; જે મહસૂલ સરકારને આપવું હોય છે તે ગામમાના લોકોપાસેથી વસૂલ કરે છે, અને તે પૂરૂ ભરી આપવાનું જોખમ બધી ગામડીને માથે હોય છે. ગામની હદોમાના ગુન્હેગાર લોકોનો બંદોબસ્ત ગામડીના તરફથી થાય છે, તથા તે હદોમા કંઈ માલ ચોરાઈ જાય તો તેની જવાબદારી ગામડીના માથાઉપર હોય છે. નાહાના ગુન્હાબદલ શિક્ષા કરવી, અને કોઈપણ કજીઆનો પેહેલે નિવેડો કરવો એટલી બાબદોમા ગામમાના લોકોનો ઇનસાફ ગામડીના તરફથી થાય છે.

ગામડીઓના હક્કો.

ગામના કોટ તથા દેવળો દુરુસ્ત કરવા, ગામસંબંધી હોમ તથા ધર્માદાય એઓનો ખર્ચ ચલાવવો, તથા તેમજ ઉત્સાહોની વખતે કંઈ ધર્મસંબંધી ક્રિયાઓ કરવાને તથા કંઈ રમત કરવાને જે ખરચ લાગે તે કરવો. એ ગામમાના બધા ખરચો કરવાનેમાટે પૈસો ભેગો કરવાસારૂ ગામડીના તરફથી લોકોઉપર લાગો બેસે છે.

ગામડીના ઉપર કહેલા સઘળા કામો, તથા ગામના લોકોની હાલતને લાયક એવા બીજા નાના પ્રકારના કામો, એ કરવાને જેટલા જરૂર હોવા જોઈએ તેટલા ગામડીપાસે અમલદારો હોય છે. એ ગામડીનો અંદર ખટનો સરકારનો છેક હકુમતમા હોય છે, તથાપિ ઘણે પ્રકારે જોવા જઈએ તો, પ્રત્યેક ગામડી, એ એક સારૂ બનાવેલું લોકસત્તાક રાજ્યજ છે, તથા એ પોતેજ પૂરે પૂરૂ લોકોની સત્તામા હોઇને તેને બાહારના સાધનોની જરૂર નથી.

રાખેલા છે, તથા તેઓને જમીનો તથા કેટલાક હક્કો મળે છે; પરંતુ હમણાં સરકારના બંદોબસ્તનો કંઈ કારભાર તેઓ પામે નથી, જમીનસંબંધી દફતર રાખવાનું કામ માત્ર તેઓ પામે છે(અ). મુસલમાનોએ દેશ જીતી લીધા પછી એ અમલદારો રદ પડ્યા એવી લોકો સાધારણ અટકળ કરે છે; પરંતુ જેમ હિંદુઓની બધી વાતો વંશપરંપરા ચાલે છે, તે પ્રમાણે એ ઓહોદા પણ વંશપરંપરાના થઈ ગયા, અને વારસોમાં વેહેંચાઈ જવાને લાયક થયા; તેથી જે કારણોને માટે એ ઓહોદા ઉભા કીધા હતા તેઓ પાર પાડવામાટે એ ઉપયોગી પડશે નહીં એવું બધા હિંદુ તથા મુસલમાન રાજાઓને લાગીને પોતાને ભરોસો આવે એવા પોતે પસંદ કીધેલા અમલદારો તેઓની જગાએ નીમવાની જરૂરીયાત તેઓના ધ્યાનમાં આવી હશે.

હાલની વખતમાં હિંદુઓના પણ મુલકના વિભાગો થઈને નાહાનાં મોહોટાં રાજ્યો થયાં છે, અને જેવી જરૂર પડે છે, તેવા તેઓના પણ ફરીથી વિભાગો કરે છે. રાજ્યમાંના મુખ્ય પ્રાન્તોના સુબેદારો રાજા નીમે છે, તથા પ્રત્યેક સુબેદાર પોતાના હાથનીચેના પ્રદેશોના મુતાલિકો (ઈઆને ડેપુટીઓ) નીમે છે.

હાલ કારભારના બધા ખાતાં એક સુબેદારનેજ હસ્તક હોય છે; મનુની વખતે જેવા લશ્કરી વિભાગો હતા, તેવા હાલમાં નથી, અને ઈનસાફની કોર્ટો, જો હોય તો, રાજધાનીમાં માત્ર છે, બાકી કહીં નથી.

એટલા બધા ફેરફારો થયા તેઓમાં ગામડીઓ [illegible] જેવી ને તેવીજ રહેલીઓ છે. એ ગામડીઓ [illegible] અવિનાશી કણો છે; એઓથકી હિંદુસ્થાનમાંના [illegible] ઘડા બનેલા છે.

ગામડીઓની હકીકત

જે મોહોટી મોહોટી [illegible] લોકોનો એક સમાજ રહે છે, તે જગાને ગામડી કહીએ; તેની હદો બરોબર ઠરાવી આપેલી હોય છે, તથા તેઓવિષે લોક મોહોટી ભાગભક્તિએ રાખેલા હોય છે. ગામડીઓમાં ઘણા પ્રકારની જમીનો હોય છે; કેટલીએક જમીનો વાવેતરની હોય છે; કેટલીએક પડતર મુકેલી હોય છે; કેટલીએક વાવેતર[illegible] લાયક જેવી હોઇને પણ તેમાં કશી હજીસુધી ખોખ પણ

ન કીધેલો એવી હોય છે; તથા કેટલીએકોમાં કંઈ ઉત્પન્ન થવાનું નહીં એવી હોય છે, બધી જમીનના કડકા પાડેલા હોય છે, અને જેમ બધી ગામડીની હદો તજવીજથી ઠેરવેલી હોય છે, તેજ-પ્રમાણે આ કડકાઓની પણ હોય છે; અને દરેક જમીનનું નામ, તેનો મગદૂર, તેનું ક્ષેત્રફલ, તથા તેનો માલિક, એઓની નોંધણી ગામડીના દફતરમાં તફસીલ લિખે હોય છે. બધી ગામડીઓના લોકો પોતપોતાનાં ગામોની હદોમાં એકઠા થાય છે; હિંદુસ્થાનના પુષ્કળ ભાગોમા આ ગામોને કોટો હોય છે, અથવા તે ગામડાઓને આધારનેવાસ્તે એક નજીક નાહાની સરખી ગઢી અથવા બાનાકિલ્લો હોય છે.

**ગામડીઓના હક્કો.**

પ્રત્યેક ગામડી પોતપોતાનો અંદરનો કારભાર ચલાવે છે; જે મહસૂલ સરકારને આપવું હોય છે તે ગામમાંના લોકોપાસેથી વસૂલ કરે છે, અને તે પૂરૂ ભરી આપવાનું જોખમ બધી ગામડીને માથે હોય છે. ગામની હદોમાના ગુન્હેગાર લોકોનો બંદોબસ્ત ગામડીના તરફથી થાય છે, તથા તે હદોમા કંઈ માલ ચોરાઈ જાય તો તેની જવાબદારી ગામડીના માથાઉપર હોય છે. નાહાના ગુન્હાબદલ શિક્ષા કરવી, અને કોઈપણ કજીઆનો પેહેલ નિવેડો કરવો એટલી બાબદોમાં ગામમાના લોકોનો ઈનસાફ ગામડીના તરફથી થાય છે.

ગામના મેડો તથા દેવળો દુરસ્ત કરવા, ગામસબંધી હોમ તથા ધર્માદાય એઓનો ખર્ચ ચલાવવો, તથા તેમજ ઉત્સાહોની વખતે કંઈ ધર્મસબંધી ક્રિયાઓ કરવાને તથા કંઈ રમત કરવાને જે ખરચ લાગે તે કરવો, એ ગામમાના બના ખરચો કરવાનેમાટે પૈસો ભેગો કરવાસારૂ ગામડીના તરફથી લોકોઉપર લાગો બેસે છે.

ગામડીના ઉપર કહેલા સઘળા કામો, તથા ગામના લોકોની હાલતને લાયક એવા બીજા નાના પ્રકારના કામો, એ કરવાને જેટલા જરૂર હોવા જોઈએ તેટલાં ગામડીપાસે અમલદારો હોય છે. એ ગામડીનો અંદર ખટનો સરકારનો છેક હકુમતમા હોય છે, તથાપિ ઘણે પ્રકારે જોવા જઈએ તો, પ્રત્યેક ગામડી, એ એક સારૂં બનાવેલું લોકસત્તાક રાજ્યજ છે, તથા એ પોતેજ પૂરે પૂરૂ લોકોની સત્તામા હોઇને તેને બાહારના સાધનોની જરૂર નથી.

આ ગામડીઓની સ્વતન્ત્રતા તથા તેની સાથેના હક્કો, એ રાજાઓએ ઘણી વખત તોડયા છે, તથાપિ કોઇએપણ એ છેક નાબૂદ કીધા નથી. રાજા જુલમી હોય, તો એઓની મદદથી રૈયતનો કંઇપણ બચાવ થાય છે, અને વખતે જ્યારે બધા દેશોમાંનાં રાજ્યોનો નાશ થાય છે, ત્યારેપણ ગામડીઓની હદોમાં કાંઇપણ બંદોબસ્ત રેહે છે.

સરચાર્લ્સમેટકાફ[૨] એનો એક લેખ છે, તેમાંથી નીચે લખેલો ફકરો ઉતારી લીધો છે; કારણ તેની ભાષામાં વજનદારી હોઇને, લોકોમાં તે પુરૂષના બોલવાનું વજન પણ છે. તે એવું કેહે છે કે;—"પ્રત્યેક ગામના લોકોનો જે સમુદાય તે નાહાનું સરખું લોકસત્તાકરાજ્યજ છે; તેઓને જે કાંઇ જોઇએ, તે ઘણું કરીને તેઓપાસે પોતપોતામાં હોય છે, અને, બાહારના સબંધોના તાબામાં તેઓ ઘણું કરીને રેહેતા નથી. જ્યાંહાં બીજો કોઇજ બંદોબસ્ત ટકતો નથી, ત્યાંહાં એ સમુદાયો ટકે છે એમ જણાય છે: વંશોની પછવાડે વંશે ધુળ મળ્યા; ધાક્ષમેલો પછવાડે ધાક્ષમેલો થઇઓ; હિંદુ, પઠાણ, મોગલ, મરેઠા, સીક, તથા ઇંગ્લિશ, એ બધા એક પછવાડે એક સત્તાધીશો થયા; પરંતુ એ ગામડીના સમુદાયો તેવાજ રહેલા છે. શત્રુ આવ્યો હોય તો, તે અડચણની વખતે તેઓ હથિઆરબંદ થઇને કોટ કરેછે; જ્યારે શત્રુની ફોજ દેશમાંથી જતી હોય છે, ત્યારે એ ગામેગામના લોકો પોતાનાં ઢોરઢાંખર પોતાના ગામના સીમાડામાં જમાવે છે, અને શત્રુને ન ખિજાવતાં તેને જવા દે છે. જો તેઓનેજ લુંટવાને તથા તેઓની દુર્દશા કરવાને શત્રુએ ધાર્યું, અને શત્રુની ફોજ અજીંક્ય હોય, તો જે પોતાના દોસ્તોનાં ગામો ત્યાંહાથી દૂર હોય છે ત્યાંહાં તેઓ નાશી જાય છે, અને તે તોફાન નહીં સરખું થયું એટલે પાછા આવીને પોતાના ધંધા કરવાં લાગે છે. જો એકાદ પ્રદેશમાં ઘણાં વર્ષોસુધી એકસરખીજ લુંટાલુંટ તથા કતલ ચાલીને ગામોમાં વસ્તી નહીં થઇ શકતી હોય, તો એટલું પણ થયું છતાં નીરાંતે મન્ના ભોગવવાનો વખત જ્યારે પાછો આવેછે ત્યારે તે ઓતરફ ફેલાએલા ગામવાળા લોકો વળી પાછા આવે છે.

(૨) આ એક વખતે હિંદુસ્થાનનો ગવર્નર જનરલ્ હતો. ભા॰ ક॰.

એક પેઢીના લોકો ગુજરી ગયા હોય, તોપણ બીજી પેઢીના લોકો તો ત્યાહાં આવિજ છે. છોકરાઓ પોતપોતાના બાપોની જગા લેછે; જ્યારે ગામની વસ્તી તોડીને લોકોને ગામમાથી નાશી જવું પડે છે, તે વખતે લોકો જે ઠેકાણે રેહેતા હતા તેજ હદોમા રેહે છે, અને તેજ ઘરબારો, અને તેજ ખેતીવાડીઓ, એ તેઓના વંશજો ફરીથી લે છે. તેવુજ કાંઈ હલકું કારણ હોય, તો તેઓ ગામ છોડીને જવાના નહીં; કારણ પુષ્કળ ઠેકાણે બખેડાની તથા ધાલમેલની વખતે તેઓ પોતાની જગા પકડીને બેઠા છે, અને લૂટ તથા જુલમ કરનારા શત્રુઓને હરાવીને પોતાની ફતેહ કરવાજોગ પણ કેટને એક ઠેકાણે બળવાન થયા છે. આ ગામડીના લોકોના જમાવોમાનો દરેક જમાવ એ એક પોતે નાહાનું સરખુ રાજ્યજ થયું છે, અને હિંદુસ્થાનમા જે રાજ્યોની ચડભાગ તથા ઉથલપાથલો થઈ તેરલી મળીને તેઓમાથી જે લોકોનો બચાવ થયો, તે તે બધાઓનો જમાવ થવાથી થયો છે; તેશિવાય બીજુ વધારે બળવાન કારણ હતુ એવુ મને લાગતું નથી. તેમજ, એ જમાવો તે લોકોનુ સુખ, તથા ખોલાસો, તથા સ્વતંત્રતા, એઓનો જે તેઓને સારોજ ઉપભોગ મળે છે, તેનુ મોહોટું સાધન થયા છે.

જ્યારે કોઈ ગામમાં એક મુખ્ય હોય છે, ત્યારે તે
છેક સાદી ગામડી છે એમ સમજવુ (બ). એ એક મુખ્યનાહા
મુખ્ય ફક્ત રાજાનો કારભારી છે એવું તેવિષે થયકી ગામનો
મનુસ્મૃતિમા લખેલું છે; અને રાજાના મનમા આવે કારભાર
ત્યારે તે એને કામઉપરથી કાહાડી શકતો હશે,
એવું જણાય છે. એ મુખ્યનો ઓહોદો હાલમા વતની થયો છે, અને હજીસુધી એ ઓહોદો ધરાવનાર, એટલે પટેલ, એ રાજાનો ચાકર એવું માને છે, તોપણ ખરેખર જોવા જઈએ તો, તે લોકોની તરફનો કારભારી છે. પટેલીના કામને લાયક એવો માણસ તે વતનદાર કુળમાંથી પસંદ કરવો આ કામ કયારે કયારે ગામવાળા લોકોના હાથમા હોય છે, પણ ઘણુ કરીને તે નેમણૂક સરકારનાજ હાથમા હોય છે; તથાપિ જો તેના ઉપર બેઉનો એતબાર હોય તોજ તેનાથી લોકોને અથવા સરકારને ઉપયોગ થાય છે. તેના હાથમા થોડી જમીન હોય છે, તથા શિવાય

તેને સરકારમાંથી વરસુંદી મળે છે; પરંતુ તેને લોકોપાસેથી કેટલાએક બાબો મળે છે, તે તેની મુખ્ય મિલકત છે. તે પટેલ તથા તેનું ગામ, એ બેઉને લોકો એકજ સમજે છે; તે અહીંસુધી કે આખા ગામની કબૂલાતબદલ તેને જાતે જવાબ આપવો પડે છે, અને કહીં મેહેસૂલને અટકાવ થયો, અથવા મેહેસૂલ આપવાનું રહ્યું તો તેને તુરંગમાં નાખે છે.

**પટેલનાં કામો.** સરકારને વર્ષે દાહાડે જમાંબદી કેટલી આપવી તેનો બંદોબસ્ત પટેલ સરકાર સાથે કરે છે, અને ગામવાળા લોકોનીતરફ જેટલી જમીન હશે તે પ્રમાણે, તથા દસ્તી, અગર જે બીજા પ્રકારની હશે તે મુજબ, કોઈએ કેટલું મેહેસૂલ આપવું તે તે ઠેરવી આપે છે. તે પ્રમાણેજ જે જમીનનાં ખેડુત ઠેરવેનો નહીં હોય, તે તે ઇજારે આપે છે; ખેતીના કામનેમાટે નેહેરનું પાણી વેંહેંચી આપે છે; કહીં ટંટાબખેડા થાય, તો તે મટાડે છે; ગુન્હેગાર લોકોને પકડે છે, અને તેઓને પરગણાના સરકારી અમ્મલદારતરફ મોકલે છે: સારાંશ, આપ્રમાણે ગામસંબંધી સરકારનાં બધાં કામો ચલાવે છે.

આ બધું કામ તે ઉઘાડી રીતે તેને કામ કરવા માટે નીમેલી જગા હોય ત્યાંહાં (એટલે ચોરામાં) બેશીને કરે છે, અને જે વાતોમાં બધા લોકોનું હિત અથવા અનહિત હશે તે બધી વાતોવિષે ગામના લોકોની સાથે ખુલ્લી રીતે બોલાચાલી થઇને તેઓની સલાહથી કામ થાય છે. દિવાની કજીઆઓમાં પટેલની મદદે પંચ હોય છે; તેઓને વાદીપ્રતિવાદીઓ નીમે છે, અથવા પોતે પટેલ નીમે છે. તેના ઓહોદાને લીધે આખા પરગણામાંના લોકોમાં તેને ઘણું માન મળે છે, અને પોતાના ગામમાં પણ તેનું વજન સારીપેઠે હોય છે. પટેલીનું વતન વેચી શકાય છે, પણ તે કોઈએ છેક છોડી દીધું, એમ કોઇજ વખત બને છે. વખતે પટેલીનીબાબદ જે બારેબાર ફાયદા થતા એવા હકો તે વેચવાનું જ્યારે કોઇને કારણ પડે છે, ત્યારે, તે ગામણીનાં કેટલાંએક નીમેલાં કામોમાં આગેવાંનીના હકો, તથા બીજાં કંઈ નામનાં માનપાનો એ પોતાના હાથમાં રાખે છે.

પટેલની મદદે બીજાપણ જુદાજુદા અમલદારો હોય છે; તેઓમાં તલાટી તથા પગી એઓ મુખ્ય છે.

ગામતરફના લોકોની નેમણુક;—તલાટી, પગી, ઇત્યાદિ.

તલાટી (ક),—એ ગામનું દફતર રાખે છે; તેમાં ગામની જમીનની પ્રતોનો બધો તફસીલ, તથા તે જમીનો હાલ જેઓ ખેડતા હશે તથા જેઓ આગળ ખેડતા હતા તેઓના નામો. તેમજ તે જમીન ઉપરનું મેહેસૂલ, તથા તેના માલિકપણાસંબંધી બીજા ઠરાવો, એ બધુ તેમાં હોય છે. તે ગામજીનો હિસાબ રાખે છે, તથા દરેક ગામવાળાનો સરકારસાથેનો તથા એકબીજાસાથેનો હિસાબ તે રાખે છે. તેપ્રમાણેજ તે તેઓના ખતપત્રો લખવાનુ કામ કરે છે, અને જેઓને જરૂર પડશે તેઓના ખાનગી કાગળો પણ લખે છે. તેને મુશાહિરાબદલ લોકોની તરફથી કેટલાએક લાગા મળે છે, તથા કહીં કહીં સરકારમાંથી નક્દ નેમણુક અથવા જમીન તોડીને આપેલી હોય છે.

પગી (ડ) એ ગામની સીમાઓ તથા લોકોની જમીનની સીમાઓ એઓનો રક્ષક છે. તે ખેતરો રખે છે, સરકારી ભોમીઓ તથા જાસૂસ પણ તેજ હોય છે; અને પટેલના હાથહેઠે ગુન્હાઓનો બંદોબસ્ત કરનાર એ છે. આ છેલ્લા ઓહોદાથી તે રાતનો પેહેરો કરે છે; ગામમા આવ્યા કોણ તથા ગયા કોણ તેનો તપાસ રાખે છે; ગામમાંના દરેક માણસની ચાલચલણ કેવી છે તેની માહિતગારી કરી રાખે છે; અને ગામમા કોઈપાસે જો ચોરીનો માલ હોય તો તેનો પત્તો કાહાડવો આ કામ તેનુ છે, અથવા પોતાના ગામની સીમાતલગ તેણે ચોરનુ પગલુ કાહાડવુ જોઈએ, એટલે પછી તે ચોરીનુ જોખમ તેની નજીકના પડોસીને માથે પડે છે.

આ બધા કામો એક માણસની શકિતબાહાર છે એવુ લાગશે, પણ આ કામોબાબદ જે મુશાહિરો મળે છે તે એક કુટુંબને આપેલો હોય છે, તેથી તે કુટુંબમાંના બધા લોકો તે ચાકરી કરવાને મદદ કરે છે.[૩] પગી, એ હમેશા નીચ જાતીના લોકો હોય છે.

(૩) ઉપર કહ્યાપ્રમાણે બધાઓનીમાથે કામનું જોખમ સોંપ્યાથી ફાયદો થાય છે તે ફકત આ કામમાં; બીજાં કામોમાં હિસ્સેદાર લોકો વારાપ્રમાણે કામ કરે છે તેથી ખરાબી થાય છે, એવી રીતે તલાટીના કામમાં જે

ગામનો સગાઈ એ પણ પટેલનો એક મદદનીશ એમજ સમજવું જોઈએ; કારણ જે પૈસા વસૂલ આવે છે તે પરખીને લેવા એ તેનું એક કામ છે, તથા ગામનો મોની પણ તેજ હોય છે. એઓશિવાય ગામકીના બીજા પણ કામગાગે હોય છે; તે બાર હોય છે, એવું સાધારણ દેશી લોકોનુ મત છે, અને તેઓને દેશભાષામાં (બાર બલૂતદાર એ) નામ પણ તેવુંજ છે; પણ ખરેખર જોવા જઈએ તો એ કામદાગેની સંખ્યા જુદા જુદા ગામોમાં જુદી જુદી હોય છે, અને તેમાના કામદાગે પણ હમેશા સરખા થતા નથી.

ઉપાધ્યાય એટલે ગોર, તથા જોશી, (એઓમાથી એક ઘણું કરીને નિશાળનો મેહેતાજી હોય છે,) તથા શિવાય સુહાર, સુથાર, વાળંદ, કુંભાર, અને મોચી, એ બધા પણ ઘણું કરીને નથી હોતા એમ નહીં. દરજી, ધોબી, વૈદ્ય, વાજંત્રી, ભાટ, તથા બીજા કેટલાક, તેટલા પુષ્કળ ઠેકાણે હોતા નથી. દરએક ગામમાં એક કલાવંતણી (એટલે ગણિકા), દક્ષિણહિંદુસ્થાનમા માત્ર છે એમ જણાય છે.

ભાટ, એ પદ્યાત્મક (એટલે શ્લોકવિગેરે) કવિતા બોલે છે, અને નવી કવિતા કરે છે. કેટલેક ઠેકાણે તો એનું મુખ્ય કામ ગામની વંશાવળી રાખવી એ છે*. ઉપર કહેલા ગામના કારભારીઓ તથા કારીગરો એઓને હક્કો કરી આપેલા હોય છે; તે કહીં કહીં નકદી હોય છે, પણ ઘણું કરીને અનાજના દર માપને એક અથવા બે આડિયાં એપ્રમાણે એનજીનસી હોય છે.

ગામકીના કારભાર.

જ્યારે જમીન ખેડનાર તથા ગામ એઓ બન્ને બીજે કોઈ હોતો નથી, ત્યારે ગામના કારભારની રીત ઉપર કહ્યાપ્રમાણે હોય છે; પણ

---

ખગની થાય છે, તેથીજ [illegible] કામગાર વારંવાર બદલાવાથી કાગળપત્ર નહીં [illegible] છે, અથવા [illegible] પડે છે, અને કામમાં પૂરે નાકર [illegible] વધારે સ્પષ્ટ [illegible] નથી

* (ઘ) હિંદુસ્થાનમાં બી રહતના વારસાનું [illegible] ભારે છે, અને લગ્નવિના નિયમો પણ ગૂંચવણમાં પડેલા છે, તેથી [illegible] શાસ્ત્રીઓ રાખવા કરતાં [illegible] રાખવી ઘણી [illegible] છે.

અર્થાં હિંદુસ્થાનમાં અને તેમાંથી પણ ઉત્તરતરફના તથા છેક દક્ષિણમાંના દેશોમાં દર એક ગામમાં લોકોનો એક સમુદાય હોય છે, તે તે ગામકીને ઠેકાણે ગણાય છે, અથવા તે સમુદાય તેજ ગામકી, એવું કહીએ તોપણ ચાલશેઃ કારણ ત્યાંહાંના બાકીના લોકો, એઓ તેમાંના લોકોનાં કુળો હોય છે. (ઇ). તે સમુદાયમાંના જે લોકો, તે જમીનના કેવળ માલિક, એવું ઘણુંકરીને બધા લોકો માને છે, અને જ્યાંહાં જ્યાંહાં તે લોકો છે, ત્યાંહા ત્યાંહાં તેઓનું જમીનઉપરનું ધણીપણું વતની અથવા બીજાને વેચાતું અથવા બીજી રીતે આપવા જેવું છે, એવું બધાઓનું મત છે; પણ આ લોકોની માલિકીના હક્કનું પક્કાપણું અંદેશા ભરેલું છે, માટે તે લોકોનું જે તદ્દેશીય દ્યર્થ (એટલે એ અર્થનું) નામ છે તે રાખીને, તેઓને ગામમાના "જમીનદારો" (ફ) એવું કહીએ તો ઠીક પડેશે.

જ્યાંહા એવા (જમીનદાર) લોકો હોય છે, તે ગામોમાં વખતે ઉપર કહ્યાપ્રમાણે એક મુખ્ય કારભાર ચલાવે છે; પરંતુ એકરતાં પુષ્કળ ઠેકાણે એવું થતું હશે કે આ લોકોના કુટુંબોના (પુષ્કળ) વંશો હોય છે, તેઓમા પ્રત્યેકમાં એક મુખ્ય હોય છે, (અથવા મૂળે જમીનદારોનું કુટુંબ વધારે હોય તો પ્રત્યેક કુટુંબનો એક મુખ્ય હોય છે), તે તે વંશનો (અથવા કુટુંબનો) અંદરનો કારભાર જુવે છે, અને બીજા વંશોના (અથવા કુટુંબોના મુખ્યોને મળીને ગામના એકંદરમાનો) કારભાર જુવે છે.

એપ્રમાણે તે મુખ્યોની જે મંડળી મળે છે, તેનો ઓહોદો જેવો બીજે ઠેકાણે એકલાજ પટેલનો હોય છે તેવોજ હોય છે; અને તે ઓહોદાબદલ સરકારમાંથી તથા ગામવાળાઓની પાસેથી જે વતન મળે છે, તે એ મંડળમાંના લોકો પોતપોતામાં વેહેંચી લે છે; જેટલા ગામના ભાગ હોય છે તેટલા એ મુખ્યો હોય છે, પરંતુ આઠ કિંવા દસ એઓથી વધારે હોય છે એમતો કહીકજ. પ્રત્યેક ભાગમાં જે એક વડીલ વંશ હોય, તેમાંથી તેનો મુખ્ય નીમે છે; પરંતુ જે બીજા જમીનદારોમાં બંધે દોલતવાન હોય છે, અથવા બીજી રીતે પ્રખ્યાત થએલો હોય છે; એવું કંઈ નથી.

જે ગામોમાં ગામના જમીનદારો હોય છે, ત્યાંહાં તે પેહેલા

ગામના લોકોના વર્ગો.

વર્ગના લોકો એમ સમજવું; પરંતુ તેઓશિવાય તેઓથકી કમી દરજ્જાના એવા બીજા ચાર વર્ગ હોય છે, જેમ;— ૨. ગિરાસદાર; ૩. ઉપરી; ૪. મજુર; ૫. બજારની અનુકૂળતાનેમાટે ગામમાં વસતી કરીને રહેલા દુકાનદારો.

જમીનદાર.

જે એક કિંવા અનેક લોક એક ગામમાં પેહેલો ગામડાંઓમાંના વાસ કરીને રહેલા હતા, તેઓથકી તે ગામડાંમાંના બધા જમીનદારો થયા છે; અને જે લોકોએ મૂળના વંશોમાંના લોકોથકી તેઓના હક્કો વેચાતા લીધા છે, અથવા બીજી રીતે તે હક્કો મેળવ્યા છે, તેટલા લોકો માત્ર ઉપર કહેલા નિયમને અપવાદ છે, એવું લોકોનું મત છે. આજ દીવસ સુધી નાહાનાં નાહાનાં ગામોમાંથી ઘણે ઠેકાણે એકજ જમીનદારનો વંશ છે, તથા મોહોટાં ગામોમા પણ એવા વંશો વધારે નથી (ગ);—પરંતુ પ્રત્યેક વંશના ઘણા ફાંટા ફુટીને, ઉપરી લોક અથવા મજુર એઓમાંથી એકની પણ મદદશિવાય બધી ખેતીનું કામ પણ જમીનદાર લોકોજ કરે છે, એવું થોડેક ઠેકાણે છે એમ નથી; આ વાત ઉપરથી ઉપરની અટકળને મજબૂતી મળે છે.

ઉપર કહેલા જમીનદારોના હક્કો સહિઆરા હોય છે, અને જો કે ઘણું કરીને હમેશાં તેઓના થોડાઘણા હિસા પાડેલા હોય છે, તોપણ તેઓ પોતાના તનખા (એટલે હક્કો) છેક સાફ છોડતા નથી. એનું ઉદાહરણ,— કોઈ જમીનદાર પોતાના હક્કો વેચી અથવા ઘરાણે મુકી શકે છે; પરંતુ તેમ કરતાં પેહેલા તેણે ગામના બીજા લોકોની કબુલાત લેવી જોઈએ, અને જે તેના હક્કો વેચાતા લેશે, તેણે તેને ઠેકાણે રહીને ગામસબંધી ખરચ વિગેરે ભોગનું જોખમ લેવું જોઈએ. જો કોઈ કુટુંબનો નિર્વંશ થયો, તો તેનો હિસો ફરીથી સહિઆરી પુંજીમા આવે છે.

કેટલાક ગામોમાંના જમીનદાર લોકો પોતાના હક્કો સહિઆરા રાખે છે, અને બધાજણ એકંદરેનેમાટે મેહેનત કરીને સરકારની માગણી આપીને નફો પેદાશ રહે છે તે વેહેંચી લેછે. કેટલેક ઠેકાણે વાવેતર જમીનની વેહેંચણ કરી લેછે, પરંતુ તેમ કર્યું તથાપિ સરકારના દેવાનું જોખમ જાતીમતીએ બધાઓઉપર

હોય છે: જ્યારે ક્યારે તેઓ પોતાના હિસા વારાફરતી ખાય છે. બીજાં કેટલાએક ગામોમાં વાવેતર જમીનના પાકા ભાગ કરે છે, અને પડતર જમીન તથા બીજા કંઈ હક્કો એ માત્ર સહિઆરા રાખે છે; પરંતુ વખતે તે પડતર જમીન પણ વેંહેંચી લે છે. જમીનના હિસા પાડતી વખતે પ્રત્યેક જમીનદારને એકજ ઠેકાણે એકજ પ્રકારનો ભાગ વેંહેંચણમાં આવે છે એવું ઘણુંકરીને થતું નથી; પરંતુ દરેકને બધી રીતની જમીનમાંથી એકેક ભાગ ઠરાવે છે, તેણેંકરીને દરેકને એક ઠેકાણે સારી જમીનનો એક કડકો, બીજે ઠેકાણે ખરાબાનો એક કડકો, ત્રીજે ઠેકાણે ગોચર જમીનનો એક કડકો, અને આપ્રમાણે જેટલી જેટલી જાતની જમીન તે ગામમાં હોય છે તેના ભાગ મળે છે (ગ અ).

આ મુલકના જુદા જુદા ભાગોમાં જમીનદાર લોકોના હક્કો નાના પ્રકારના છે. જ્યાહા તેઓની પૂરી માલિકી છે, ત્યાહા તેઓએ સરકારને પોતાની જમીનોબદલ અમુક ધારો આપવો, અને તેઓમાં વાવેતર કરવું, એવી કાયમ હદ ઠરાવેલી છે, અથવા તેઓની જમીન મુગેજ માફીની છે. જ્યાહા તેઓપાસે છેક થોડી માલિકી હોય છે, ત્યાહા તેઓપાસે કંઈ પોકળ માન પાન રહેલું હોય છે, તેટલોજ જોતા જઈએ તો તેઓમાં અને બીજા ગામવાળા લોકોમાં તફાવત હોય છે. (હ)

જમીનદાર લોકો જીવ સાટે પોતાની જમીનઉપર રેહેછે; એ તેઓની પ્રીતિ જોઇને બીજા બહુત લોકો જેટલા કર આપવાને નાખુશ હોય છે, તેટલા જબર કર સરકાર એઓઉપર બેસાડે છે; એવા ઘણા ઉદાહરણો બની આવેલા છે. એમ છતા પણ, તે લોકોને કોઈ પણ પ્રત્યક્ષ અથવા પાછી થનારી ફાયદો હો કે; કારણ જે ગામડામાં જમીનદાર લોકો છે, ત્યાહા તેઓના હક્કો કોઈ વખતે વેચતા નથી અથવા ગીરે મુકાતા નથી, એવો કોઈ પણ પ્રદેશ નથી. જે પ્રદેશમાં તેઓ હોય છે, ત્યાહાના લોકો હમેશા તેઓનું માન રાખે છે: આ તેઓનો ફાલતો ફાયદા હોય છે. જો કોઈ જમીનદાર પોતાને હાથે મેહેનત કરનારો હોય તોપણ તે માનના યોગે લોક તેની સાથે શરીરસંબંધ કરે છે. અને જો બીજો દ્રવ્યવાન્, તથા તે જમીનદાર પ્રમાણેજ સારી જાતનો, પરંતુ કમી વર્ણનો, શૂદ્રાદિ હો, તો તેનીસાથે કરતા નથી.

ગામના જમીનદાર લોકોની માલેકી તેઓની જમીનઉપર છે, એ વિચાર લોકોના મનમાં એટલો બરાઈ ગયો છે, કે જ્યારે એકાદને સરકારનો ધારો આપવાનું બળ નહીં સરખું થઈને તેને પોતાની જમીન છોડી દેવી પડે છે, ત્યારે તે જમીન છોડ્યા ઉપરાંત પણ તેને માલેક એમ સમજે છે, તેમજ તેનું નામ ગામના પટાઉપર રેહે છે, તથા ત્રણ પેહેડી, કિંવા १०० વર્ષોસુધી, જો તેની હાલતમાં કંઈ ફેરફાર થઈને તેને પોતાની જમીન લેવાની ઇચ્છા થશે તો વારસો કરવાનો હક્ક તેને હોય છે.

તમીળ દેશમાં તથા ઉત્તરહિંદુસ્થાનમાં કોઈ જમીનદારે વસૂલ ન આપ્યાથી તેને સરકારે કાહાડી મુક્યો અને નવો ખેડુત ઠરાવ્યો, તો તે ખેડુત તે કાહાડેલા જમીનદારને માલેકીની દસ્તુરી પોતાની મરજીથી આપે છે, એવું પણ કહીં કહીં થાય છે.

મિરાસદારકુળો. બધાં ગામોમાં બે પ્રકારનાં કુળો હોય છે, જ્યાંહાં જમીનદારો હોય છે, ત્યાંહાં તે તેઓને સાંથ આપીને જમીન ખેડે છે, તથા જ્યાંહાં જમીનદારો હોતા નથી, ત્યાંહાં સરકાર પાસેથી જમીન લેછે. આ કુળોને સાધારણ રીતે રૈયત એવું કેહે છે (એ); અને એઓના બે વર્ગો છે ઉપરી અને મિરાસદાર.

જે લોકો રેહેવાના ગામોમાંની જમીન ખેડે છે, અને તે જમીન તેઓની હયાતીસુધી તેઓપાસે રહીને પછી તેઓના છોકરાઓને મળે છે, તે લોકો મિરાસદાર કેહેવાય છે. (કે)

મિરાસદારો તથા ગામના જમીનદારો, એઓ એકજ એવી ઘફલત ઘણે ઠેકાણે થઈ છે; પરંતુ આ બનેમાં ફરક છે, અને, જ્યાંહાં માલેકની દસ્તુરી કરીને જુદો હક્ક છે, ત્યાંહાં તે બધે ઠેકાણે ઉઘાડી રીતે દેખાય છે; જમીનદારશિવાય કોઇપણ કુળને તે દસ્તુરીનો હિસ્સો મળતો નથી.

ઘણાઓનું એવું મત છે, કે મિરાસદાર એ જમીનના ખરા માલેકો છે, તથા બીજાઓનું કેહેવું એવું છે, કે એ કેવળ ખુશીથી રેહેનાર છે. હવે મિરાસદારોને પોતે જમીનનો વહિવટ કરવાનો કાંઈ હક્ક છે, પરંતુ તેઓની જમીન વેચવાનો તેઓને હક્ક નથી, આ બંને દહોને સર્વનું સમ્મત છે,

હવે, જ્યારે મિરાસદારોને જમીન વાપરવાનો હક્ક છે એવું

બધા કબૂલ કરે છે, ત્યારે જમીનદારોને પોતાની જમીનનો ધારો વધારવાનો હક્ક છે તે કારણથી તે વહિવટદારનો હક્ક વ્યર્થ થાય છે, એવી કંઈ લોકો તકરાર લે છે; અને બીજા એવી તકરાર લે છે, કે જમીનના ધારાની એટલી હદ ઠરેલી છે કે આસપાસના પ્રદેશમા જે દરની શિરત હશે તેથકી જાસ્તી ધારો કોઈએ લેવો નહીં, એવું છે.

હવે જ્યાહાં સુધી સરકારના માગણાની હદ હતી ત્યાહા સુધી મિરાસદારોનો હક્ક જાહેર હતો; પરંતુ જ્યારે સરકારની જમાબદી મનમાને તેવી થવા લાગી, ત્યારે તે હક્ક પણ પોકળ તથા બેફાયદાનો એવો થઈ ગયો, એ વાત ખરી છે એવું સભવે છે.

હાલમા જમીનદારોની નજર પોતાના ફાયદાઉપર હોય છે, તે માટે મિરાસદારનો બચાવ થાય છે;* કારણ મિરાસદાર એ જે જમીન ખેડતો હોય છે, તે તેના વશે ઘણા દીવસમુધી ભોગવેલી હોય છે, તથા જે ગામમા તેનુ ઘર હોય છે, ત્યાહાજ તે જમીન હોય છે, તેમાટે તે પારકા માણસ કરતા વધારે ધારો આપે છે; પરંતુ જો જમીનદારે તેને અડાવ્યો, તો તેથકી પણ હલકા દરે બીજા ગામમા તેને થોડી મુદતના કરારે સેહેજ જમીન મળી શકે છે. (લ)

ગામડામાના અસલના જમીનદાર લોકોઉપર જુલમ થવાથી કાયર થઈને તેઓમાથી જેઓ બાકી રહ્યા તેઓ મિરાસદારો થયા છે, એવુ કેટલાએકોનું મત છે. બીજાઓનુ મત એવું છે, કે મિરાસદારો, એ, પેહેલા ઊપરી હતા; તેઓને ઘણા દીવસના વહિવટ ઉપરથી મિરાસદારીના હક્કો મળ્યા છે. આ ઉપરની બને તકરારો કેટલેક દરજ્જે ખરી છે એવુ સંભવે છે; પરંતુ જ્યારે ગામોમા લોકોની વસ્તી થઈ ત્યારે જમીનદાર લોકોએ એ હક્કો તે મિરાસદારોને ઘણે ઠેકાણે આપ્યા છે, એવી એક ત્રીજી તકરાર છે, તેપણ તેવીજ સભવે છે.

જે માણસ ઉપરી કુળ (મ)* હોય છે, તે જે ગામમાનો હોય છે તે ગામ છોડીને બીજા ગા　ઊપરી કુળો મોની જમીન ખેડે છે. તે લખાનમા અથવા પોત પોતામા થએલી સમજુતીના ઠરાવે વર્ષની બોલીએ લીધેલી હોય છે. ગામોમા જે અત્યંત પ્રતીની જમીન હોય છે, તે ત્યાહા

રેહેનારાં કુળો જોડે છે, એમાટે જે જમીનોને વધારે માગનાર હોતા નથી, એવી હલકા દરજ્જાની જમીન ઉપરીને મળે છે. એ કારણમાટે તથા તેને બીજી, પણ વાતો ઉલટી હોય છે તેમાટે, મિરાસદારોકરતાં તેને હલકા દરે જમીન મળે છે.

બીજાં વળી એક પ્રતીના કુળો હોય છે; તેઓની માતબરી ઉપર કહેલા બંનેથી પણ કમી છે; તથાપિ તેઓની હકીકત કેહેવાજોગ છે (ન). એ કુળો એવા છે કે જેઓ પોતાની જાતનેમાટે અથવા લોકોમાંના દરજ્જાનેમાટે પોતાને હાથે મેહેનત કરી શકતા નથી, અથવા જે ધંધાઓમાં પુરૂષો પછવાડે આવવું પડે એવા ધંધા તેઓની બઈરીઓને હોતા નથી. આ પ્રતિકૂળ કારણોથી પગારદાર મજુરોને હાથે તેઓને પોતાની કુશળતાના અથવા દ્રવ્યની મદદે ધંધા કરતા આવડે એટલું સુતર થવાજોગ હલકા દરે તેઓને જમીન મળે છે. (ઓ)

મજુર.

મજુર લોકોનાં કામોતથા તેઓના રોજમુરા, એ સેહેજજ ઘણી રીતના હોય છે; પરંતુ એ બંને બીજા દેશોકરતાં વધારે જુદા છે એમ નથી, માટે તેઓનું વર્ણન હું કરતો નથી.

ઉપર કહેલા બધા પ્રકારના લોકો દરેક ગામમાં જરૂર હોય છે એમ નથી; એકદા ગામમાં એકજ પ્રકારની વસ્તી હોય છે, અથવા બધાની હોય છે, અથવા જુદા જુદા પ્રકારે હોય છે; એ બધું ફરીથી કેહેવાનું કારણ ન હતું, પણ કહ્યું છે.

દુકાનદાર — ઈત્યાદિ.

દુકાનદાર ઈત્યાદિ લોકોને જમીનનું ભાડું ભરવું પડે છે, અને શિવાય જેઓની જમીનમાં તેઓ રેહે છે તેઓને કંઈ કર આપનો પડે છે.

ફોજદારી કામોમાં તેઓઉપર પટેલનો સાધારણ અધિકાર હોય છે, પણ તેશિવાય લોકો સાથે તેઓનો થોડોજ સંબંધ હોય છે.

ગ્રામસમુદાય એટલે ગામડીઓ, એઓની ઉત્પત્તિ તથાક્ષય

હિંદુલોકોએ જે ગામો પ્રથમ વસાવ્યાં તે બધાં ઉપર કહેલા ગ્રામસમુદાયોના હાથમાં હતાં, એ વાતનો સંભવ ઘણો છે. તેઓની બસ્તીના પેહેલા ભાગમાં જંગલ તોડીને ખેતરો કરવા, અને મૂળના રેહેનારા લોકોના તથા શ્વાપદી જનાવરોના

પણ હલ્લાથકી પોતાનો બચાવ કરવો, એ એકએકલાથી કામ થવું અશક્ય હતું; બીજાને ચાકરીમાં રાખવામાટે પાસે પૂંજી ન હતી; અને જ્યાંહાં તે કામો કરનારને ઘણાં સગાંવાહાલાં ન હોય, ત્યાંહાં તેની મદદે દોસ્તો બોલાવવા પડતા હતા; પછી તે મુલક વસાવ્યાથકી થનાર ફાયદાઉપર તેઓનો હક્ક પોહોચતો હતો; અને એજ કારણથકી ગ્રામસમુદાયો થયા, તથા દેશના વિભાગો પડીને ગામાકીઓ બન્યા.

જ્યાંહાં લોકોની સ્થિતી નિયમિત થઈ હશે, ત્યાંહાં બધે ઠેકાણે બેબિરાધ જમીન રાજાની હોય છે, તે પ્રમાણેંજ આ દેશમાં હતી એવું બેશક જણાય છે; પરંતુ એકદમ કિમ્મત લેઇને અથવા (બીજા દેશોમાં વહિવટ છે તેપ્રમાણેં) વર્ષનો કાયમ ધારો ઠરાવીને ઉમેદવાર ખેડુત લોકોને એ મિલકત ન આપતાં એનજીનસ હિસો આપવો એવો ઠરાવ રાજાએ કરી મુકયો હતો એમ જણાય છે. એ હિસો ખેતીના વિસ્તારપ્રમાણેં તથા જાતપ્રમાણેં ઓછોવત્તો થતો હશે. બાકી રહેલું ઉત્પન્ન મુલક વસાવનારોની જમાતનુ હતુ; પરતુ પોતાને જાતે ખેડવાસારૂ રહીને શિવાય પુષ્કળ સારી જમીન છે એવું જો તેઓની નજરમાં આવ્યું હોય તો, તેઓએ બીજાઓની મેહનતની મદદે તે જમીનથકી પોતાનો ફાયદો કરી લેવાની મેહનત કરી હશે. ત્યારે જે માણસ સરકારનો હિસો ભરીને શિવાય તે ગ્રામસમુદાયને હિસ્સો આપવાનો કબૂલ કરતો હશે, તેને તેઓએ તે જમીન આપી હશે, કારણ ઉપર કહેલી રીતે ફાયદો કરી લેવાના ઉપાયથી બીજો વધારે મેહેલો ઉપાય જણાતો ન હતો. હવે જ્યાંહાસુધી જમીન ઘણી હતી, અને ઘણા ગામોવધતા આવ્યા હતાં, ત્યાહાંસુધી પોતાને જમીનનો ઉપભોગ હમેશાં મળવાનો હોયા વગર કોઈ પણ જમીન ઉપરનું જંગલ તોડીને સાફ કરવાને તૈયાર નહીં થયો હશે, અને આ કારણથકી મિરાસદાર લોકો ઉત્પન્ન થયા હશે. પછી જેમ જેમ લોકોનો વધારો થતો ગયો, તેમ તેમ ઉપરી, તથા મજુર, એ લોકો પછવાડેથી આવ્યા હશે. પછી વારસામાટે માલમતાના કડકા થઇને ઉપર કહેલી સ્થિતિ તોડીને બધી પ્રતીના લોકો મજુરોની હાલતમા આવવાજોગ સેહેજેજ લાયક થયા હશે,

પરંતુ જ્યાંહાંસુધી પડતર જમીનની લુંટાલુંટ હતી, ત્યાંહાંસુધી ઉપર કહેલો નિયમ ભરપૂર ચાલુ થયો નહીં હશે.

એ ઉપરનું કારણ ન હોય, તો જ્યાંહાંસુધી રાજભાગની હદ ન ફરતાં એક સરખી રહેતો ત્યાંહાંસુધી તે ગ્રામસમુદાયની સ્થિતિ પણ એકસરખીજ રહેશે. જ્યારે રાજા પોતાનો કર વધારશે, ત્યારે જમીનદાર તથા મિરાશદાર કુળી એઓનો ફાયદો કમી થતો જશે, અને ફેલાણી હદ બાહાર રાજાનું માગણું વધતું ગયું હોય, તો તેઓને પોતાની જમીન નુકસાન ખમીને ખેડવી પડી હશે; અને જો એવુંજ કેટલાએક દિવસ ચાલ્યું હશે, તો તેઓને પોતાની જમીન છોડીને ગુજરાનનાં બીજાં સાધનો શોધવાં પડ્યાં હશે.

મનુની વખતે ઉત્પન્નના એક ષષ્ઠાંશને આશરે લોકોઉપર રાજાનો કર હતો, તેનું હાલ મ્હોટામાં મ્હોટું પ્રમાણ એક દ્વિતીયાંશ ઉપર આવ્યું છે; તેમાટે બધા ગ્રામસમુદાયોનું સત્યાનાશ થઇને બીજાઓની દુર્દશા થઇ છે. એ બધું કેમ થયું તેનું કારણ કહેવું સેહેલું છે. જમીનદાર લોકોએ જે જમીનનો એદાવો આપ્યો, તે પાછી સરકારને મળેલી છે.

ઉપર કહેલો લોકોની સ્થિતિ ફરવાનો પ્રકાર સારોજ સાધારણ હશે; પરંતુ તે બધે ઠેકાણે તેવોજ હતો એમ નથી. જે પ્રદેશ જીતી લેતા હશે, તેઓમાંથી પેહેલાંનીજ વખતની જમીન રાજાની માલિકીની થતી હશે, તથા તે તેની મારફત, તે જમીનના જુના માલિકોજ ખેતરના ચાકરની હાલતમાં આવીને ખેડતા હશે. હાલમાં પણ લોકોનું જમીનદારપણું કબૂલ કર્યા શિવાય, ગામો વસાવવાનું માથે લેનાર લોકોને સરકારપાસેથી હમેશાં જમીન મળે છે. આ લેવડદેવડમાં નાના પ્રકારની સરતો હોય છે. સાધારણ રીતે બધા કોલકરારમાં અમુક વર્ષોસુધી છેક અથવા થોડીઘણી માફી, તથા ત્યારપછી પાસેનાં ગામોના શિરસ્તાપ્રમાણે વસૂલ આપવું એવું હોય છે.

ઉપર કહેલી રીતોશિવાય, બીજી પણ ગામો વસાવવાની રીતો થઇ હશે, એવું, જે લેખોના પરિણામો થયા છે તેઓ ઉપરથી, જણાય છે; પરંતુ તે કેવા કેવા થયા તેનો પત્તો લાગતાં આવડતો નથી. કાનડા, મલબાર, તથા ત્રાવણકોર, આ પ્રાન્તોમાં

એકએક આદમીનીપાસે પૂરી માલિકીની જમીન છે, તેનીઉપર જે સરકારનું દેવું છે તે કાયમ ઠરેલું છે.

જમીનઉપરનો સરકારી કર.

જમીનઉપરના ઉત્પન્નનો એક દ્વિતીયાંશ એ પૂરો રાજભાગ એવું હાલમાં કેહે છે, અને જ્યાંહાં રાજા એક તૃતીયાંશ લે છે, તે દેશમાં સરકારનું મેહેસૂલ ઠીકજ છે એવું માને છે.

જે પાકનો હિસો રાજાને મળવાનો તે ઉઘાડી રીતે વધારીને એ મેહેસૂલનો વધારો થયો છે એમ નથી; પરંતુ બીજા નાના પ્રકારના કરોથી તથા બાબોથી થયો છે; તેઓમાંથી કેટલાએક બાબો પ્રત્યક્ષ જમીનઉપર બેસે છે, અને બીજાઓ લંબાણના અથવા આડાઅવળા રસ્તાથી ખેડુતોને ઈજા આપે છે. સાંથીઓઉપર તથા ઢોરોઉપર કર તથા એજપ્રકારના જે બીજા કરો, તે ઉપર કહેલા પેહેલા પ્રકારના કરો છે; કેટલીએક સરકારોની કારકીર્દીમાં વાજાં વગાડે છે તેઓનીઉપર તથા વિધવાઓનીસાથે લગ્નો કરે તેઓઉપર, એ તથા એવી બીજી બાબદોઉપરના કર, તથા ઘરખાતાના ખરચના પદાર્થોઉપર નાના કર હતા; એ બધા બીજા પ્રકારના કરો હતા. એઓ શિવાય બેઉ તરેહના મનમાને તેવા બાબો છે; તે પેહેલાં ટુંકી મુદતનાં કારણોનેમાટે એવું કરીને બેસારેલા હતાં, પરંતુ વહિવટમાં તેઓ કાયમ થઈગયા છે. જમીનના બધા વહિવટદારોની આગળના વસૂલની રકમ પ્રમાણે જે બાબ તેઓઉપર બેસારેલો છે, તે, તથા ગામનાં તથા પરગણાંના અમલદારોના ઉત્પન્નઉપર જે બાબ બેસારેલો છે, તે, એ, ઉપર કહેલા પ્રકારના કરો છે.

જે લોકોઉપર એ કરો બેસે છે, તે પૂરા કરી દેવાને જે તેનું કઉવત હશે તે તે કરોની હદ્દ હોય છે; એશિવાય એ સરકારના માગણાને બીજી હદ્દ નથી; તથા પોતાની પેદાસ છુપાવવાની કોશેશ કરવી એજ જેવા જઈએ તો લોકોને પોતાનો બચાવ કરવાનો ઈલાજ રેહે છે. એ કારણમાટે તેઓ પોતાની પેદાશ કમી કેહે છે; તેહસીલદારોની સમજમાં આવવા નહીં દેતા તેમાંથી કેટલોએક ભાગ છુપી રીતે કાહાડી લેઈ જાય છે; તથા તે-શિવાયપણ ઘણી વખતે પોતે ખેડેલી જમીન છુપાવે છે, અને પોતાનો હિસાબ ખોટો કરી રાખે છે, તેમજકરીને ઘણી કમકમાટભરેલી

તથા ખરચનીએ આણનારી એવી જમીનની પાહાણી કરીને તપાસ કર્યા શિવાય તેઓની ચોરી ઉઘાડી પાડવી અશક્ય હોય છે. શિવાય જ્યાહા જ્યાહા જમીનદાર લોકો છે ત્યાહા ત્યાહા તેઓના બીજા અંદરના ફાયદા હોય છે, તેઓ કેટના છે તેની તપાસ સરકારને ઘોર્ણેકજ વખત લાગે છે. કંઈ લાંચ આપીને મેહેસૂલ ઠરનાર અમલદાર પાસે આંખ આડા કાન કરાવે છે, અને તે પૈસો અંદરના ખરચગાર એવી રીતે વસૂલ કરીને "છુપી ચાકરીને માટે" એનો હિસાબમા ખરચ લખે છે. અને ગામના લોકો તથા પાછળથી આવનાર મેહેસૂલના અમલદારો તથા તપાસનીસો એઓ ક્યારેપણ આ ખરચવિષે ચોકશી કરતા નથી, એ એક તેઓની પોતપોતાની ઈમાનદારીની સમજણ છે.

સરકારની ઠગાઈને સરખાવનારજેવી ઉપર કહેલા પ્રકારની લોકો ઠગાઈ કરે છે, માટેજ મેહેતાની ગણતીની હદ થાય ત્યાહા સુધી જમીનઊપર જાહેર ધારો બેસાડેલો છતા પણ, તે જમીનનુ ભાડુ લોકોને મળે છે, તથા તે વેચવાજેટલી તેની કિમ્મત હોય છે, નહીં તો આવુ થયુ ન હોત

આ પ્રમાણેં બને પક્ષકારોની ઠગાઈથી જે ગડબડ પેદા થાય છે, તેમા, ઊપજના માપે કર આપવાનો જે નિયમ, તે નજરમા આવતો નથી, અને હિંદુસ્થાનમાના ઘણુંકરીને બધા પ્રદેશોમા વર્ષે જમાબંદી કરી તે ગઈ સાલોની જમાબંદીના મુકાબલે કરે છે, અને મોસમની હાલત કંઈ નવાઈ સરખી થઈ હોય તો અથવા બીજે હક સંબંધનો કાયદો, કિંવા આપત્તિ થઈ હોય, તેમા જે ફેરફાર કરવાને યોગ્ય જણાય તે કરે છે

આ પ્રકારના બંદોબસ્તને જ્યારે બને પક્ષોના લોકો કબુલ થતા નથી, ત્યારે તે વર્ષે કેટલુ નક્કી વસુલ આપવાની તે ગામની તાકાત છે તેવિષે મુદ્દામ તપાસ કરે છે તે એવી કે, જમીનની મગદૂરપ્રમાણેં (ઉપર કહેલી રીતિ) ગત લગાડીને તેમા ખેતી કરવાને અનુકૂલતા કેટલી છે તે જુવે છે, પછી પાક તૈયાર કરવાને ખરચ કેટલુ બેસશે અને તે વજે જતા બાકી શુ રહેશે તેની અટકળ કરતા આવડે છે, તેમાથી ખેડુતના ગુજરાન જેટલી પેદાશ એક બાજુએ કાહાડે છે, અને બાકીનુ, ગામખરચ ઈત્યાદિ

વજે કરીને સરકારને મળે છે. બાકીનાં બધાં સમોપચારનાં સાધનો નહીંમરખ્યાં થયાં, એટલે શેવટે પાકના ભાગો પાડવાનો પ્રસંગ આવે છે; પરંતુ આ સમજુતીની રીતમાં દગો થવાને ઘણા રસ્તા છે, તેમાટે બંને પક્ષોના લોકો તેઉપર ઘણું કરીને આણતા નથી; પરંતુ જ્યાંહાં સરકારનો મુતાલિક અને ગામના લોકો, એઓનો ઘણા દિવસ સંબંધ વધીને એકમેકનો એકબીજાઉપર વિશ્વાસ બેઠો હશે, તે ઠેકાણે બધા બંદોબસ્તો કરતાં પાકના હિસા પાડવા એ લોકોને અતિ ઘણું પસંદ પડે છે.

આ સરકારના અમ્મલદારોના તથા ગામવાળાઓના કજીઆમાં જે ખેતી કરનારાઓને ન મેહેવાય એવો બોજો તેઓઉપર બેઠો, તો બધાઓ એક દિલ કરીને પોતાની જમીનો છોડી દે છે, પોતાનું ગામ છોડી જાય છે, અને સરકાર સાથે કંઈ કબૂલ કરવાનું નાકબૂલ કરે છે. પછી સરકારના અમલદારો તેઓસાથે દોસ્તી કરે છે, તથા ભય જણાવે છે, તથા જરૂર હોય ત્યાંહા તેઓના કેહેવાપ્રમાણે કબૂલ પણ કરે છે. જો તેઓએ સખ્તી કરી, તો તેથકી લોકોને ઘણો જુલમ જણાય છે, અને તેથકી કામ પણ થતું નથી; કારણ તેણેકરીને ગામના લોકોની ખરાબી થઇને તેઓ બીજી હદમાં જતા રેહે છે, એટલોજ જોવા જઇએ તો પરિણામ થાય છે.

ગામકીઓની અંદરના બંદોબસ્તમાં ઘણી ઘાલમેલ કર્યા શિવાય આ પ્રકારના બંદોબસ્તો થઈ શકનાર નથી એ સેહજેજ આપણા ધ્યાનમા આવશે. ઘણુંકરીને સરકારના અમલદારને જે વસૂલ સખ્તીએ કરવાનું હોય છે, તે તે પટેલની મારફતે કરે છે; પરંતુ જ્યારે કોઈ પટેલને આડો આવે છે, ત્યારે તેને મદદ કરવાસારૂં માત્ર પોતે તેમા પડે છે. કયારે કયારે તે પટેલને તેના ઓહોદા ઉપરથી અમાનત કરે છે, અને તેટલી મુદ્દતમુધી સરકારનું મેહેસૂલ ઠરાવીને વસૂલ કરવાનું કાચું કામ પોતાના હાથમા રાખે છે. ન્યાયની તથા ગુન્હાની બંદોબસ્તની બાબદમા લોકો પાસે ફરીયાદીઓ તથા અપીલો એપણ તે જાણી જોઇને કરાવે છે, તેણે કરીને જુલમે પૈસો કાહાડવાને બાહાનું મળે છે; આ બધાં કારણોનેમાટે જો રાજા નઠારો હોય તો ગામકીઓના હક્કો ઘણુંકરીને નહીં સરખા થઈ જાય છે.

હિંદુસ્થાનના ઘણા ભાગમાં મેહસૂલનો ઇજારો આપવાની શિરસ્ત છે, તેણે કરીને એ બધી અડચણો ઘણી પડે છે એવું હોય છે ત્યાંહાં જે માણસ સરકારના ખજાનામાં વર્ષની ઘણી મોહોટી રકમ ભરવાની જામીની પતાવરે તેને તે પ્રાંતનો કારભાર મળે છે આ ઇજારદાર તેજપ્રમાણે પોતાના પ્રાન્તના કકડા કરીને જે બધાઓથકી મોહોટી રકમ બોલે છે તેઓને ઇજારા આપે છે, અને એ રેનટના ઇજારદારો ગામગણાના પટેલોસાથે અમુક રકમો ભરવીઓ, અને સિવાય પોતાનો ફાયદો કરી લેતા આવડે તેટલો લેવો, એવા ઠરાવો કરે છે આ કારણોથકી જે પટેલ એકુલ લોકોનો સ્વાભાવિક મદદ કરનાર થશે, તેજ પોતે તેઓઉપર મુખ્ય જુલમ કરનારો થાય છે, કદાચિત જો તે ઇજારદારનું બોલવું પટેલે નાકબૂલ કર્યું તો જે કોઈ પારકો માણસ તે ઇજારો ભરવાને કબૂલ હશે, તેની પાસે પટેલનો ઓહોદો જઈને પછી તે લોકોની ઉલટી વધારે ખરાબી થાય છે

ઘણે ઠેકાણે જે ગામોમાંના જમીનદાર લોકો પેહેલા ગામકોના માલિકો હતા તે આવા જુલમે હમણા કેવળ સરકારની રૈયત થઈ ગયા છે, અને કેટલેએક ઠેકાણે આવા ન ખમાય એવા કરારોએ પોતાની ઉપર જુલમ થઈને જમીન ખેડવાની જરૂર ન પડે, માટે પોતાની જમીનો છોડીને તેઓને નાસી જવું પડ્યું છે

ઉપર કહેલા વર્ણનમા ગામોમાંનો પ્રત્યેક હિસેદાર પોતપોતાના હક્કોપ્રમાણે માલનો હોય છે, એવું અનુમાન કર્યું છે પરંતુ રાજા તથા જમીનદાર એઓને પોતાના હિસ્સા તથા તેઓથકી થનારા ફાયદા એ બીજાઓને વેચાતા આપવાનો અધિકાર છે. જો કદાચિત્ ગામના બીજા અધિકારીઓને આ અધિકાર ન હોય, તો પટેલ તથા તલાટી એઓ પોતાના ઓહોદા તથા તેઓ સંબંધી સરકારી વેતન (એટલે મુશાહિરો) વેચી શકે છે આ પ્રકારથકી ગામડીમા નવા લોકોની આવક થાય છે, પરંતુ એ જે ઓહોદા વેચાતા લેનારા લોકો આવે છે, તે તેઓના પેહેલાના જે લોકો હોય છે તેઓનીજ જગા લે છે

જેને રાજા પોતાનો ભાગ આપે છે તે ઉપજમાંથી રાજભાગ માત્ર લેવાને માલિક થાય છે, પરંતુ ગામડીના કામમા પટેલનો તે રદ પાડતો નથી, અને મુખત્યારનું રેહેનારા લોકોના કારભારમા

તો તેથકી પણ છેક હાથ ઘાલતો નથી. તેમજ જુના જમીનદારપાસેથી વેચાથી લેનારો નવો જમીનદાર જુના જમીનદારના બધા સંબંધ પોતાના ઉપર તાણી લે છે; તેજપ્રમાણેં નવો પટેલ, તલાટી, ઈત્યાદિ, એઓ નવીન થએલા વંશોમાથી પસંદ કરીને નીમે છે; પરંતુ તેઓનાં કામોમાં કંઈ ફેરફાર થતો નથી,

બીજો થોડોક ગ્રંથ થયા પછી, રાજાએ આપેલા ઈનામીના કારણોનું વર્ણન કરવામાં આવશે.

જમીનની માલેકી.

એ જુદા જુદા પ્રકારની જમીનના વહિવટદારોનું વર્ણન થયું; હવે જમીનની માલિકીનું જે મોહોટું તકરારી પ્રકરણ તે સેહેજેજ આપછી આવે છે. કેટલાએકોના મતપ્રમાણેં એ માલિકી રાજાની છે; કેટલાએકોના મતે મોહોટમોહોટા જમીનદારોની છે; કેટલાએકોના મતે ગામમાના જમીનદારોની છે; તથા કેટલાએકોના મતે જમીનઉપર રેહેનારા કુળોની છે.

મોહોટા જમીનદારોનો હક્ક બાકીના ઉપર કહેલા ત્રણેના હક્કોમાંથી એકના હક્કથકી ઉત્પન્ન થયો છે, આ વાત પછી યોગ્ય ઠેકાણે જણાવવામાં આવશે; એ કારણમાટે હવે જે તકરાર રહી, તે બાકી રહેલા ત્રણેવચ્ચે છે.

જમીનનો ઉપભોગ કરવાનો તથા તેનો બંદોબસ્ત કરવાનો એકલાનેજ હમેશાં અધિકાર હોવો, તથા તેમજ જમીનનુ રૂપ બદલવાને, અથવા જ્યાંહાં તેવું થઈ શકશે ત્યાંહાં જમીનનો નાશ કરવાનો પણ હક્ક હોવો, તેને જમીનની માલિકી કેહેવી એમ જણાય છે. એ સર્વ હક્ક એકઠા કર્યા છતાં, તેઓથકી માલિકીના ગુણ દેખાડનારી અટકળ પેદા થાય છે; માલિકી કરીને આ મુલતત્વોથકી કંઈ જુદો પદાર્થ જણાતો નથી. જ્યાંહા એ મુલતત્વો એકઠા હોય છે, ત્યાહાં માલિકી હોય છે; બીજે કહીં નથી. હવે, ઉપજના એક હિસાઉપર માત્ર રાજાનો પાસરો હક્ક હોય છે, અને રાજાની મરજીમાં આવે તો રાજા તે હક્ક બીજાને આપી શકે છે; પરંતુ આ હદબાહાર, જમીન અથવા તેની ઉપજ એઓમાં તે હાથ ઘાલી શકતો નથી. જો સરકારી ઈમારતો, રસ્તા અથવા બીજાં કંઈ લોકોપયોગી કામો, એઓસારૂં તેને જમીનની જરૂર પડે, તો તે દેશરક્ષકને એટલે

માજીસ્ત્રેટને ઓહોદે તે લે; પરંતુ તે વખતે તેણે, પોતાની આપેની હિમેદાર જે રૈય્યત, તેને નુકસાની ભરી આપવી; તેમજ અડચણની વખતે, ગાડિઓ, વાહાણો, ઇત્યાદિ રાજા પકડી શકે છે, તથા શત્રુએ ઘેરેલાં શેહેરોમાંનાં ઘરો પણ બાળી શકે છે; પરંતુ તે વખતે તેને માલેકીનો વા પણ હોતો નથી.

રાજાનો ભાગ આપ્યા પછી બાકીનું જે ઉત્પન્ન જમીનદારના હાથમાં આવે છે, તે તેનું; અને પછી તેનું ખરચ કરવાનો જે તેનો હક્ક તે બીજાને આપવાને તેને કંઈ અટકાવ નથી. રાજભાગ તથા જમીનદારોનો ધારો આપ્યા પછી જે ઉપજ બાકી રેહે છે, તે કુળની; તેનો તે હમેશા ભોગવટો કરે છે, પરંતુ તે હક્ક તેને તથા તેના વારસોને માત્ર છે, તેની બીજી રીતે તેને ફેરબદલી કરતા આવડતી નથી એટલી તેને હદ છે.

જમીનદાર અથવા કુળ એ બને પણ જમીનનો નાશ કરી શકતા નથી, અથવા તે કેટલાક દિવસપણ નકામી થાય એવું તેમનાથી કરાતુ નથી. જો રાજા તથા જમીનદાર એઓ બીજા હિસેદારોને પોતપોતાનો ભાગ લેવાને કુળે પાકજ પેદા કર્યો નહીં, તો તેની જમીન જાય છે, અને જો તેવોજ ગુન્હો જમીનદારે કર્યો, તો ગામધણીના તરફનું કિંવા રાજાપાસેનું કુળ તેની જગાએ મુકીને તેને કેટલીક મુદત સુધી અમાનત કરે છે, અને કેટલીક નીમેલી મુદત પછી તેનો હક્કપણ મુળેજ લેવામાં આવે છે.

આ બધા ઉપરથી જોવામા આવે છે, કે, જ્યાહા ગામસમુદાયો, તથા મિરાશદાર કુળો હોય છે, ત્યાહા, રાજા, જમીનદાર, તથા કુળો, એ ઉપર કહેલા કોઈપણ હિસેદારોની પૂરી માલેકી હોતી નથી. જ્યાહા ગ્રામસમુદાયો નથી, તથા મિરાશદાર કુળો પણ નથી, ત્યાહા રાજા બેશક ભરપૂર માલેક છે, અને જે ત્યાંહાના ઘણા હક્કો હોય છે, તેઓ રાજાએ આપ્યાથકી, અથવા તેની પાસેથી મળેલા ઇજારાથકી પેદા થાય છે. આ દેવાની માતબરી તેઓના કારણોપ્રમાણે બદલે છે; પરંતુ જ્યારે આર આયુષ્ય ન ગણતા તથા હમેશા રેહેવાની એવી બક્ષિસો આપેલી હોય છે, ત્યારે તેઓથકી જે માલેકી પેદા થાય છે, તે ઉત્કૃષ્ટ પૂરી માલેકી છે.

જે વાતો એક પ્રદેશમાં લાગુ કરી છતાં ખરી હોય છે, તે સર્વ

પ્રયોગોને લાગુ કરવાથકી અને જમીનના એક પ્રકારના ભોગવટાથકી જે સિદ્ધાન્તો ઠરાવેલા હોય છે તેઓમા બીજા છેક જુદા સ્વરૂપના ભોગવટાનો સમાવેશ કરવાથકી જમીનની માલેકીવિષેના ઘણા ટંટા પેદા થયા છે; બીજુ, કેટલાએક એવું સમજે છે, કે જ્યાહા સરકાર પોતાના હક્કોઉપર કઈ નજર રાખતી નથી, ત્યાહા હવે તેના સરકારના હક્કજ નથી એ કારણથી પણ ઘણા ટંટા પેદા થાય છે. એવુ છતા તે હક્કો તોડવાથકી જેઓનુ નુકસાન થાય છે, તે, હક્કો છે એવુ કેહે છે, અને જે તે હક્કો તોડે છે, તે પણ તે હક્કો નથી એવુ કેહેતા નથી, અને જ્યાહા બધી વાતો મળતી હોય છે ત્યાહા તે હક્ક પેહેલાંપ્રમાણે ચાલુ થાય છે. વેહેવારની રીતે જોતા ગયા છતા, માલેકી કોની છે એવિષે તકરાર હોતી નથી, પરન્તુ ઉપજનો કેટલો ભાગ દરેકને આપવો, આ તકરાર હોય છે; તોપણ આ વાતનો નિવેડો કરવો તે જગાનો જગાએ તપાસ કરીને ઠરાવો તો થઈ શકશે, ધારેલી માલેકીના હક્કો ઉપરથી ઠરાવેલા સાધારણ નિયમોથી, અથવા જેઓ ઘણા દિવસ વિસારે પડી ગયા છે એવા પ્રાચીન કાયદાઓથીપણ કરતા આવશે નહીં.

રાજાના મેહેસૂલની બીજી શાખાઓ

બાકી જમીનના ઉત્પન્નમાથી રાજભાગ, તથા જે જમીનો ખાલસા હશે તેઓનો કર, એ બને મળીને સરકારના મેહેસુલની ઘણુ કરીને માહોટી રકમ થાય છે. બાકીનુ મેહેસૂલ ઘણા રસ્તાએ પેદા કરે છે. તેઓમાથી કઈ, ઉપર કહેલા લોકોએ તથા કરોએ જમીનથકી ઉત્પન્ન કરે છે, અને દુકાનો તથા ધંધાઓ ઉપરના, તથા શેહેરોમાના ઘરો ઉપરના, અથવા ખાવાપીવાની ચિજો જણસો ઉપરના કરો, બજાર ઉપરના લાગા, મોહોરા રસ્તાઓ ઉપરની દસ્તુરીઓ, જકાતો, તથા બીજા કેટલાક કરો, આ પ્રમાણે, જે લોકોના ખેતી સાથે સબંધ નથી તેઓપાસેથી વસૂલ કરે છે, એ પણ એક મેહેસૂલનો ભાગ છે;— એમાથી ઘણાએક કરોથકી તથા તેઓમાથી પણ રસ્તાઓ ઉપરની દસ્તુરીઓથકી ઘણો જુલમ તથા ત્રાસ પેદા થાય છે, અને એટલી ખરાબીબદલ સરકારને થોડો નફો એનો યોડોજ થાય છે. ગામના તથા બીજા જગાજગાના અમલદારલોકો એ

ઉપજને ઘણું કરીને વસૂલ કરે છે; પરંતુ તેઓમાંથી કાંઇક. તથા મુખ્યત્વે કરીને રાહદારીના રસ્તાઓ ઉપરની દસ્તુરીઓ તથા જકાતો, એઓના ઘણું કરીને જુદા ઇજારદારોને ઇજારા આપે છે.

ઇનામો વિગેરે.

રાજા ગામમાંનો પોતાનો હિસો બીજાને આપી શકે છે, એવો પેહેલાં ઉલ્લેખ આવ્યો છે. તેજ પ્રમાણે દેશોમાંના મોહોટા પ્રાન્તો, જેઓમાં ઘણાં ગામો તથા બિનઆબાદ ઉજડ પ્રદેશો હોય છે, એવા પણ ઘણી વખતે આપે છે; પરંતુ આ બધી વખતે તે પોતાના હક્કો માત્ર આપે છે; અને તેણે પોતાના હક્કો બીજાને આપ્યાથકી ગામમાંના જમીનદારોના તથા (જ્યાંહાં હશે ત્યાંહાં) મિરાસદારોના, પરગણાના તથા ગામના અમલદારોના, તથા પોતે અથવા પોતાના પૂર્વજોએ અગાઉ જે બીજા લોકોને બક્ષીસો આપેલી હશે તેઓના, આ બધાઓના હક્કોને કંઈ હરકત આવતી નથી. આ દેવાં લશ્કરી તથા દિવાની અમલદારોની તૈનાતને વાસ્તે, દેવળોનો ખરચ ચલાવવાને વાસ્તે, સાધુઓના ગુજરાનને માટે, અથવા સરકાર ચાકરીને માટે, બક્ષીસદાખલ આપેલાં હોય છે. ઉપર કહેલાં કારણોમાથી પેહેલાં બંને કારણોને માટે જે જમીનો આપી હોય, તો તેઓને જાહગીર કેહે છે. વિવક્ષિત અમલદારોની ચાકરીબદલ મુશાહિરો આપવાની તથા સાધુઓના ગુજરાનની તજવીજ કરવાની જે એ રીત, તે મનુના જેટલી પ્રાચીન છે; તે લશ્કરના ખરચને ક્યારે લાગુ કરી એનો નિશ્ચય થતો નથી. જ્યારે મુસલમાન લોકોએ વિજયનગર તથા બીજાં દક્ષિણહિંદુસ્થાનમાંનાં રાજ્યો તોડી પાડ્યાં, ત્યારે તેઓમાં એવી જમીન આપવાની ચાલ હતી; પરંતુ હાલ મરેઠા લોકોમાં જે એ વધારે પૂરી રીતે વહિવટમાં આવી છે, તે ઘણું કરીને અર્વાચીન કાળની છે.

લશ્કરી ચાકરી બદલ જાગીરી આપવી એ બીના.

જે ઠેકાણે જરૂર હશે, તેની નજીકનાં પરગણાં ઉપર નેમણુક તોડીને આપવી, એ મુખ્ય અમલના ઉપર હુકમ આપવા કરતાં સવળ પડવા માટે આવાં દેવાં (એટલે નેમણુકો) આપવાનો ચાલ નીકળ્યો હશે; કારણ, જે દેશમાં બીનઉ-

નસી જમાબંદી થતી હોય છે ત્યાંહા આવી દુભેરજીનીરીત વધારેજ લાગુ પડે છે.

પ્રથમ આ નેમણૂકો જેટલી તૈનાત થતી હતી તેટલીજ કરતા હશે, પરંતુ તે નેમણુકો ઘણા દિવસ ચાલીઓ, અને એક પરગણાની બધી જમાબંદી ખાઈ જવા જેવી મોહોટી થઈ, એટલે તે પરગણાના વસૂલનું કામજ તે લશ્કરના સરદારોને સોંપીને પેહેલાનો બંદોબસ્ત સરળ કરી નાખવો એ સેહેજજ મારગમા આવ્યાથી થતુ ગયું હશે. સરદાર લોકોએ પોતાના લોકોની તૈનાતીકરતાં વધારે લેવુ નહીં, તથા બીજા તહસીલદારો કરતા વધારે અધિકાર ચલાવવો નહીં, માટે એ રિસ્ત સાવધગીરીથી સુરૂ કરી હતી. ઉપરના કારણમાટે કયા ઉપાયો યોજ્યા હતા, તે આ જમાબંદીમા મરેઠા લોકોએ જે બંદોબસ્ત કર્યો હતો, તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે.

તેઓના બંદોબસ્તમા દરેક સરદારે કેટલા તથા કયા પ્રકારના લોકો રાખવા, તે હદ તેઓએ ઠરાવી આપી હતી; પ્રત્યેક માણસના પગારનો આકાર તજવીજથી કર્યો હતો; અમલદારોને માટે નેમણુકો કરી આપિઓ હતીઓ, તે અહીંસુધી કે કયારે કયારે નામો પણ જણાવ્યા હતા; મુખ્ય સરદારના ખાસગત ખરચની નેમણુક કરી આપી હતી; અને કેવી ચાકરી કરવી તેવિષે કરાર, લોક જમા કરવાની રીત તથા બીજા, બદોબસ્ત, એઓવિષે તફસીલવાર લખી રાખેલુ રેહેતુ હતું. એટલું કર્યા પછી ઉપર લખેલા કામોને જેટલી રકમ જોઈતી હશે, તેટલી, વસૂલ સંબધી તથા બીજો ખરચ જઈને જે પરગણાનો રાજભાગ જમા થતો હશે એવા પ્રાન્ત વીણી કાહાડતા હતા; અને તેટલી રકમ પેદા થવા જોગ તે બધો પ્રાન્ત તે સરદારને હવાલે કરતા હતા. પછી જેવા બીજા મેહેમૂલી સુબા થતા હતા, તેઓ પ્રમાણે તે સરદાર એક પ્રાન્તનો સુબેદાર થઈ રેહેતો હતો, તથા તે કામ કરનારા અમલદારોપાસે જે બીજાં બધાં કામો હાથમા હોય છે, તે તે કરતો હતો.

એમ થયું છતાં પણ, તેના હાથનીચેના લોકોના હક્કોનુ રક્ષણ કરવનો અધિકાર, તથા જેટલી રકમબદલ તે પ્રાન્ત કાહાડી આપ્યો હશે તે કરતાં વધારે ઉત્પન્ન થયું હોય તો તે લેવાનો હક્ક, એ

બને સરકાર પોતાની પાસે રાખતી હતી. એ કરાર અમલમાં લાવવાસારૂ બે દિવાન વગેરે દિવાની અમલદારો પરબારા સરકારમાંથી નીમતા હતા; અને તે સરદાર પોતાના લશ્કરની તથ મુલકની બંદોબસ્તી કેવી રાખે છે, તેવિષે તેના કામની તપાસ તેઓ રાખતા હતા.

આગલી બધી ખબરદારીઓ રાખી હતા પણ, આવા દેવાથકી જે સેહેજ થનાર પરિણામો તે થયાવગર રહ્યા નથી, એ તોડી આપેના મુલક પેહેલાથકીજ વતની થતા ચાલ્યા; અને પ્રથમ નેમણૂકો તોડી આપી તે વેળાથકી જેમ વધારે કાળ થતો ગયો, તેમ તેઓઉપરનો સરકારી અમલ હમેશા નરમ પડતો ગયો; તથાપિ આ નેમણૂકોના મૂળ કારણોઉપરથી લોકોની નજર છેક છુટી એમ થયુ નથી, અને તે કારણોમાના કરારોપ્રમાણે ચાલવાની જરૂરીઆત નાકબૂલ એમ કોઇપણ કરી નથી.

આવી નેમણૂકોદ્વારી એકદર રાજ્યના મુલ્કોમાથી થોડાજ પ્રાન્તોમા ઘાલમેલ થઇ. બાકીના મુલકનો કારભાર મનુસ્મૃતિમ કહેલી રીતપ્રમાણે પ્રત્યક્ષ રાજાના હાથનીચે પ્રાન્તોમાના અમલદારો કરતા હતા. જમીનો તોડી આપવાનો, એ લશ્કરનો પગાર આપવાનો એક ઉપાય હતો, રાજ્યનો કારભાર કરવાનો મારગ ન હતો; તેમાટે જો તે વખતે જાહગીરો હતીઓ, તોપણ જાહગીરોનીજ રીત બધે ઠેકાણે ચાલુ ન હતી

આપ્રમાણે જમીનો તોડી આપવાની ચાલ વસ્તી થએલા પ્રાન્તોમા માત્ર હતી; પરંતુ જ્યાહા પરદેશ હેતા, ત્યાહા તે રિવાજ જુદીજ રીતે શુરૂ થતી હતી કેટલેક ઠેકાણે પરદેશઉપર ચાલ કરનાર લોકોએ, પાતાના શત્રુના મુલકમાના દૂરનો પ્રાન્ત આચકી લેઇને તેમાના ઉત્પન્નઉપર પોતાના લશ્કરનો ગુજરો ચલાવવો એવા હેતુએ એક સરદાર મોકલતા હતા, અને તેનો પગ ત્યાહા કાયમ થાય ત્યાહાસુધી તેને રમ્મે ન જતા તેને રેહેવા દેતા હતા; પછી જેવા લશ્કરી ટોળી લેઈ ગએલા સરદારો હોય છે તેઓપ્રમાણે ન રેહેતા તેના વશરો મુશાહિરાની ચાકરીનો દરજ્જો બજાવીને રેહેતા હતા. હિંદુઓના જે રાજ્યો દક્ષિણ હિંદુસ્થાનમા હતા, તેઓમા આ પ્રકારના ઉદાહરણો મળશે; તથા તેઓની આણીતરફના મોંગલાઓમા ઘણા તથા ઉત્કૃષ્ટ મળશે.

પરદેશ જીતવાની વખતે પેદા થએલા જે ઉપરના જાહગીરીના પ્રકારો કહ્યા, તે, બધી વાતનો વિચાર કરીએ તો, અપવાદ છે એમ કહ્યુ તો ચાલશે કારણ એવો કંઈ નિયમ નોહોતો; અને આના લીધેલા મુલકનો ઘણુંકરીને મોટો ભાગ પ્રત્યક્ષ રાજાના હાથમા રેહેતો હતો. બીજી એક બંદોબસ્તની રીત વર્ણવવાની રહી છે, તેમા, આની જમીન પરભારી તોડી આપવાની ચાલ, આથકી પણ વધારે આગળ ગઈ છે, અને તેથી જે શિરસ્ત પેદા થઈ છે, તે, (જો દૂર દેશોમાની શિરસ્તો પ્રમાણે પોતાના હમેશાના વહિવટમાના નામો આપના તે તજવીજથી આપવા જોઈએ તોપણ) ફ્યૂડલ એટલે જાહગીરીની એવું ન કેહેવું, એ મુશ્કીલ છે.

લશ્કરીચાકરી બદલ રાજપુત લોકોમાંઆપેલા મુલકો

જે રિવાજ રાજપુત લોકોમા ચાલે છે, તે ઉપર કહ્યો તે છે. તે લોકોમા, રાજ્ય સ્થાપનારો પુરૂષ, એ, પોતાને માટે કંઈ મુલક રાખીને બાકીનો મુલક હિંદુશાસ્ત્રમાના દાયભાગના નિયમોપ્રમાણે પોતાના ભાયાતોને વેંહેંચી આપતો જે પ્રત્યેક સરદારનો વેંહેંચણમા ભાગ આવે તેણે મુખ્ય રાજાની લશ્કરી ચાકરી કરવી, તથા સાધારણ રીતે તેનો હુકમ માનવો એવું હતુ. પરંતુ તે પોતાના મુલકમા પોતાનો અધિકાર પોતાની ઈચ્છાપ્રમાણે ચલાવતો. તે સરદાર પોતેપણ તેવીજ કબૂલાતે પોતાના ભાયાતોને પોતાની જમીનો વેંહેંચી આપતો; આપ્રમાણે એકનીચે એક એવા સરદારોની માળિકા સ્થાપિત થતી હતી; તેઓપાસે દેશમાનો દિવાની તથા લશ્કરી અમલ સોંપેલો રેહેતો હતો

યુરોપ ખંડમા જે જાહગીરની રીત છે, તેથકી એ જુદી છે: કારણ આનુ મૂળ ભાયાતોની હિસેદારી ઉપર છે, મોહોટા લશ્કરી સરદારોની પોતાને મદદ મળવી એ વાત ઉપર નથી, પરંતુ આ લોકોએ જે નવા મુલક લીધા તેઓમાજ એ શિરસ્ત હમેશા પેદા થઈ હશે એવુ નહીં, અને જ્યારે તેવી થઈ હશે ત્યારે રાજપુતોમા જે ભાયાતીનો સબંધ હોય છે તેઉપરથી એવું સમજે છે, કે નવીન દેશ જીતનારા લોકોનુ સેનાધિપતિપણુ પણ પેહેડીપ્રમાણે ચાલતુ હતુ અને મુખ્ય સરદારે જીતી લીધેલા મુલકના હિસા જે બાપાદ લેતા, તેજ જે પરાક્રમે તે મુલક

તાબે કર્યો, તે પેહેલાં તે જાતમાં નાયક હતા, એમ મળે છે

પોતાની ભાયાદીના હક્કનું મૂળ રજપૂત સરદાર હજુ સુધી વિસર્યા નથી. રાજા, આ એક પ્રકારે પોતાનો ભાગીદાર તથા બીજે પ્રકારે પોતાના અધિપતિ છે એવું તેઓ સમજે છે. એક સમયે મારવાડના સરદારોએ પોતાના રાજા ઉપર ફરિયાદ કરી હતી, તેમા નીચે કહેલો લેખ છે, તેમા આ મિશ્ર સંબંધ સારો દેખાડ્યો છે; તે એવો—તે એવું કેહેછે કે "જ્યારે અમારી ચાકરીનું કારણ હશે, ત્યારે તે અમારા પ્રભુ છે; જ્યારે નહીં હશે, ત્યારે વળી અમે તેના ભાયાદ છૈએ, અને મુલકના વારસદાર તથા તે ઉપર હક્કનો દાવો કરનાર છૈએ."

કોઈ પણ દેશ લીધા પછી તેના વિભાગ કરવાનો જે નિયમ તે ચાલુ રહેતો રેહેતો, અને પ્રત્યેક સરદારને પેહેડી દર પેહેડી પોતાના બાપના કુટુંબમાંના નાહાના વંશમાના જોડોના બચાવ-મની તજવીજ કરવી પડતી. જ્યારે તેઓમાથી કોઈ વારસની પૂરી તજવીજ ન થતી, ત્યારે સવારીઓ કરવાને, તથા બીજા દેશ જીતીને ત્યાહા નવા રાજ્યો સ્થાપવાને તેને મદદ આપતા હતા—(ક્ષુ).

જમીન આપવાની ચાલ આ પ્રથમ રાજાના કુટુંબમા સુરૂ થઈ; તે વધીને પછી પારકાઓને પણ લાગુ થઈ. હાલની વખતમા એક જાતના રજપુતોના રાજ્યોમા કેટલીક જુદી જાતના રાજપુતો પાસે ઘણી જાહગીરે છે, અને હાલની ચાકરીમા એક પેહેલા દરજ્જાની જાહગીર એક મુસલમાનને આપેલી હતી એમ જણાય છે.(૨)

જ્યારે પેહેલા ઈ૦ સ૦ ૭૧૧ મા મુસલમાનોએ સિંધ મુલક ઉપર સવારી કરી, ત્યારે તે દેશની સ્થિતિવિષે જે હકીકતો તે ઓએ લખેલી છે, તેઓ ઉપરથી, અર્વાચીન કાળના રાજપુતોમા જે જાહગીરની રિસ્ત રહી છે, તેનો ત્યારે ઘણો ફેલાવો થએલો હતો એ અસભાવ એવું જણાતું નથી.

લશ્કરીસિવાય બીજી ચાકરી બદલ આપેલી જમીનો

લશ્કરી સિવાય બીજી ચાકરીબદલ આપેલી જે જમીનો છે, તે પેહેના કેહેના કેટલાક કેટ ણાના અમલદારોને આપેલી છે; તેઓ સિવાય પ્રધાન, તથા બીજા કારભારી એઓને આપેલી

છે, તથા તેવાજ ખાસગી પાટલામાના મોહોટા અમલદારો તથા વરાપરપરાના ખાસગીની ખિદમતમાના લોકો એઓને આપી છે

દેવાલયો અથવા ધાર્મિક લોકો, અથવા મોહોટી યોગ્યતા પામેલા ચાકરો અને મેહરબાની ખેરીજમુથામાના લોકો એઓને બીજી પરભારી જમીનો ઢિગજમીનો આપીઓ છે. એ પરભાર્યા દેવા ઘણા છે પરતુ ઘણુ કરીને નાહાની રકમના છે એક એક ગામ એવા ઘણા છે, કોઈ એક ગામમાથી રાજભાગમાના થોડા થોડા હિસા આપ્યા છે પરતુ કેટલેક ઠેકાણે મોહોટી મીલકત થવા જોગ નેમણુકો આપી છે ધર્મસબધી નેમણુકો હમેશા ચિરકાળ રેહેનારી હોય છે, અને ઘણુ કરીને તેમા કોઈ હાથ ઘાલતુ નથી લોકોને આપેલા દેવા પણ ઘણુ કરીને બધા નિરતર ચાલવાના હોય છે, અને જે કઈ નિર્બધ ખાસગત મિલકતો રેહેવાની તે માની આ માને છે, પરતુ આવા ઔદાર્યના ઉદાહરણો હળવે હળવે નવીને તથા સાદો પણ વારવાર ખોટી થવા લાગ્યાથી પોતાના પૂર્વજોએ આપેલા દેવા પાછા લેવાને રાજાઓ ક્યારે ક્યારે ઉદ્યોગી થયા છે, અથવા તે થકી પણ ઘણે ઠેકાણે તેઓ ઉપર ભારે કરનો બોજો તેઓએ મુકયો છે આવા દેવાના લેનાર ઉપર અથવા એક પુરૂષ મુવા પાછી તેના વારસ પામે તે અનાતની વખતે, જ્યાહા આવો કર લેછે ત્યાહા તે અન્યાયનો છે એવુ માનતા નથી, પણ જ્યાહા આવા દેવા બિલકુલ ખાલસા કર્યા છે, અથવા તેઓ ઉપર હમેશા ચાલવાનો એવો કર બેસાડ્યો છે, ત્યાહા મોહોટો જુલમ થયો છે, એવુ માને છે એ નેમણુકો પાછી લેવાની રીત ઘણા દિવસો પેહેલા શુરૂ થઈ હશે એમ જણાય છે, કારણ પ્રાચીન કાળના તામ્રપત્રો લેખોમા દાન આપનારના વશજોમાથી જે કોઈ તે પાછુ લેશે તેને શાપ દીધો છે, એવુ વારવાર જોવામા આવે છે

કર આપનાર તથા બીજા આધારે રેહનાર પ્રદેશો

પાહાડોમાના તથા જગલોમાના રેહેનાર લોકોના સરદારો પેહેલાથકી સર્વ કાળ હિંદુ રાજાઓ થકી સ્વતત્ર હતા એવુ સમજે છે, કારણ મોગલ તથા બ્રિટિશ એ સરકારે પણ પોતાની મોહોટી જબરી કારકીર્દીમા પણ તેઓને

સિવાય તેઓની ખાસ રાજધાની પણ ન હતી, એમાટે તેઓના લશ્કરની જે સંખ્યા રેહેતી હતી તેમાં લડાઈ મારનારા લોકો કરતાં બીજા લોકો બેશુમાર વધારે જમા થએલા રેહેતા હતા; અને જ્યારે તેઓ કુચ કરતા હતા, ત્યારે તેઓનો અવ્યવસ્થિત જમાવ થઇને પાંચ છ કોશ લાંબો તથા અર્ધો કોશ કિંવા એક કોશભર પોહોળો, એટલા પ્રદેશભર પસરેલો રેહેતો હતો, તથા સિવાય સામાનસરંજામ લાવનારાઇ કિંવા લુંટવાસારૂ કેટલાએક ટોળાં ડાબાજમણી ગએલા રેહેતા હતા.

આ પ્રકારે જે મુખ્ય લશ્કર તે કેટનેક ઠેકાણે ઘટ તથા કેટલેક ઠેકાણે પાતળું, એમ હોય છે, અને તેમા હાથી તથા ઉંટો; ઘોડેસવારો તથા પાયદળ; ગાડીઓ, પાલખીઓ, બળદોના ગાડાં, તથા ભારબરદારી જાનવરો; હમાલો, બઈરાં, તથા છોકરાં; ઢોરો, બકરા, મેંઢા, તથા ગધેડા, એઓના જુથો, આ બધાની એકેકમાં અતિશય ગડબડ થએલી હોય છે, અને તે બધાની આતરફ વાતાવરણમાં ઉચી ધુળ ઉડીને તેની મોહોટી જાડી વાદળી થાય છે, તથા તેનુ તેઓઉપર ઢાંકણ પડે છે. આ પ્રકારનુ લશ્કર ઘણા કોશોથી નજરે પડે છે.

જ્યાહા કવાયદી પાયદળના નોકો હોય છે, ત્યાંહાં તેઓ એક જુથથી કુચ કરે છે, અથવા, છેલે સરવાળે, પલટણોપલટણોની તો કરે છે. લશ્કરમા જે તોપો હોય છે, તેઓની લાંબીને લાંબી હારો બધાય છે, અને રસ્તા નઠારા હોવાથી અથવા તોપો ખેંચવાના ગાડા ભાગવાથી તેઓથકી હમેશા હરકતો થાય છે. બાકી રહેલા લશ્કરના લોકો સામાનની અંદરથી ફુટકળ ફુટકળ આવતા હોય છે. જે ઉંચા નિશાનો તથા તેઓસાથે નોબતો (તે બધુ ઘણુંકરીને હાથીઓઉપર હોય છે,) એટલું મળીને એક ટોળું થાય છે. તે શુમારે પાંચસોથકી પાંચ હજાર સુધી ઘોડેસવારોનુ હોવૂ જોઇએ; પરન્તુ તેઓની પછવાડે બધા પાયમાલ થો આવતા હોય છે. તે ટોળાંમાંથી બાકી રહેના ઘોડેસવારો જુદા જુદા કિંવા ટોળેટોળા આવતા હોય છે. તેઓમાનો દરેક ઘોડેસવાર કદાચિત્ પોતાનો ભાલો ખભાઉપર ધરકરીને આવતો હોય છે, તેણુંકરીને જેઓ તેની પછવાડે ધસીને આવતા હોય છે, તેઓને મોહોટું જોખમ હોય છે, અને આગળ તો તે

બાનાવાળો પોતાના સોબતીસાથે ખુશીથી ઠઠ્ઠામશ્કરી કરતો હોય છે, અથવા ગાતો હોય છે, તે તેનો આવાજ ચોતરફના ગોધાટમા પણ મળગાઈ આવે છે.

એ બધુ લશ્કર ઘણુ કરીને એટલુ છુટીને પસરેલુ હોય છે, કે એકાદો ઘોડેસવાર એમાથી પછાડીથકી અગાડીસુધી બારે ગોડ કરીને જઈ શકશે અને તે જેમ જેમ જયે, તેમ તેમ તેને રસ્તો મળશે; માત્ર જ્યાહા ભીડમાથી જવાનુ આવશે, અથવા સાકડે રસ્તે જવું પડશે, ત્યાહા તેને બીજા બંધાઓપ્રમાણે ઘણી વખત વધારે ત્રાસદાયક અસૂર ખમવુ પડશે

વખતે અગાડી કાચા મુકામો થાય છે, કારણ ખીનીવાનો મગદાર (એટલે ક્વાર્ટરમાસ્ટર જનરલ) ગામવાળા લોકોમાથે ઠરાવ કરતો હોય છે કે અમે તમારી જગામા છાવણી જો નહી કરીએ તો તેબદલ તમારે અમને અમુક દ્રવ્ય આપવુ; પછાડી તરફ કોઈને હુક્કો પીનો હોય છે, અથવા અમથો વિસામો લેવાનો હોય છે, કિંવા કંઈ કરાર કરવાનુ હોય છે, તેમાટે ત્યાહા પણ મુકામ થાય છે.

કવારે કવારે વચ્ચેથી હરણ અથવા ગલીકુતરું જાય છે; તેની પછાડે તથા આગળ બૂમ તથા ગોધાટ ચાલતો હોય છે; કોઈ લાકડું નાખે છે, કોઈ ગોળી મારે છે, અને કોઈ પોતાના કિંવા બીજાના શરીરના, અવયવોને અથવા જીવને ધક્કો પોહોચશે એનો કંઈ વિચાર મનમા ન આણતા તે ભીડમાથી સુમેરીજ મારીને ઘોડા આગળ ચલાવતા હોય છે.

એટલી બેબંદોબસ્તી છતા, તેઓની બાતમી સારી હોય છે, તથા તેઓ પાસે ઉતાવળા જનારા ઘોડેસવારો ઘણા હોય છે તે માટે એતદ્દેશીય લોકોની રોજ કૂચ કરીને જતી છતા તેનીઉપર છાપો મારવાને બનતુ નથી.

આટલી અમારી લડાઈઓ થઈ, તેઓમા, એક પાછળ એક એવી મોહોટી મજલો કરીને સામી લડાઈમા તેઓ પરાજય પામ્યા તો પામ્યા; પરન્તુ તેશિવાય એતદ્દેશીય લોકોની કે જનો બાજારદારી સામાન પણ પકડી લેવાને બન્યુ એવુ ઉદાહરણ મળવું કઠણ પડશે. ઉલટું એમ થયેલું મળશે, કે તે લોકોની કૂચ કરવાની હુશ્યારીથી તથા ઉતાવળથી તે, રેખાવમા બારે એટલા, શત્રુ-

દાવોએ ઘણા ફાયદા કરી લીધેલા છે. હૈદર, ટિપૂ, તથા મરેઠા, એઓ કહીં દૂર પ્રદેશોમાં છે એવું લોકોને જણાતાં છતાં, તેઓએ ઘણી વેળા જુદાં જુદાં ઠેકાણાંઉપર હલ્લા કરીને તેઓને પાયમાલ કર્યાં છે; અને અમારા સરદાર પોતાના વિચારથી તેઓને પોતાની આગળ રાખીને તેઓની રાજધાનીતરફ હાંકી લેઈ જતા છતાં, તેઓએ ઉપર કહ્યા પ્રમાણેજ ઘણી વેળા કઠણ ખીંડીના માર્ગે જઇને તેઓના મુલકોમાં તોફાન ઉઠાવ્યું છે.

તેઓ મુકામે પોહોચ્યા, એટલે તેઓની વ્યવસ્થા સારી હોય છે, એવી આવા ગડબડાટમા હોવી એથી કોઈ અટકળ કરશે નહીં. પ્રત્યેક સરદારને અથવા ખાતાને જ્યાંહાં જગા નીમી આપી હશે, તે ઓળખાવા સારૂં ચકચકિત માલમ પડે એવા વાવટા માંગેલા હોય છે; પોતાની ઓળમાંની પોતાની જગા કેઈ છે એ દરેક માણસને માહિત હોય છે.

તેઓની છાવણીનો ખટલો પડ્યો, એટલે તેઓમાં કેટલીક વ્યવસ્થા તથા કેટલીક અવ્યવસ્થા એઓની ભેળભેળ થએલી હોય છે. તેમા રોહેરપ્રમાણેં બજારોની લાંબી તથા નિયમિત ઓળો બંધાએલી હોય છે; તેઓમાં બધા પ્રકારની દુકાનો હોય છે. તોપોના તથા કવાયતી પાયદળોની હારો લાગેલી હોય છે; પરંતુ બાકી લોકો અહીંતહીં ફેલાએલા હોય છે; તેઓમાં, જેવામા કંઇજ વ્યવસ્થા હોતી નથી, ઘણું કરીને બધા તંબુ સફેદ હોય છે; પરંતુ ઘણાને લાલ, લીલા, અથવા આસમાની પટ્ટા હોય છે. તથા કેટલાક બધાજ તે રંગોના હોય છે.

ગરીબ લોકોના તંબુ નીચા તથા કાળા ઉનનાં કપડાંના હોય છે. ક્યારે ક્યારે ત્રણ ભાલા જમીનમાં રોપીને તેઓ ઉપર એક ફક્ત ધાબળો માત્ર નાંખેલો હોય છે. ભાલાવાળા લોકોના ઉતારાની એટલી ખરાબ હાલત હોતી નથી.

મોહોટા લોકોના ડેરા શોભાયમાન હોય છે: તેઓને જાડાં કપડાંના પડદા કરીને ઓરડીઓ પાડેલી હોય છે, અને દરબારને સારૂં જે કંઈ ડેરા હોય છે તે મોહોટા તથા ઉંચા હોય છે. બીજા કેટલાક દીગુણા તથા ચોધારણ મોહોટા હોય છે; તેઓની કનાતો ઉપલ, તથા ક્યારે ક્યારે બે ટપોની હોય છે; તેણે કરીને અંદર અદબ રહીને ધુળ તથા પવન બંધ થાય છે. તેઓને

એકમેકની સાથે જોડવા સારૂ વચમાં ટકાઉના રસ્તા હોય છે, અને ગંજાવાડામાં જે બધું ચેન મળવાનું તે ત્યાહાં હોય છે. પરંતુ એટલો બધો ઠાઠ છતાં, કોઈ પણ વાત કરવા માંડી તો તે પૂરી કરવી નહીં, આ જે આ લોકોની હમેશાની ટેવ તથા એઓની ઢિલાઇ, તે અહીં પણ કેટલીક નજરે પડે છે. એ કાપડના રાજવાડા એવાની વખતે એટલી ખરાબ રીતે ઉભા કીધેલા હોય છે, કે કેટલીએક રૂતુના તોફાનો સેહાન્નેગ પણ તે હોતા નથી. એક વખતે એમ થયું, કે શિબિરોના બધાને બધા તંબુ તોફાનથી જમીનદોસ્ત થઈ ગયા; ત્યારે એક નાહાનો ગરખો ખાસગી તંબુ પવનના ઝપાટામાંથી બચ્યો હતો, તેમાં, વાવરસાદથકી બચાવ કરવા સારૂ, તેઓની બઈરીઓને જવું પડ્યું હતું.

લડાઈની વખતે, બીજે દીવસે શું કરવાનું તે ફરીને અથવા ગોરાઓ કેહેતા જાય છે. મુકામ થવાનો હોય તો મુકામ, અથવા કુચ થવાની હોય તો તે ક્યારે તથા કેણીગમ થવાની, એ બધી છાવણીમાં કેહેતા ફરે છે, અને જ્યાહાં પછી છાવણી કરવાની હોય તેજ ઠેકાણે ભીખ માગનારે ઉભા રહે છે; તથા તે મુકામના વાવટા જોઇને તે વખતે લોકોની બુદ્ધિ ઉદાર થઈ જાય છે, તેથી તેઓ સારીપેઠે ફાવે છે.

લશ્કરને અન્ન પૂરવઠું, તે વણજારા લોકોના મેળા પૂરે છે; તે એક જાતના લોકો છે, તેઓનો ધંધો અનાજ વેહેંચવાનો છે. તે અનાજ તેઓ દૂર દેશોથી આણે છે, અને દુકાનદાર લોકોને સામટું વેચે છે.

જેઓ નાહાનાસુના વેપારીઓ હોય છે, તેઓ છાવણીથકી થોડા છેટા ઉપર જે ગામો હોય છે ત્યાહાં જઇને ત્યાહાંથી લોકો પાસેથી ખરીદી કરે છે. આ કામમાં ઘણું કરીને સરકાર હાથ ઘાલતી નથી; એમ હોઇને એતદ્દેશીય લોકોની છાવણીમાં સામગ્રીનો ઘણું કરીને હમેશાં સારો પુરાવો હોય છે.

છાવણીની પાસેના ગામોને કંઈ આધાર ન હોય, તો તેઓમાં ખચિત લુટ થાય છે. ફોજ આવી, એટલે લેવાય તેટલી મિલકત લેઇને ત્યાહાંથી લોકો નાસી જાય છે; પછી બાકીનો માલ લશ્કરના લોકો લુટી લે છે, અને દરવાજા તથા વાસ કાહાડી લેઇને બળતણને ઠેકાણે બાળે છે. જો ગામ મોહોટું હોય, તો

દ્રવ્યસારૂ જમીન ખોદી જુએ છે, અને નાહાનાં ગામડાંમાં પણ ભોંયરાંમાં દાણો ભરી રાખેલો હોય છે માટે તે જડવાની આશાએ લોકો મેહેનત કરી જુએ છે, અથવા ખાડા પાડવાના લોઢાના ડાંડાએ જેમ આમારા મોજણીદારો જમીન ખોદતા જાય છે, તેપ્રમાણે ભોંયરાં ખોદીને તે દાંડાનો વાસ લેઈને, તે અનાજ માંથી ગયો છે, કે નથી, એનો નિશ્ચય કરે છે. આ રીતે દેશ જલદીજ ઊજડ થઈ જાય છે. જે પ્રદેશમાં થઈને ફોજો વારંવાર ગઈ હોય છે, તેમાંનાં ગામોનો નાશ થઈને તે ઉજડ પડેલાં હોય છે, અને સપાટ પ્રદેશભર નાહાનાં મોહોટાં ઝાડો થએલાં હોય છે; તેઉપરથી પેહેલાં જ્યાંહાં વાવેતરનાં ખેતરો હતાં તેઓનું જલદીજ જંગલ થતું જાય છે, એવું જોનારાના ધ્યાનમાં આવે છે. ગામડાંમાંથી નાશી આવેલા લોકોથી મોહોટાં મોહોટાં શેહેરો ભરાઈ જાય છે; અને તે શેહેરોની પાસેના પ્રદેશોમાં ઘણું કરીને સારી વાવણી થએલી હોય છે, કારણ ત્યાંહાંથી લોકો ત્યાંહાં જનારી ફોજને કંઈ આપીને તેઓસાથે બંદોબસ્ત કરીને પોતાનો બચાવ કરી લેછે.

હાલમાં, હિંદુઓની લડાઈઓમાં તોપખાનાનું ખાતું અતિ મોહોટું છે. તોપો મારવામાં તેઓ ઘણા હુશિઆર છે, અને તેઓ સાથે જે આમારી બધી લડાઈઓ થઈઓ, તેઓમાં તેમણે તે યોગથી આમારૂં ઘણું નુકસાન કર્યું છે. ટોળાં ટોળાં વચ્ચે નાહાની નાહાની લડાઈઓ મારવી, એ તહા તે લોકોને ઘણી પસંદ છે. તે શિવાય બધા ઘોડેસવારો સહિત એકદમ હલ્લો કરવો, એ એક તેઓની લડવાની વિલક્ષણ રીત છે, તેણેકરીને લડાઈ જલદીજ શેવટઉપર આવે છે.—આ હલ્લાકરતાં દેખાવમાં ભવ્ય એવું બીજું કંઈ નથી. આ પ્રકારના ઘોડેસવારોનો સમુદ્ર જો હળવે હળવે લોટતો આવતો હોય, તો તેથી પણ મનઉપર અજાએબ અસર થાય છે. અને જેમાં જ્યારે તે સવારો તમામ જુસ્સાથી દોડતા જતા હોય છે, ત્યારે તે જમીનની ગર્જના, * તેઓના હથીઆરોનો ચળકાટ, તેઓના ભાલાઓના કણકાર, તેઓના નીશાનોનો વાયુંમાં ફડફડાટ, અને આવા અસંખ્ય સમુદાયનું ઉતાવળું આવવું, એઓએ કરીને જે ભવ્યતાની પ્રતીતિઓ પેદા થાય છે, તેઓની બેલીગેર કલ્પના પણ જઈ શકતી નથી.

અગાડી તથા બાજુ ઉપર એકદમ હલ્લો કરવાની તેઓની રીત છે, અને એ કામ તેઓ જે રીતે કરે છે, તે જોઇને ક્યારે ક્યારે તેઓના યુરોપિયન પ્રતિસ્પર્ધીઓપણ વખાણ કરતા રહ્યા છે, અને ભિનકવાયદી સમુદાયોમાં આવો કસબ જોઇને ખચિતજ આશ્ચર્ય લાગે છે. એવું કરવાની મેહેલાં એ બધા લોકો, જોથામાં પોતાના શત્રુની અગાડી ઉપર ભર દોડથી આવતા હોય છે એમ જોવામાં આવે છે; એટલામાં, જેઓને તે કામ નીમી આપેલું હોય છે, તેઓ ઓચિંતા એકદમ અંદરની બાજુએ વળે છે, અને તેઓની મમંતવિષે શત્રુના મનમાં શક આવતા પેહેલાંજ, એક ઝપાટે શત્રુની પાસેની બાજુ તરફ ભાલા કરીને તેના ઉપર તુટી પડે છે. એ હલ્લા બપકાદાર ખરા, પરંતુ જો શત્રુનું લશ્કર કવાયદી હોય, તો તેઉપર ચાલતા નથી; માત્ર જો કવાયદી લોકો હોઇને પણ ગડબડની વખત હોય, અથવા તોપોના મારે તે પેહેલાંજ છુટા પડી ગયા હશે, અને જો પછી તેઓ લાગમા આવે, તો માત્ર એવા હલ્લા સાધે છે.

હાલ રાજ્યોમાંના જુદા જુદા પ્રદેશોમાં પેહેલાં કહ્યાપ્રમાણે ઘણે ઠેકાણે ઘોડેસવારોનાં લશ્કરને સરકારની જમાબંદીની નેમણુક તોડી આપીને રાખેલું હોય છે. પરંતુ તેશિવાય પણ ઘણે ઠેકાણે સરકારી ખજાનામાંથી પગાર આપીને રાખે છે; તે પગાર દર ઘોડાને અમુક, એવી રીતે સરદારોને આપે છે, (શિવાય તે સરદારોને પોતાને વેતન તથા હાથનીચેના અમલદારોનો પગાર મળે છે); આ પ્રમાણે હોય છે, અથવા એકએક સવારને આપે છે. આ શેવટના પ્રકારના જે લોકો હોય છે, તેઓ ઘણુંકરીને સારા ખુબસુરત તથા સારા ઘોડા રાખનારા હોય છે; તથા તેઓ સાધારણ દરથી વધારે પગાર મળવાની આશા રાખે છે. કેટલાક લોકોને બેમવાબે સરકારના ઘોડા હોય છે, અને એ લોકો જો કે બીજાઓ કરતાં ઓછી પદવીના હોય છે, તથાપિ બધા લશ્કરમાં સારી રીતે હુકમ બજાવનારા તથા કામકાજ કરનારા એવા એઓ હોય છે. હાલમાં જે સર્વેથી સરસ પાયદળના લોકો ચાકરીમાં રાખેલા છે, તે ગંગાયમુનાના કાંઠાઉપરના પ્રદેશમાંના છે, તથા આરબ અને શિંદી, એઓ પણ છે. પરંતુ તેઓમાં મુખ્યત્વે કરીને આરબો તેવા હોય છે. બહાદુરી, દૃઢ,

તથા વિદ્યાગુણપણું, એઓમાં એશિયા ખંડમાના ઘણુંકરીને બીજા બધા લોકોકરતાં આરબ ઘણાજ શ્રેષ્ઠ છે; તે ગુણોવિષે તેઓની સાથે બીજા લોકોને સરખાવતાં પણ આવડતું નથી.

ઘેરો ઘાલવાની જે હિંદુઓની પોતાની ચાલ તેમાં મનુ પછી ઘણું કરીને કંઈજ સુધારણા થઈ નથી. અદ્યાપિ લોક લપઈ લપઈને દેવાલો પાસે જાય છે, અને બેગી બેસીને દેવાલોપાસે વગર ધાસતીએ જવાય ત્યાંહાંસુધી ખાડા ખોદતાં ખોદતા તેઓ પોતાને ઓથો લેછે; અને કિલ્લાગોમાથી એકાકને ગોળી મારીને ઉડાડવાની સંધિ જોતા હોય છે; હળવે હળવે મોરચા ચાલે છે, વખતે વખતે તોપો મારે છે, તેઓથકી કિલ્લાની દેવાલોને કંઈ ધક્કો લાગતો નથી: કિલ્લાને ઘેરો ઘાલીને રહેવું, છાપો મારવો, તથા અંદરના લોકોએ નકામા હલ્લા કરીને બાહાર પડવું, આ ત્રણે વાતોમાથી એક વાતે તે ઘેરાની સમાપ્તિ થાય છે; પરંતુ સીધા હલ્લા કરીને કિલ્લો પડાતો નથી.

રાજ્ય કરવાની રીત

રાજ્ય કરવાની તથા મસલેહતની અર્વાચીન કાળની રીત, આ પછી ઘણા સ્વરૂપે નજરે પડશે; એ માટે આ ઠેકાણે તેવિષે વિવેચન કરવાને કંઈ કારણ જણાતું નથી.

---

## પ્રકરણ ત્રીજું.

### કાયદામાં ફેરફારો.

લેખી કાયદામાંના ફેરફારો

હિંદુલોકોના ધર્મશાસ્ત્રનો પાયો અદ્યાપિ મનુસ્મૃતિજ છે, અને તે શાસ્ત્રમાની મુખ્ય મુખ્ય વાતો આજસુધી તેવીજ રહેલી છે.

*દિવાની કાયદો

મનુસ્મૃતિશિવાય બીજા ઈશ્વરપ્રેરિત એવા માનેલા ઋષિઓના નાના પ્રકારના ગ્રંથો, તથા નાહાના મોટા લોકોએ કરેલાં અનેક ભાષ્યો, તથા કાળની ગતિથી જે વધારે નિયમો જરૂર કરવા પડ્યા તે, એઓએ કરીને લેખી કાયદામાં ઘણા ફેરફારો થયા છે, તેણેકરીને

પુષ્કળ શાખાઓ થઈઓ છે, તેઓના નાના પ્રકારના વિચારોપ્રમાણેં હિંદુસ્થાનના જુદજુદા દેશોમાંના લોકો ચાલે છે.

એવું છે, તથાપિ આ સર્વે ઠેકાણેં મૂળ પાયો મનુસ્મૃતિજ છે; પરંતુ સારા ટીકાકારોએ જેવા તેના અર્થો કરેલા છે, તથા તેમાં જેવા ફેરફારો કર્યા છે, તેઓપ્રમાણેં લોકો હાલમાં ચાલે છે; અને આ પ્રકારે જે એ ધર્મશાસ્ત્રનું બારૂડ થયું છે, તે એકઠું કરીને તેના વ્યવસ્થાથી સંક્ષેપો કર્યા છે તેઓ જુદીજુદી શાખાઓની હદોમાં ચાલે છે.

બંગાલામાંના લોકોની એક પોતાનીજ જુદી શાખા છે, અને જો કે હિંદુસ્થાનમાંના બીજા પ્રદેશોમાંના લોકોનાં મુખ્ય મુખ્ય મતો એકબીજાસાથે મળે છે, તોપણ તેઓમાં નિદાન ચાર શાખાઓ છે, તે આપ્રમાણેં;—મિથિલા (એ૦ ઉત્તરબાહાર) કાશી, મહારાષ્ટ્રદેશ, અને દ્રવિડદેશ; આ ચાર દેશોની.

વિષમ (એટલે જુદી જુદી) જાતીનાં લગ્નો, અને ભાઈની વિધવાને પુત્રોત્પત્તિ કરવી, એનો બધાઓ નિષેધ કરે છે, અને તેવાજ ઔરસ તથા દત્તપુત્ર એઓ બાદ કરીને બાકી મનુએ કહેલા બધી જાતના પુત્રો કબૂલ કરતા નથી. આ બાબદમાં સર્વે શાખાઓનું એક મત છે. ધણીએ જીવંતપણેં ખરેખરી અથવા માનેલી આજ્ઞા આપ્યાથકી તેની વિધવા તેને ઠેકાણેં પછી દત્તપુત્ર લેછે, એ દત્તવિધાન મનુમાં મળતું નથી; પણ તે ઉપલી શાખાઓમાંની ઘણું કરીને બધીઓ કબૂલ કરે છે. કેટલાએક પક્ષોના મતોપ્રમાણેં ધણીના તરફથી કંઈ અધિકાર ન છતાં પણ તેની વિધવાને પોતાના અખત્યારથી દત્તક લેવાનો અધિકાર છે.

વંશપરંપરાની મિલકતનો હિસ્સો બધા છોકરાઓને સરખો મળવો, આ વાતઉપર મનુ કરતાં આ બીજા બધા પક્ષોની નજર વધારે છે. ઘણુંકરીને બધાઓનું એવું મત છે કે, પોતાના છોકરાઓની કબૂલાત વગર, તથા તેમાં પણ દરેકનું ગુજરાન સારી રીતે ચાલવા જેવી તજવીજ કર્યા વગર, બાપે વંશપરંપગાની મિલકત બીજા કોઈને આપવી નહીં; વંશપરંપગાની મિલકતના મનમાં આવે તેવા હિસા કરવા નહીં, એવું બધાઓએ સાફ કહ્યું છે, એ જે હિસા પાડનારો હશે તેણેં પોતે મેળવેલી જે જીંદગી

હશે તેના પણ તેની ઉત્તર-ક્રિયા ન કીધા હોય તો સારૂં, એવું વિશેષ કરીને કહેલું છે. દ્રાવિડ પક્ષના મતપ્રમાણે મિલકતનો બંદોબસ્ત કરવાવિષે છોકરાઓને બાપ જેટલો અખત્યાર છે; કદી બાપને હાલની વખતમાં ઉપભોગ લેવાનો અખત્યાર વધારે છે, તે બાદ કરીને બાકી બાપ તથા છોકરા, એઓ સરખા છે.

બંગાલાનો બાદ કરીને બાકી બધા પક્ષો, કેટલીએક વખતે, હજી પણ વસીઅતનામું કરવાનો અખત્યાર આપતા નથી.

મનુની વખતકરતાં હાલનું ધર્મશાસ્ત્ર બધી વાતોમાં ઝીણી બાબદોની તપાસ વધારે કરે છે. ઘણે ઠેકાણે જમીનોનાં નાના પ્રકારનાં સ્વરૂપો કહેલાં છે, અને જમીનદારી તથા કુળો એઓના એકબીજીસાથેના કેટલાએક સંબંધો પણ મુકરર કીધા છે.

વકીલ કરવાની રજા આપેલી છે, અને જામીનગીરીના ધારા કહેલા છે; તે એવા છે કે સર વિલિયમજોન્સ એણે તેઓની મોહોટી તારીફ કીધી છે.

જુદી જુદી તરેહની પંચાતો કહેલી છે, અને આ કાયદામાં આગળના ધર્મશાસ્ત્રના કેટલાએક અનાડી ભાગો રહેલા છે, તોપણ જે વહિવટની રીતો એમાં કહેલી છે તે ઉપરથી. આ ધારા બાંધનારને આગળના શાસ્ત્રકારો કરતાં તેઓ વિષે વધારે અનુભવ હતો; અને એમાં જે લોકોની હાલત વર્ણવેલી છે તે પેહેલી સ્મૃતિના કાળ કરતાં વધારે સુધારેલી થએલી છે, જે ઉપરથી એ કાયદો હાલના જમાનામાં થયો છે એવું ખુલ્લું જોવામાં આવે છે. લેખી કાયદામાં જે સુધારા થયા છે, તેઓને મુળ ધર્મશાસ્ત્રના સંક્ષિપ્ત પાયાની ઉત્કૃષ્ટતાની સાથે સરખાવવા જઈએ તો, તે સુધારા કંઈજ નથી; અને પેહેલાં જેવું હિંદુઓનું શાસ્ત્ર પેહેલી હાલતમાં છતાં એશિયાખણ્ડમાંનાં તેની બરાબરીનાં બીજાં શાસ્ત્રોકરતાં શ્રેષ્ઠ કેહેવાને લાયક હતું, તે શ્રેષ્ઠપણું હિંદુઓના હાલના શાસ્ત્રને નથી.

આચારમાં ફેરફાર.

લેખી કાયદામાં બિલકુલ ફેરફાર ન થતાં, આચારમાં પુષ્કળ મોહોટા મોહોટા ફેરફારો સુગાપણે થયા છે. એનો દાખલો:—લગ્નના આઠ પ્રકારે હજીસુધી શાસ્ત્રપ્રમાણે બરાબર છે; પણ તેઓમાંથી જે એક પ્રકાર સત્સદ્વિચારબુદ્ધિને તથા બીજા લોકોના

આચારને વધારે મળતો આવે છે તેટલો માત્ર વહિવટમાં સુરૂ છે.

ફોજદારી કાયદો

ફોજદારી કાયદો એ આગળના જેવોજ હજી પણ કદરૂપો છે, અને (ઘણું કરીને તેજ કારણને લીધે) તે ગેરને પડીને તેને ઠેકાણે વહિવટનો અથવા મનમાં ઉપજેલી ખુશીનો એવો એક જાતનો કાયદો ચાલુ છે.

ધારાપ્રમાણે ઇનસાફ કરવાને માટે મનુની વખતે જે ઇનસાફની કાયમ કોરટો ઠેરવેલી હતી, તથા જેઓના આચારવિષે તેની પછવાડેના ગ્રંથકારોએ વર્ણન કીધું છે, તેપ્રમાણે કોઈપણ હિંદુ સરકાર ચાલતી નથી. હાલમાં તે શાસ્ત્રે ઠેરવેલા ન્યાય કરનારની જગામાં રાજા ઘણું કરીને દરબારી મહેરબાનીના સબબથી પોતાની મરજીપ્રમાણે ઇનસાફ* કરનારા નીમે છે; અને ઘણું કરીને જે કોઈ દરબારમાં મદદ આપનારો હોય, તેની મતલબ પાર પડે એવા તે લોકો હોય છે. આગળની કોરટોને ઠેકાણે હાલ મરજીથી કરનારા લોકોની મંડળીઓ થએલી છે; તેઓને પંચાતો કહે છે, ક્યારે ક્યારે તેઓ સરકારના હુકમથી કામ કરે છે, અને ક્યારે ક્યારે વાદીપ્રતિવાદીઓના ફક્ત કબુલપણાથી કજીઆ મટાડે છે. પંચાતો વિષે સરકારની બેદરકારી છે, તોપણ મનુએ લેણદારને દેણદારઉપર જે સત્તા આપી છે તે હજીસુધી ચાલે છે, તેથી, જે પુરૂષ પૈસો નહીં આપતો હશે તેને પોતાની ઉપરના હક્કનો તપાસ કરવાવિષે કબુલ થવાનો હેતુ ઉત્પન્ન થાય છે, અને એ કારણથી હજીસુધી આ પંચાતોની જગા માતબરી રહેલી છે.

બધી વાતોનો વિચાર કરી જોતાં, જે છેક પ્રાચીન કાળવિષે આપણે ખચિત જાણીએ છીએ, તેના કરતાં હાલ હિંદુઓના રાજ્યોમાં દિવાની ઇનસાફ ઘણો ખરાબ થાય છે એમાં કંઈ શક નથી.

દેશરિવાજ

મનુમાહેલા નિયમોમાં જે પાછળથી ફેરફારો થયા છે તેઓશિવાય ઘણા દેશોની ચાલો હાલ નજરમાં આવે છે, તેઓવિષે મનુમાં કંઈ લખેલું નથી. તેમાંની ઘણું કરીને બધી હલકીઓ છે; પરંતુ કેટલીએક, જે બાબતો પેહેલા દરજ્જાની છે, તેઓસંબંધી છે. ઘણું કરીને આવા

ફેરફારો જ્યાંહાં હાલમાં ચાલુ છે, ત્યાંહાં, જ્યારે મનુસ્મૃતિ આધ બ્રાહ્મણોનો અધિકાર એઓની શુરૂઆત થઈ ન હતી, તેની ર ગાઉ તે તે પ્રદેશોમાં આગળના લોકોના જે કાયદા હતા તેમાં તે ચાલો ઘણું કરીને બાકી રહેલી છે. આ પ્રકારનો કદાચિ ઘણો અજાએબ દાખલો મલબાર પ્રાન્તમાંના નાયર લોકો નજરે આવે છે; તે એવો કે તેઓમા પરણેલી સ્ત્રીને પોતા જાતના અથવા પોતાના કરતાં ઉચી જાતના બધા પુરૂષોની સાથે મનમા આવે તેવો, વહેવાર કરવાને તહીંના શાસ્ત્રની છૂટ છે અને એવી રીતે પેદા થએલી જે ઓલાદ, તે કોની, એનો નિ શ્ચય થતો નથી, માટે કોઈ પુરૂષની બહેનનાં જે છોકરાં હશે તેના વારસદારો થાય છે, તેના પોતાના હશે તોપણ તેઓ વારસ થતા નથી.

---

# પ્રકરણ ચોથું.

## ધર્મની હાલની સ્થિતિ.

મનુસ્મૃતિપછી થએલાફેરફારો

મનુસ્મૃતિપછી ધર્મમાં જે મુખ્ય ફેરફારો થય છે તે આપ્રમાણેઃ—

(૧) દેવનેશ્વરમત ઉપરથી લોકોનું દિલ ઉઠી ગયું છે.

(૨) કેટલાએક દેવોને લોકોએ છોડી દીધા છે અને બીજા દેવો દાખલ કીધા છે.

(૩) ઈશ્વર એવા માનેલા માણસોની ભક્તિ કરવા લાગ્યા છે.

(૪) તરેહ તરેહના પંથો શુરૂ થયા છે, અથવા નિદાન પક્ષો તેઓનો વધારો થયો છે; અને એક દેવનું મોહોટપણું વર્ણવીને બીજાઓનું હલકાપણું વર્ણવવાની રીત ચાલુ થઈ છે.

(૫) સમાધિ, સંસ્કારો કરવા અથવા પગેપગાથી ફેરો કરવાં, એઓ કરતાં કોઈપણ એક દેવની ભક્તિ કીધાથી વધારે પુણ્ય-લાગે છે એવું મત શુરૂ થયું છે.

(૬) વેદો મુકીને નવું કર્મકાણ્ડ શુરૂ થયું છે, અને ગોસાંઈલોકોના પંથોને ધર્મની બાબતોમા માન વધ્યુ છે.

હાલ હિંદુધર્મ કેવો છે તેનું વર્ણન કર્યાથી તેમાં આ ફેરફારનું સ્વરૂપ જણાઈ આવશે, અને અહીંના લોકોના સાધારણ વ્યવહારો સમજવાને પણ તે વર્ણન જરૂરનું છે.

ધર્મ, એ જેવો હિંદુસ્થાનમાં સર્વકાળ આપણા જોવામાં આવે છે, તેવો બીજા કોઈપણ દેશમાં નથી. પ્રત્યેક શેહેરમાં નાના પ્રકારનાં દેવાલયો હોય છે, તેમાંના કેટલાંએકોમાં ફક્ત મુર્તિ રેહેવા જેટલું સિંહાસન માત્ર હોય છે; પરંતુ બીજાં કેટલાંએક મોહોટાં દેવાલયો હોય છે, તેઓને ઊંચા કળશ, વિસ્તિર્ણ સભામંડપ, તથા સ્તંભાવલિ, એવાં હોય છે. આ બધાં દેવાલયોમાં મુર્તિને હારો ચઢાવવાસારૂ, અથવા ફળફુલો અર્પણ કરવાસારૂ, ભક્તો હમેશાં જતા હોય છે. ઘણુંકરીને બધાં શેહેરો નદીઓના અથવા તલાવોના કિનારા ઉપર બાંધેલાંછે; અને ઘણે ઠેકાણે આવી નદીઓના અથવા તલાવોના કીનારામાં પાણીસુધી પોંહોંચે એવા મોહોટા અદ્ભુત આરા બાંધેલા છે. તે આરાઓઉપર સવારને પોહોરે, સ્નાન કરનારા લોકોનાં, તથા પ્રવાહમાં ઉભા રહીને સંધ્યા કરનારાઓના એવાં જુથો ભરેલાં હોય છે. દિવસે, બાયડીઓ કંઈપિણ દેવ આગળ મુકવા સારૂ, ટોળાં ને ટોળાં દેવળે જતાં હોય છે; ત્યારે તેઓનાં ગીતોએ અથવા તેઓના સુંદર રૂપો તથા ભરગચ્ચી પોષકો એઓએ મન ખેંચાય છે.

બ્રાહ્મણો તથા બીજાલોકો, એઓના પણ મેળા એવાજ જતા હોય છે, અને તાસાંવાજીંત્રો લેઇને કેટલાએક તેહેવારોની ક્રિયા કરવાસારૂ વારંવાર ઘણા લોકો સમારંભે જતા હોય છે. તેઓ રથઉપર બેસાડેલી મુર્તિ લેઈ જાય છે; તથા તેવાંજ દેવાલયો, રથો, તથા બીજા પદાર્થો, એઓનાં ચિત્રો, એ પણ સાથે લેછે: એ ચીજો સસ્તા તથા હલકા સામાનની હોય છે, તથાપિ તે કુશલતાએ તથા તેમાનો મર્મ સમજીને કરેલી હોય છે. તે બાહારથી જોઇએ તો મોજની તથા લખલખિત દેખાય છે.

શેહેરોથી થોડા છેટાઉપર જ્યાહાં માણસોની વસ્તી હોય છે, ત્યાંહાં હમેશાં દેવાલયો હોય છે: અને નદીઓના કિનારાઓ ઉપર, અથવા ભર જંગલની વચમાં, અથવા પર્વતોના શિખરો ઉપર, તે વારંવાર મળે છે. અતિશય વિક્રાળ જંગલમાં પણ એકાદા પથરા ઉપર સિંદૂર ચોપડેલું, તથા તેની ઉપર જે ઝાડ હશે

તે ઉપર એક હાર લટકાવેલો, તથા તે ઝાડની શાખાઓમાં એક નાહાનું મરચું નિશાન ચડાવેલું, એવું હોય એટલે તે જગો પવિત્ર છે એવું પંથીઓએ સમજવું.

રસ્તે જતા હોઈએ તો, યાત્રાળુ તથા વેરાગી વિગેરે ધર્મને બાહાને ભિખ-માગનારા લોકો, એઓના મેળા વારંવાર મળે છે. વેરાગીઓ ફલાણા પંથના છે એવું તેઓના પોશાક ઉપરથી જણાઈ આવે છે, અને જેઓ યાત્રાળુ હોય છે, તેઓ જે દેવની યાત્રાએ જતા હોય છે તેની કંઈ પણ નિશાની પાસે રાખે છે, અને જ્યાંહાં જ્યાંહાં તેઓને બીજા પંથીઓ મળે છે, ત્યાંહાં ત્યાંહાં તેઓ તેને નામે બુમ મારે છે, તેઉપરથી તેઓ ઓળખાઈ આવે છે. આખા વર્ષમાં જે ઘણા તેહેવારના દિવસો આવે છે, તે દિવસોએ એતદ્દેશીય રાજાઓ મોહોટા ઠાઠ તથા આરંભ કરીને ઊછાહ કરે છે; ધનવાન્ લોકોને પોતાના વૈભવનો ભપકો દેખાડવાને તક મળે છે, અને કમી પદવીના લોકોમાં પણ કંઈ થોડો ઘણો સમારંભ તથા શોભા, એઓ તે કારણે થાય છે

હવે, જુદા જુદા દેવોના પવિત્ર દિનોમાં જે વારંવાર યાત્રાઓ ઠરેલિઓ છે, તે ઘણું કરીને ગરીબ લોકોને માટે છે. તે લોકો તે યાત્રાઓને અર્થે દૂરથીપણ મોહોટી ખુશીથી આવે છે.

આ પ્રકારે જે ધર્મ આટલા ચમત્કારિક રૂપે આપણી નજરે પડેછે, તેથકી તે બધા સમારંભો પેદા થાયછે; તે બધાઓમાં ખરેખરૂં જોતાં તે હોતો નથી. એવું છે, તોપણ આ ધર્મનું લોકો ઉપર પ્રચંડ વજન છે, અને જ્યારે આ ધર્મની પ્રથમ સ્થાપના થઈ ત્યારથી આ આજદમાં તેનું માન ઘણું કરીને જરાપણ કમી થયું નથી, તથા થયું હોય તો છેકજ થોડું થયું છે.

હાલમા જે પદાર્થોઉપર લોકોની ભક્તિ છે, તે પદાર્થો પેહેલાંના નથી; પેહેલાં બીજાઓ ઉપર ભક્તિ હતી.

કેવલેશ્વરમત એજ ખરૂં એમ વેદોમાં જે પ્રતિપાદન કર્યું છે, તથા જેમા બાકી બીજે પ્રકારનો સમાવેશ કર્યો છે, તે જઈને તેની જગાએ નકારૂં અનેકેશ્વરી મત તથા મુર્તિપૂજા, એઓ આવેલ પેઠાં છે. આગળનું મત લોકોના ધ્યાનમાંથી છેકજ જતું રહ્યું એવું કહીંપણ થયું નથી, તોપણ તત્વવેત્તાઓ અને

ઈશ્વરી વિદ્યોપદેશકો એઓ બાદ કરીને, બાકી કોઈની બુદ્ધિ આવિષે પાકી નથી.

પંચમહાભુતો તથા આ જગતમાંની પેદા કીધેલી શક્તિઓ એઓની ભક્તિ કરવી એના કરતા વેદોના માર્ગે ચાલનારાઓની સમજ વધારે થઈ હતી, અને તેઓને ઈશ્વરનું ખરેખરૂં સ્વરૂપ સમજાયું હતુ અને પોતાના મતો ફેલાવવામાટે તેઓ ઉમેદવાર હતા, તોપણ તેઓએ લોકોની ભક્તિને કંઈ ધક્કો દીધો નહીં, અને જે આગળના સ્થાપેલા દેવો હતા તે ખરા દેવનાં જુદા જુદા સ્વરૂપો અને નિશાનિઓ છે એવુ કહીને તેઓએ તેઓની પૂજા કરવાને પરવાનગી આપી હતી. એવું કરવાનું કારણ એમ જણાય છે કે પેહેડી દરપેહેડીના આચાર્યોએ જે આ લોકોની અજાએબ ભક્તિ, તેણેકરીને તેઓ તેમ ચાલવાને તૈયાર થયા હશે, અથવા બ્રાહ્મણોના ફાયદા તરફ નજર આપીને તેઓ તેવા થયા હશે, (કારણ કે અતિશય સુધરેલો પણ બ્રાહ્મણ એવી સ્વાર્થિ બુદ્ધિથી છૂટો એનો માહારી નજરમા આવતો નથી). એટનું પણ કરીને તેઓએ ખરા ઈશ્વરનુ એકપણ દેવળ બાંધ્યુ નથી, તથા તેની પ્રાર્થના કરવાની ચાલ સુરૂ કીધી નથી. હવે, મુળે માણસની બુદ્ધિ દુબળી છે, માટે એવી બુદ્ધિથી જેવો સેહેજ પરિણામ થવો જોઈએ, તેવોજ થયો,–તેઓના ધર્મમાનાં જે વધારે ગુપ્ત તથા ગભીર પ્રકરણો, તેઓનાકરતા જેઓ બાહાર જોવામા સમજવા જેવા ઉઘાડા હતાં, તેઓ વધારે જોરાવર થયા. ઘણા દેવોની ભક્તિ કરવાનો જે પ્રાચીન રેવાજ તે તેમજ રહ્યો તથા તેમા આગળના કરતા દેવ એવા માનેલા વીરોનો વધારે પ્રવેશ થયો, તેથી વધારે ખરાબી થઈ; એ વીરો જે દેવોથકી ઉત્પન્ન થયા એવું માને છે, તે દેવોનેપણ એઓએ રદ પાડ્યા છે.

ઉપર કહેલા નવા ધર્મના જે પુસ્તકો છે તે એઓને પુરાણો કેહેછે. એ પુરાણો અઢાર છે; પુરાણો અને તે પુરાણોમાના પર્યાપ્રમાણે ચાલનારા લોકોનું એવુ મત છે કે જે વ્યાસે વેદોની રચના કીધી, તેણે તે કીધા; તથાપિ વાસ્તવિક જોવા જતા, ખ્રિસ્તી શકના આઠમા તથા સોળમા સૈકાની વચમા આ બધા પુરાણો જુદાજુદા ગ્રંથકારોએ કીધા છે, મગ્રુ કેટલેક ઠેકાણે તેમા લખેલી બાબતો માત્ર

છે; એ પ્રમાણે આટલા દેવોને માત્ર બધા લોકો માને છે; તે દેવો આ પ્રમાણે:—

૧. બ્રહ્મા, એટલે પેદા કરનારી શક્તિ.
૨. વિષ્ણુ, એટલે સંરક્ષક શક્તિ.
૩. શિવ, એટલે સંહારક શક્તિ.
૪. સરસ્વતી.
૫. લક્ષ્મી.
૬. પાર્વતી, એને દેવી, ભવાની, તથા દુર્ગા, એપણ નામો છે. આ ઉપર કહેલી ત્રણ દેવતાઓ, પેહેલા ત્રણ દેવોની સ્ત્રિઓ એવું દન્તકથાઓ ઉપરથી માનેલું છે. પરંતુ તત્ત્વવિચારરીતે ત્રિગુણાત્મક ઈશ્વરનાં જે ત્રણ રૂપો તે પ્રગટ કરવાને આ કારણ શક્તિઓ છે, એવું માન્યું છે.
૭. ઈન્દ્ર, વાતાવરણ તથા સ્વર્ગ, એઓનું દૈવત.
૮. વરુણ, પાણીનું દૈવત.
૯. પવન, વાયુનું દૈવત.
૧૦. અગ્નિ, આગનું દૈવત.
૧૧. યમ, નરકલોકનું દૈવત, તથા મુએલાંઓનો ન્યાય કરનારો.
૧૨. કુબેર, દ્રવ્યનું દૈવત.
૧૩. કાર્તિકેય, યુદ્ધનું દૈવત.
૧૪. કામ, પ્રીતીનું દૈવત.
૧૫. સૂર્ય, રવી.
૧૬. સોમ, ચન્દ્ર.
૧૭. ગણેશ, એ બધા સંકટોનો હર્તા છે, માટે બધા ઘરોના દરવાજાઉપર એ પેહેલો હોય છે, અને બધાં કામોનો આરંભ કરવાની વખતે એને યાદ કરે છે.

એઓશિવાય નવગ્રહ તથા ઘણી પવિત્ર નદીઓ એઓપણ દૈવતો છે; તેઓમાંથી મુખ્યત્વેકરીને ગંગા, એને દેવીનું રૂપ ધારીને એની બધાપ્રકારની પૂજા કરે છે, અને એને માન આપે છે.

ઉપર કહેલા દેવોમાંથી પેહેલા ત્રણ, બ્રહ્મા, વિષ્ણુ, તથા શિવ, એઓ મળીને હિંદુઓનું પ્રખ્યાત ત્રિગુણાત્મક દૈવત બન્યું છે. એ બધાઓનાં રૂપો સારી રીતે નજરમા આવવા જેવાં જુદા

જુદાં છે, અને એ ત્રણે મળીને એક, એવો જે તર્ક છે, તે, તપાસી જોતાં, બધાં દૈવતો એ કેવળ એક પરમેશ્વરનાં જુદાં જુદાં રૂપો છે એવો જે ખરા હિંદુ લોકોનો સાધારણ સિદ્ધાન્ત તેની સાથે મળતો આવે છે.

કોઈએક વખતે બ્રહ્મદેવનું વધારે માન હતું એવું જણાય છે, અને ત્રણેમાંથી એનેવિષે માત્ર મનુમાં લખેલું છે, તોપણ એની પૂજા ક્યારેપણ ઘણી થતી ન હતી. અને બધા હિંદુસ્થાનમાં તેનું હાલમા એકજ દેવાલય છે. દરરોજની સંધ્યામાં એનું સ્તવન કરે છે, પણ તેની જુદી પૂજા કરવાની ચાલ ઘણું કરીને રદ પડી ગઈ છે. તેની સ્ત્રી સરસ્વતી, એ વિદ્યા તથા વાણી એઓની દેવતા છે, તેથી તે લોકોના ધ્યાનમાંથી એવી રીતે છેકજ ગએલી નથી.

વિષ્ણુ તથા શિવ એઓની વાત એનાકરતાં તમામ જુદી છે. તેઓ તથા તેઓના અવતારો એઓનેજ હાલ હિંદુલોકો માને છે. આ બેઉમાંથી પ્રત્યેકનું મોહોટપણું વધારવાને અસંખ્ય ભક્તો ઉમેદવાર થયા છે, અને કેટલાએક લોકોએ એઓમાંથી એક દેવવિષેનું મત પકડીને મોહોટા પંથો કર્યા છે, તેમાંના પ્રત્યેક પંથમાના લોકો પોતપોતાના દેવનું ઈશ્વરપણું ઠેરવે છે, અને તેના સામેવાળાને દેવોમાંથી છેકજ કાહાડી નાખે છે.

શિવ.

શિવવિષે પુરાણોમાં વર્ણન કીધું છે. તે આ પ્રમાણે;—"ભૂતપ્રેતપિશાચ એઓની સાથે, મસ્ત, નાગો, જટા અવ્યવસ્થિત થએલી, ચિતાભસ્મ ચોપડેલો, માણસની ખોપરીઓ તથા હાડકાં એઓનાં ઘરેણાં ઘાલેલો, કેટલીક વાર હસે છે તથા કેટલીક વાર રડે છે, એવો તે ભટકતો ફરે છે." જે શિવનાં ચિત્રો હમેશાં નજરે પડે છે, તે આ દુઃખભરેલા વર્ણન પ્રમાણેજ હોય છે; તે શિવાય તેઓમાં શિવને ત્રણ આંખો હોય છે, અને એક હાથમાં ત્રિશૂળ હોય છે: વૈરાગીપ્રમાણે તેના માથાના વાળોની જટાઓ બાંધેલી હોય છે અને તે મોહોટો ઊંડો વિચાર કરવા બેઠેલો છે એવું દેખાડેલું હોય છે. શિવવિષે જે દન્તકથાઓ કહેલી છે તેઓનીસાથે આ બેઉ વાત મળતી આવે છે. તે કથાઓમાં, શિવ, એ હમેશાં સમાધિમાં ગરકૂલ હોય છે, તથા તે તે હાલતમાં છતાં જેઓ

બેઅદબી કરીને તેને સતાવે છે તેઓને તે પોતાની આંખોના તેજથી ભસ્મ કરી નાખે છે એવું તેનું વર્ણન કર્યું છે. હવે શિવનું સ્વરૂપ સંહાર કરનારનું છે, માટે તેની સાથે આ વર્ણનો સારીપેઠે મળતાં આવે છે, પણ તેના જે સ્વરૂપની હાલ પૂજા કરે છે તે કેવળ જુદું છે, અને સંહાર એટલે ફરીથી પેદા કરવું એવું તે સ્વરૂપઉપરથી દેખાડવાની મતલબ છે એવું જણાય છે.

પશ્ચિમતરફના પ્રાચીન કાળના લોકોએ ઉત્પન્ન કરનાર જે ઇશ્વરી તત્ત્વ તેનીજ નિશાની વહિવટમા આણી હતી, તેજ પ્રમાણે એની પણ મતલબ છે. પણ જોવા જઇએ તો, શિવ એટલે એક પથરનું ઠીંગણું લિંગ હોય છે. તે શિવના બધા દેવાલયોમા મૂર્તિને બદલે હોય છે, પણ તે જોઇને તેના મૂળ અર્થવિષે લોકોના મનમા કંઈ આવતું નથી. શિવને લોહીના બળી આપે છે, પણ હાલની વખતમા તેના પંથમાના બ્રાહ્મણો એવું કરવું તોડી પાડે છે. દર વર્ષે નીમેલા દિવસે શિવ તથા તેની સ્ત્રી એમને અર્થે ઘણા લોકો પોતાના શરીરને પોતેજ ઈજા કરી લેછે. એવા પ્રસંગોમા કેટલાક લોકો પોતાના હાથપગોમા છરા ખોસી લેછે, તથા જીભમા છરીઆ ખોસે છે, અને તે જખમોમા તલવારો, તીરો, તથા જીવતા સાપો, પણ ઘાલીને મોહોટા જોરથી ફરે છે, બીજા કેટલાએકની પીઠમા આંકડા ખોસીને તેઓને એક થાંભલી ઉપર ચઢાવીને ચકરચકર ફેરવે છે તે એટલા ઉંચાણ ઉપર ચઢાવે છે કે, જો તેઓની ચામડી ફાટે, તો તેઓના જીવનો ખચિત નુકસાન પોહોચે.

શિવના વિશેષણો ઉપરથી તેનું હિત માણસોના કારભારમા છે એવું જણાતું નથી, અને હાલના હિંદુઓના મતપ્રમાણે જે પરમેશ્વરના અંશ થકી બધું જગત પેદા થયું છે તે તેના કારભારમા મુદ્દલ હાથ ઘાલતો નથી, અને આ જગતનો [illegible] ઘણા દેવઉપર વધારે કરીને નાખ્યો છે એવો દેવ મૂળે છેજ નહીં; પણ આ બાબતમા સાધારણ લોકોનું જે મત છે તે તેઓના ગુરૂઓના મતકરતા વધારે પસંદ કરવા લાયક છે. તે સાધારણ લોકો જે દેવની પૂજા કરે છે તેમાજ સર્વેશ્વરપણું છે એવું ધારે છે, અને તેજ દેવ માણસોની કૃતીઓ જોઇને આ લોકમા તથા બીજા

લોકમાં સાગરને બક્ષીસ તથા ભૃગને સજા એવાં આપે છે, એવું તેઓ કેહે છે.

હિમાલયનાં જે અતિ ભવ્ય શિખરો છે, તેઓમાંથી કૈલાસનામે જે એક અતિ ઉચો તથ ફુટેલો એવો શિખરોનો જમાવ છે ત્યાંહાં જે બરફ હમેશાં રેહે છે તેમા શિવની જગા છે એવું કેહે છે.

દેવી એટલે ભવાની

શિવની સ્ત્રી દેવી એટલે ભવાની, એની શિવ પ્રમાણેજ ભક્તિ કરે છે, અને એનુ રૂપ શિવના કરતાં પણ વધારે ભયભરેલુ છે એવું દેખાડેલું છે. એનાં જે વધારે શાન્ત રૂપો છે તે ઘણું કરીને દક્ષિણ-હિંદુસ્થાનમાં જોવામાં આવે છે, તથાપિ તે મુલકમાં પણ એક સુંદર સ્ત્રી વાઘ ઉપર બેઠેલી, અને વિકાળ તથા બિહામણું રૂપ ધારણ કરીને, જે રાક્ષસોને મારવાને વાસ્તે તેણેં અવતારો લીધા તેઓમાંથી કોઈ એકને મારવાનેજ જાય છે, એવી તે નજરે પડે છે; પણ તેનું બીજું ડરામણું રૂપ ક્યારે ક્યારે બચે ઠેકાણેં જોવામાં આવે છે, અને બંગાળામાંના લોકોને તે વધારે વાહાલું છે એવું દેખાય છે. તે સ્વરૂપ જણુ તો, તેની ચામડી, કાળી; મુખની ખુણી, વિકાળ તથા ડરામણી; હોઠોમાથી લોહીના પ્રવાહો ચાલેલા છે, માથે ફરતા સાપો વિટેલા છે; ગળામા રુણ્ડમાળા છે; અને બધી વાતે દેવી કરતાં જીવતી ડાકણની ઉપમા જેને આપવાને યોગ્ય છે એવું તેનું રૂપ છે. તે દેરામા તેનાસંબંધી જે પૂજા વિગેરે ક્રિયાઓ કરે છે, તેપણ તેજ પ્રકારની હોય છે. પેહેલા તેને માણસોનું બળી આપેલા હતા, અને હાલપણ જે હિંસા તેની સામે કરે છે, તેથી તેને આનંદ થાય છે, એવું લોકોનું મત છે. કલકત્તા પાસે તેનું એક દેરું છે, ત્યાંહા એક મહિનામા, હજારૂ બકરા તથા શિવાય બીજા જનાવરો એટલાનુ તેને બળી આપે છે એવું કેહે છે. વિન્ધ્યવાસિની કરીને એક જગા છે, ત્યાંહાં વિન્ધ્યાદ્રિ પર્વતની હદ્દ ગંગાનો ઓઘ ચાલ્યો છે; તે ઠેકાણેં દેવીની મૂર્તિઆગળનું લોહી કદીપણ સુકાતું નથી, એવી વાતો કેહીને ત્યાહાંના પુજારી લોકો મોહોટો ગર્વ કરતા હતા.

બીજા દેવોની પૂજામા તથા દેવીની પૂજામા બીજી વાતોનો વધારે ભેદ નથી; પરન્તુ કદી કદી આ પૂજાની એક રીત છે

તેને લીધે હિંદુઓના બધા ધર્મને ડાઘ લાગ્યો છે. હું જે પ્રકાર કહું છું તે આ પ્રમાણે,— કેટલાએક લોકો દેવીની છુપી પૂજા કરતા હોય છે; તથા તેઓવિષે પાદરીલોકોએ વારંવાર વર્ણન કર્યું છે, અને આવી વાતો પોતાનામાં નથી, એવું કેહેવાને કોઈપણ આગળ આવ્યો નથી. દેવીઉપાસકોમાં વામમાર્ગી એટલે ડાબા હાથને રસ્તે જનારા એવા એક મતના લોકો છે. તેઓ મુખ્યત્વે કરીને બ્રાહ્મણો હોય છે. (પરંતુ હમેશાં બ્રાહ્મણોજ હોતા નથી, કારણ આ પંથમાં જાતિભેદ નહીં ગણ્યો થાય છે,) તે લોકોની મંડળીઓ મળે છે, તેઓમાં પુરૂષો તથા સ્ત્રીઓ એ બન્ને હોય છે. એ લોકો માંસ તથા ગળેલા દારૂઓ એઓની મેજબાનીઓ કરવામાટે અને અતિશય વ્યભિચાર કરવાને વાસ્તે એકઠા થાય છે. હવે, આ બધું કામ મૂળેજ કાળા ભરેલું છે; તેમાં પણ આ લોકો ધર્મનું માહાત્મ્ય કરીને તેની છાયા નીચે એવાં કામો કરે છે, તેનેલીધે તે બમણા કઠારા ભરેલા થાય છે, પણ આ વાત કોઈકજ વખત થાય છે, અને જ્યાંહાં થાય છે ત્યાંહાં અતિશય છુપી રીતે કરે છે. જે પંથના લોકો આ વાત ચાલતા દે છે, તેઓ, પોતાનો પંથ ફેલાણો એવું લોકોમાં ઘણું કરીને કબૂલ કરતા નથી, અને બધા સારા હિંદુઓ તે પંથમાના લોકોનો ધિક્કાર કરીને તેઓને નીચ માને છે. આ દેવીના ભકતો શિવાય બીજા કેટલીએક જાતના ગોસાંઈઓ છે તેમનો સંબંધ દેવીની ભક્તિ સાથે કંઈ નથી, એવું છતાં પણ તેઓ એવું માને છે કે અમારા ઉપર કાયદાનો હુકમ નથી, અને અમે અમારી ઈચ્છાઓ મનમાને તેવી પૂરી કરી લેઈએ તોપણ અમારા ટાથથી પાપ થતું નથી. આ લોકોના સબબથી હિંદુઓના ધર્મની વધારે અપકીર્તિ થાય છે; અને હિંદુઓની દંતકથાઓનો જે જમાવ છે તેના દરએક ભાગમાં ઠેકાણે ઠેકાણે કામવાસના તથા વિષયાસક્તપણું એઓનો તરંગ ભરેલો છે, આ વાત કોઈથી નાકબૂલ થાય નહીં, પરંતુ આવો પ્રકાર પુસ્તકોમાં તથા ગીતોમાં તથા દેવળોમાં અને તેહેવારોમાં માન છે, અને તે પુસ્તકો વિગેરે બધી બાબતો દરએક માણસની નજરે પડતીઓ નથી. જો કોઈ પારકો માણસ હિંદુઓમાં વરસોના વરસો રેહેશે અને તેઓની ધર્મસબંધી ક્રિયાઓ તથા ખાનગી મંડળીઓ જોતો

હશે, તોપણ તેની નજરે કંઈ ખરાબ વાત પડવાની નથી. સ્ત્રી-પુરૂષોના વેહેવારમાં કેવી આદબ જોઈએ એવિષે જે તેઓના વિચારો છે, તે તમામ મગ્ન થઈ ગએલા છે; તે સાચી સદ-સદ્વિચારબુદ્ધિની સાથે અથવા યુરોપિયન લોકોના વિચારોની સાથે મળતી આવતી નથી.

વિષ્ણુ તથા તેના અવતારો.

હવે હિંદુઓના દેવોની કથા આગળ ચલાવું છું. સુંદર તથા શાન્ત એવો જવાન પુરૂષ, આસ્માની વર્ણનો તથા પ્રાચીન કાળના રાજાઓ ગરખો પેહેરાવ કીધેલો, એવું વિષ્ણુનું રૂપ વર્ણન કરે છે. તેના દશ મુખ્ય અવતારો થયા, તેઓના રૂપોપણ ચિતારાઓ કાહાડે છે. તે અવતારો હવે હું કહું છું, એટલે હિંદુઓની કલ્પનાનો ઓઘ કેવો વેહે છે તે પુરી રીતે માલમ પડી આવશે.

જળપ્રલયમાં એક રાક્ષસ વેદો લેઈ ગયો હતો, તે પાછા લાવવાને પેહેલો મત્સ્ય અવતાર થયો, બીજા અવતારમાં કાચબો થઈને મેરૂપર્વત પીઠ ઉપર રાખ્યો એવી એક મોહોટી નાગીચી દંતકથા છે. ત્રીજું ધરતી રસાતલ ગઈ હતી તે વરાહ એટલે જંગલી ડુક્કરનો અવતાર લેઈને તે પોતાની ડાહાડ ઉપર ઉચકી રાખી હતી. ચોથો અવતાર માણસને કંઈ મિઠાશ લાગે એવો છે. તેની વિગત:—એક પાખંડી જુલમી રાજા, પોતાનો છોકરો વિષ્ણુની ભક્તિ કરતો માટે તેને મારવાને તૈયાર થયો હતો; જ્યારે તેની તથા તેના છોકરાની છેલ્લી મુલાકાત થઈ, ત્યારે તે છોકરાનું જે પૂજનું દેવ વિષ્ણુ તેની સર્વવ્યાપકતાની નિંદા કરવામાટે જે દીવાનખાનામાં તેઓ બેઠા હતા ત્યાંહાંના એક થાંભલાતરફ આંગળી કરીને તેને પૂછ્યું, એમાં તે તારો દેવ છે? તે છોકરાએ ઉત્તર આપ્યો કે, છે. ત્યારે તે બાપ ગુસ્સે થયો, અને હવે તેનો શિરચ્છેદ કરવાનો હુકમ આપનાર, એટલામાં, વિષ્ણુ, મનુષ્યનું શરીર અને માથું તથા પંજા સિંહના, એવી રીતે તે થાંભલો ફાડીને બાહાર આવ્યા અને તેણે તે રાજાને ફાડી નાખ્યો. પંચમા અવતારનું કારણ એવું થયું—યજ્ઞોના તથા તપના જોરે એક રાજાએ બળવાન થઈને દેવોપાસેથી પૃથ્વી તથા સમુદ્ર એઓ લીધાં, અને ઠીંગણા વેશે તેને સ્વર્ગે મળનાર

માટે તે યજ્ઞ પૂરો થવાની બિહીકમાં દેવો રહ્યા હતા; તે વખતે વિષ્ણુ, વામન રૂપી બ્રાહ્મણ થઈને ત્યાંહાં આવ્યો, અને તેણેં ત્રણ પગલાં જમીનની ભિક્ષા માગી. તે રાજાએ તેની ઠિંગણી મૂર્તિ જોઈને હશીને તેણે માગેલું દાન આપ્યું; ત્યારે વિષ્ણુએ પેહેલે પગલે પૃથ્વી ઓળંગી; બીજે પગલે, સાગર ઓળંગ્યો; પછી ત્રીજું પગલું મુકવાને જગા રહી નહીં, ત્યારે તે રાજાએ પાતાળલોકમાં જવાનું કબૂલ કર્યા ઉપરથી તેને તેના વચનમાંથી છોડાવ્યો. છઠ્ઠો અવતાર પરશુરામ, આ બ્રાહ્મણવીર હતો; એણેં ક્ષત્રિયોસાથે યુદ્ધ કરીને તેઓની બધી જાતનો સમૂળ નાશ કર્યો. રામ, એ સાતમો અવતાર થયો. આઠમો અવતાર બલરામ, એ વીરે રાક્ષસોથકી પૃથ્વીનું સંરક્ષણ કર્યું. નવમો અવતાર બુદ્ધ; આ આવતારમાં વિષ્ણુએ, દેવોના શત્રુઓને ઠગવા સારૂ એ રૂપ ધરીને ખોટા ધર્મનો ઉપદેશ કર્યો; આ ઉપરથી બૌદ્ધ ધર્મઉપર એઓની નજર ખોટી છે એમ જણાય છે, કારણ તેઓના અને બ્રાહ્મણોના ધર્મનો દ્વેષ છે એવું પ્રસિદ્ધ છે. દસમો અવતાર અજુ થવાનો છે. હવે રામ તથા કૃષ્ણ, એઓ જે વિષ્ણુના અવતારો થયા, તેઓએ કરીને બીજા અવતારો ઢંકાઈ ગયા છે; તેઓએ, પોતાનું જે મૂળ કારણ વિષ્ણુ, તેને રદ્દ પાડીને પ્રાચીન કાળમાં જે પંચમહાભૂતોની દેવતાઓ અને શિવ, સૂર્ય, તથા ગણેશ, એઓ બાદ કરીને બાકીના ઘણુંકરીને બધા દેવો એઓની પણ પુજા રદ્દ પાડી નાખી છે;—આ વાત નિદાન ઉત્તરહિંદુસ્થાનમાં તો થઈ છે.

**રામ.**

આપ્રમાણેં જે રામને તેના ભક્તોએ પોતાના ભોળા ભાવે વિષ્ણુની બરાબરીમાં આણ્યો છે, તે રામ અયોધ્યાનો રાજા હતો, અને હિંદુઓની દન્તકથાઓમાં જેઓનાં વર્ણનો છે તેઓમાંથી રામે જે કામો કીધાં તેટલાંનુંજ સ્વરૂપ થોડું ઘણું ઇતિહાસ જેવું છે. પ્રથમ તેને બાપનું રાજ્ય ન મળતા તેણેં વનમાં એકાન્ત તપશ્ચર્યામાં ઘણાં વર્ષો કાહાડ્યા એવું કેહે છે. તેની રાણી સીતાને રાવણ નામે રાક્ષસ લેઈને નાશી ગયો, તેને માટે તે દક્ષિણમાં ફોજ લેઇને આવ્યો, અને રાવણ, એ સિંહલદ્વીપનો રાજા હતો તે બેટમાં જઇને તેનો પરાજય કરીને સીતાને પાછી આણી. તે સવારીમાં તેની મદદે

વાનરાઓની ફોજ હતી. તેઓનો સરદાર હનુમાન હતો. તેની મૂર્તિ વારંવાર દેવાલયોમાં નજરે પડે છે, અને દક્ષિણમાં રામ કિંવા બીજા કોઈપણ દેવની જેટલી ભક્તિ કરે છે, તેટલી તો જરૂર, હનુમાનની કરે છે. રામનું શેવટ સારૂં થયું નથી; કારણ તેનો ભાઈ લક્ષ્મણ જેણે તેની સાથે બધાં સંકટો તથા જય એઓનો અનુભવ લીધો હતો, તે એના અવિચારે માર્યો ગયો, માટે નિરાશ થઇને એણે નદીમાં ભુસકો માર્યો, અને હિંદુઓના મત પ્રમાણે તે સ્વધામમાં ગયો; એવું થયું તોપણ અદ્યાપિ ઘણુંકરીને બધા લોકો તેની જુદી પૂજા કરે છે, આ ઉપરથી તેની વિભૂતી જુદી રહી છે. રામની જે પ્રતિમાઓ કાહાડેલી હોય છે, તેઓમાં તેનો આકાર સ્વાભાવિક જણાય છે, અને તેની ઘણુંકરીને બધા લોકો ભક્તિ કરે છે. પરંતુ ભક્તોની સંખ્યાવિષે જોવા જઈએ તો એનાકરતા બીજો એક દેવ-

કૃષ્ણ કળા પામેલો મનુષ્ય છે, તેનાઉપર લોકોની જેટલી શ્રદ્ધા છે, તેકરતાં એનાઉપર છેક થોડી છે; તેનું નામ કૃષ્ણ. આ દશ મુખ્ય અવતારોમાં નથી; અને એણે રાજ્યપદઉપર કિંવા લડાઈમાં કરેલાં એવા પરાક્રમો પણ નજરે પડે છે એવુંપણ કંઈ નથી. તેનો જન્મ યમુનાકાંઠે મથુરા નામે શેહેર છે ત્યાંના રાજવંશમા થયો; પરંતુ તેને મારવાને એક જુલમી રાજા ટાપી રહ્યો હતો, માટે પાસેના ગામના એક ગવળીએ તેને સંતાડી રાખીને ઉછેર્યો. આ તેનાં બાળપણના ચરિત્રોવિષે હિંદુઓના મનઉપર વધારેઅસર થઈ ગઈ છે. દુધ ચોરવું, સાપો મારવા, ઇત્યાદિ કૃષ્ણના નાહાનપણના એવા તથા પરાક્રમો, એઓનું વર્ણન કરતા તેઓ કદીપણ કંટાળતા નથી. આ લોકોમા એક પંથ છે, તેમાના લોકો કૃષ્ણને બાળરૂપે ભજે છે, અને તે બધી દુનિયાનો મૂળ કર્તા તથા કારભાર ચલાવનાર એવું માને છે. તેજપ્રમાણે જે સ્ત્રિઓ તેની ભક્ત છે, તેઓ તેના બાળ સ્વરૂપનું તેવાજ પ્રેમે ભજન કરે છે; કારણું કૃષ્ણે નાચાખેલાને, તથા મોરલી વગાડીને પોતાની ભરજુવાનીમાં ગોપીઓમા રમીને, અને પોતાના ગામડામાની ભોળીબેનોના અંતઃકરણો ચોરી લીધાં; એટલુંજ નહીં, પણ

ઉત્તરહિંદુસ્થાનમાંની જે રાજકન્યાઓએ તેની ખુબસુરતી જોઈ હતી, તેઓનાં પણ ચોરી લીધાં.

તે જેમ જેમ મોહોટો થતો ગયો, તેમ તેમ તેણે બીજાં અગણ્ય સાહસો કર્યાં, અને જે જુલમી રાજા તેને મારવાને ધારતો હતો તેને છતીને પોતાનું વંશપરંપરાનું રાજ્ય લીધું; આ પણ તેઓમાં એક પરાક્રમ કર્યું. પછી બાહારના શત્રુઓએ ત્યાહા તેના ઉપર એકસંપી હલ્લો કર્યો. તેઉપર તેણે પોતાનો ખટલો ત્યાહાથી કાહાડીને ગુજરાતમાં દ્વારકા લેઈ ગયો. પછી જ્યારે હસ્તિનાપુરના રાજ્યસારૂ પાણ્ડવોના ભાયાતે જે કોરવો તેઓમાંયે તેઓની લઢાઈ ચાલી, ત્યારે તેમાં એ પાણ્ડવોની તરફનો થયો, દિલ્લીની ઈશાન કોણમાં જ્યાહા ગંગા ઉત્તરહિંદુસ્થાનમાં પ્રવેશ કરે છે, તે ઠેકાણાથી શુમારે વીસ કોશ ઉપર હસ્તિનાપુર હતું. એવું અનુમાન કરે છે.

હિંદુઓમાં "મહાભારત" નામે જે બાહાદુરીની કથાઓ ઉપર કાવ્ય છે, તેમાનો વિષય એ લઢાઈ છે. ખરેખર જોવા જઈએ તો, તે ગ્રંથમાનો મુખ્ય બાહાદુર કૃષ્ણ છે. તે લઢાઈના શેવટે પાણ્ડવોની જીત થઈ, અને કૃષ્ણ ગુજરાતમાં પોતાની રાજધાનીએ આવ્યો. પછી તેની પણ આખરી પડતી થઈ, કારણ થોડી મુદતમાં તેના રાજ્યમાં અંદરના અંદર કજીઆ સળગીને તેને એક પારધીએ જંગલમાં ભુલથી બાણ માર્યું તેથી તે મરણ પામ્યો.

સર્વ દેવતાઓમાં હિંદુઓને કૃષ્ણ અતિ વાહાલો લાગે છે. જે લોકો બાકીના દેવોને છોડીને વિષ્ણુનેજ ભજનારા છે, તેઓમાંથી એક પંથમાંના છે તે રામને માત્ર ભજે છે. આ પંથમાંના લોકો ઘણા પ્રખ્યાત છે, કારણ વૈરાગીઓમાંના ઘણા લોકો આ પંથના હોય છે, તથા મોહોટી હિમ્મતે ધર્મતત્વોનો શોધ કરનારા એવા પણ કેટલાએક તેઓમાં છે; એવું છતાં પણ વૈષ્ણવોનો જે બીજો એક ભાગ કૃષ્ણભક્તિને વળગે તો છે, તેનીસાથે સરખાવી જોતાં રામના પંથમાંના લોકોની સંખ્યા, તથા તેના પંથીઓ ઉપરનો લોકોનો પ્યાર એ કંઈજ નથી.

બધા દોલતવાન તથા એશઆરામી લોકો, ઘણું કરીને બધી

સ્ત્રિઓ, અને હિંદુસ્થાનમાંના બધા દરજ્જામાંના લોકોમાંથી ઘણે હિસે લોકો, એઓ બધા કૃષ્ણના પંથમાં છે.

કૃષ્ણના ભક્તોમાંના ઘણું કરીને બધાઓનું મત એવું છે, કે કૃષ્ણ એ વિષ્ણુનો અવતાર નથી, તે પોતે વિષ્ણુજ છે, અને આ દુનિઆનો અનાદ્યંત[અ] તથા સ્વયંભૂ[બ] પેદા કરનાર છે.

આ પ્રમાણે વિષ્ણુના મુખ્ય અવતારો છે; પરંતુ તેના બીજા અસંખ્ય અંશાવતારો ગ્રંથોમાં કહ્યા છે, અને તેઓશિવાય કેટલાંએક ઠેકાણાંના સાધુઓ અથવા વીરો એઓને તેઓના સંપ્રદાયી લોકોએ પોતાની મરજીએ ઈશ્વર બનાવ્યા છે, અને તેઓના સ્વરૂપે પણ વિષ્ણુ આવ્યો છે એવું માનીને, તેના અવતારોની સંખ્યા તેઓ વધારે ફુલાવે છે.

એજપ્રમાણે બીજા દેવોની પણ હાલત થઈ છે; ખંડોબા, નામે જે મરાઠા લોકોનો ગામદેવ છે, તથા જેની મૂર્તિ એક હથિઆરબંદ સવારની હોય છે, તે શિવનો અવતાર છે; અને પૂણા પાસે ચિંચવડ નામના ગામમાં એક બ્રાહ્મણનું કુટુંબ છે,[૧] તેમાંનો એક પુરૂષ વંશપરંપરાએ દેવ હોય છે. એ તેઓનું દેવપણું તેઓને ગણપતીના અવતારથકી પ્રાપ્ત થયું છે, એવું કેહેછે.

આશિવાય ગામગામોતરોમાં પણ ગામદેવો હોય છે; તે ઘણે ઠેકાણે શિવ, અથવા વિષ્ણુ, અથવા તેઓની શક્તિઓ એઓના અંશો હોય છે. વિષ્ણુના મોહોટા અવતારોની સાથે તથા તેઓમાંથી પણ રામ તથા કૃષ્ણ, એઓની સાથે એઓની સરખાવણી કરી, તો એ સર્વ અવતાર કાઈજ નહીં જેવા થાય છે.

વિષ્ણુની સ્ત્રી લક્ષ્મી; તેને દેવાલય નથી, પરંતુ સમૃદ્ધિ તથા સંપત્તિ એઓની તે દેવતા છે, એમાટે તેની તત્પરતાએ ભક્તિ કરે છે, અને તેને કદી ભુલી જતાં એમ બનવાનું નથી.

બીજા દેવો. બાકી રહેલા દેવોમાંથી ગણેશ તથા સૂર્ય એઓને વિશેષકરીને પૂજેછે. તે બીજા બધા દેવો કરતાં મોહોટા છે, એવું તેઓના ભક્તો, માને

(અ) જેની શરૂઆત નથી અને આખરી નથી તે. ભા૦ ક૦.
(બ) પોતાની મરજીથી થએલો. ભા૦ ક૦.
(૧) તેઓને દેવ એવું કેહેછે. ભા૦ ક૦.

છે; તથા તેઓનાં દેવળો હોઇને તેઓની નિયમે પૂજા થાય છે. શિવને બાદ કરીને બીજા કોઇપણ દેવકરતાં ગણપતીનાં દેવાલયો દક્ષિણહિંદુસ્થાનમાં વધારે છે. સુરજ, એ રથમાં બેઠેલો છે, તથા તેનું માથુ કિરણોએ વિંટાયલું છે, એવી તેની મૂર્તિઓ હોય છે.

ગણેશ એટલે ગણપતિ; એનો આકાર દુંદાળા માણસસરખો છે, અને તેને હાથીનું માથું છે. ઉપર કહેલાં દેવોશિવાય બાકી રહેલા નવ દેવોમાંથી હાલમાં એકનું પણ દેવળ નથી, પરંતુ પાછલા જમાનામાં ઘણુંકરીને બધાઓનાં હતાં. કેટલાએકોનો વર્ષેદાહાડે તેહેવારનો એક દિવસ આવે છે; તે દિવસે તેઓની મૂર્તિ કરીને પૂજે છે, અને બીજે દિવસે તે નદીઓમાં નાખી દે છે. બીજાઓનો મંધામાં માત્ર ઉચ્ચાર થાય છે. હાલની વખતમાં, ઈંદ્રને લોકો જેટલો માને છે, તેકરતાં પેહેલાં તેનું માન વધારે હતું એમ જણાય છે; તેને સ્વર્ગનો રાજા અને અમરેંદ્ર એમ કેહે છે, અને જેવો યુનાની લોકોમાં જ્યુપિતર હતો તેવો એ હિંદુઓનો દેવ છે એવું, પૂર્વતરફના દેશોવિષેના એક ઘણા હુશિઆર માહિતગારે ઠરાવ્યું હતું; પરંતુ હાલમાં કોઈ એના તરફ વધારે ધ્યાન પોહોચાડતું નથી.

પ્રીતીનો દેવ કામ; તેની પણ એવીજ દશા થઈ છે. હિંદુઓના દેવોમાંથી આ મોહોટો મનોરંજક છે, તથા તેનું સ્વરૂપ જે વર્ણવેલું છે તે યુરોપિયન લોકોની ધારણાને વધારે મળતું આવે છે. આ દેવને હમેશાં જવાની તથા ખુબસુરતી આપેલી છે; અને તે, દેવો તથા માણસો, આ બંનેઉપર પણ પોતાની સત્તા ચલાવે છે. બ્રહ્મા, વિષ્ણુ, અને નહાગ મ્હોડાનો શિવ, એઓપણ એનું ફુલોનુ ધનુષ્ય અને માંજરોથી ભરેલાં એવાં બાણો, એઓએ ઘાયલ થયા છે. પ્રાચીન કાળની કાહાણીઓ, કાવ્યો, તથા નાટકો, એઓમાં એનાં દેવાલયો તથા વનો એઓનો મોહોટો મહિમા છે; પરંતુ હાલમા બીજા નવ દેવોપ્રમાણેજ એના ઉપરથી પણ લોકોનું ધ્યાન ઉઠીને એનું અપમાન કરે છે; બીજું તે નવમાથી પણ યમ એ મુએલાંનો ન્યાય કરે છે, માટે તે સબબથી માત્ર બિહીને લોકો તેને માન આપતા હશે.

આ દેવોમાંથી પ્રત્યેકનો જુદો જુદો લોક છે, અને તેનો ખટલો પણ જુદો છે. એ બધા દેવોના લોકો મોહોટા વિસ્તીર્ણ, તથા સુખના ઠેકાણા છે, અને સર્વેમા સોનું, તથા રત્નો એઓનો લખલખાટ છે.

તે બધાઓમાંથી ઇન્દ્રલોકનું વધારે બારીકીથી વર્ણન કર્યું છે; તેમા રત્નોએ જડેલા સોનાના મંદિરોનો અનમાન તેઓ મુકામ છે, અને શિવાય તેમા પાણીના પ્રવાહો, વનો, વાડીઓ, એઓની ભીડ થઇ ગઇ છે; અસંખ્ય જાતના ફુલો ફુલેલા છે, અને તેની વચ્ચે એક દેવલોકનું ખુશબોદાર ઝાડ છે, તેની ખુશબોએ બધી જગા ભરાઇ ગઇ છે. તેમા, સૂર્યના પ્રકાશકરતા પણ વધારે રોશનીદાર, એવા તેજનો પ્રકાશ પડ્યો છે; અને અપ્સરા તથા ગંધર્વો એઓની ઠઠ થઇ ગઇ છે. ઘણા પ્રકારના ગણ ત્યાહાના રેહેનારાઓની સેવા કરે છે, અને તે રેહેનારાઓ ગાવું નાચવું, વગાડવું અને બધી જાતની રમતો, એઓમાંથી રાતદહાડો સુખ પામે છે.

જુદા જુદા સ્વર્ગલોકોમા ગંધર્વો તથા યક્ષો સારા તથા ન છે; તેઓશિવાય આ સૃષ્ટિના બીજા ભાગોમા હારાબંધગણો નાનાપ્રકારના ભૂતો ફેલાયલા છે.

અસુર એ દેવોના ભાયાતો છે, દેવોએ તેઓનો હિસ્સો લઇને તેઓને પાતાળમા ઘાલ્યા; પરંતુ તેઓએ પોતાના દુશ્મનોની સાથે ઘણા દિવસ સુધી ટક્કર લીધી. ગ્રીસ દેશમાની દંતકથાઓમા જે તૈતન કહીને રાક્ષસો વર્ણવેલા છે તેઓ સાથે એઓ ઘણું દરજ્જે મળતા આવે છે.

દૈત્ય, એ એક બીજી નઠારા પ્રાણીઓની જાત છે, તેઓએ ફોજો જમાવીને દેવો સામે લડાઇઓ કરીઓ, એટલા તેઓ બળવાન હતા.

રાક્ષસો, પણ મોહોટા જબરદસ્ત પ્રાણીઓ છે, અને પિશાચો પણ તેજ પ્રકારના છે; પરંતુ એઓની શક્તિ કેટલીએક કમી છે. ભૂતો, એ અતિ નઠારા પ્રાણીઓ છે. અમારામા નાહાના છોકરાને ડોશીવાતવાળાઓ જે ભૂતોની તથા પ્રેતોની વાતો કેહે છે, તેઓસરખા તેઓ છે, પરંતુ હિંદુસ્થાનમા નાહાનામોહોટા બધી જાતના લોકો ભૂતો છે એવું માને છે.

ગામદેવો.

બીજો એક દેવતાઓનો અતિશય મોહોટો જ-માવ છે, તેઓનું વર્ણન કરવાનું રહ્યું છે; આ દેવતાઓની સત્તા જગાની જગાએ માત્ર કબૂલ કરે છે; બીજેકહીં કબૂલ કરતા નથી, અને તેઓની પૂજા કરવી એ શાસ્ત્રપ્રમાણેં બરાબર નથી એવું બ્રાહ્મણલોકો વખતપ્રમાણેં કેહેતા હોયછે. એઓને ગ્રામદેવતો તથા ગ્રામદેવતાઓ તથા ગામદેવો કેહે છે; દર ગામમાં એવા બે ત્રણ દેવો હોય છે; તેઓને ક્ષેત્રપાલ એમ સમજીને તેઓની પૂજા કરે છે, અથવા એકાદી વખતે એ દેવો પોતાને મારશે કિંવા પીડા કરશે એ બીહીકે પણ કરે છે. એઓસરખા રોમનલોકોમાં કેટલાક દેવો હતા; અને તેઓપ્રમાણેંજ એ દેવોને તેઓના હમેશાંના (ક્ષેત્રપાળોના) રૂપે, અથવા તેઓનું સાધારણ રૂપ જેવું લોકો સમજે છે તે રૂપે બધા હિંદુસ્થાન દેશમાંના લોકો પણ માને છે, એવું પણ કયારે કયારે થાય છે; પરંતુ એથીપણ પુષ્કળ ઠેકાણેં એવું થાય છે, કે કોઈ માણસો મરીને ભૂતો થાય છે, અને તેઓઉપર આજુબાજુના લોકોનું દિલ લાગીને તેઓજ એવા દેવો બને છે. એવા દેવોનાં દેવાલયો અથવા મૂર્તિઓ પણ જવલેજ હોય છે. તેઓની પૂજા કરવી તે માટીના ગોળાના રૂપે કરે છે.

આ દેવોમાંથી કેટલાએક શૂદ્રોના પ્રાચીન કાળના દેવો છે, અને બ્રાહ્મણોનો ધર્મ પુરો બેઠા પછી પણ તે દેવો જીવતા રહ્યા હશે, આ વાત બની આવે એવી છે.

હિંદુઓના ધર્મનું સાધારણ રૂપ.

એવી રીતે હિંદુઓના ધર્મનું મુખ્તેસર બયાન કીધું છે. તેની વિગત કેવી છે તે તફસિલવાર સમજવા માટે તે ધર્મસંબંધી કથાઓનો જે જ-માવ છે તેમાંની કેટલીએક વાતો જરૂર કેહેવી પડશે. દેવો તથા દૈત્યો એઓએ અમૃત મેળ-વવાને વાસ્તે સમુદ્ર વલોવ્યો, તે વાત, અને, પછી જે હિકમતથી દેવોએ પોતાના બાગીઆ જે દૈત્યો તેઓને ઠગીને મેળવેલું અમૃત તેઓને આપ્યું નહીં, તે કિસ્સો; તેમજ એક સાધુએ પ્રાર્થના કીધાથી ગંગાજીએ આકાશમાંથી કુદકો માર્યો અને મોહોટા ઝપાટાથી તે શિવને માથે પડી, અને તેની જટાઓમાં વર્ષોનાં વર્ષો ફરતી હતી, અને છેવટે ગડબડતાં ગડબડતાં મોહોટા ઓઘે

ગાછલીઓ, ગાંપો, કાચબા, તથા મગરો, એ જે તેનો ખચો અટલો તે લેઇને પૃથ્વિ ઉપર પડી, તે ફિરગો; તેમજ માતાજીએ પોતાની તમામ સપ્ત મરજીથી, ગણપતિને એકલીએજ પેદા કીધો, તથા પછી તેનો બાપ શિવ એણે તેનું માથું કાપી નાખ્યું અને પાછળથી તે ફરીથી બેસાડવાની વખતે એક હાથીનું માથું તેને હાથ લાગ્યું તે બેસાડી દીધું; તે કથા, આવી આવી વાતો, તથા એવાજ દેવોના કજીઆ, અને તેઓની વખતઉપર. ગેરતી તથા દુશ્મની; તેમજ માણસો તથા રાક્ષસો એઓ સાથે તેઓની લડાઈઓ; તેઓની થએલી હારો, તથા તેઓએ કેટલીએક વખતે પેખારા ગણ્યા અથવા બંદીમાં પડ્યા, તે વાતો; તેમજ પોતાની ઇચ્છાઓ પૂરી થવા માટે તેઓએ કરેલાં પ્રાયશ્ચિત્તો તથા તપો; તેમજ તેઓના ભોજનમાં હથીઆરો; તેઓએ લીધેલા નાનાપ્રકારના વેષો, અને તેઓના દિલમાં જેનો નાશ કરવાનો હોય તેની ઇંદ્રિઓને બેફહમ કરવામાટે તેઓએ જે ઠગવિદ્યાઓ ચલાવીઓ, તેઓઃ—હવે, જો કે હિંદુસ્થાનમાંના લોકોના ધર્મસંબંધી મતોનું સવિસ્તર વર્ણન કરવાનું હોય, તો, આ બધી ઉપલી વાતો કેહેવી જરૂર પડશે; પણ તેટલી હકી,તમાં જેટલી પુસ્તકની જગા રોકાશે તેને અવેજે તેમાંના મજકુરમાંથી કંઇજ સાર નિકળવાનો નથી.

આ બધી દંતકથાઓમાં અતિશયોક્તિ છે તથા એ વાતો એકબીજીસાથે મળતી નથી. આ બે તેઓની મુખ્ય નિશાનીઓ છે એટલુંજ તેઓવિષે અહીંયાં કેહેવું બસ છે. યુનાની લોકોના જે દેવો હતા તેઓ માણસો સરખા હતા અને તેઓની શક્તિ તથા બુદ્ધિ એઓ માત્ર વધારે મોહોટી હતી, પણ તેઓનાં કામો માણસોસરખાંજ તેઓની હાલતને લાયક થતાં હતાં; તેઓનાં તથા માણસોનાં કામોમાં તફાવત એટલોજ કે તેઓનું સ્વરૂપ (ઇશ્વરના) પુરાપણાની નજીક આવેલું હતું, તેથી તેઓનું વજન તથા કૌવત માણસકરતાં વધારે હતું. હવે, આણીમેર હિંદુઓના દેવોને માણસો સરખા મનમાં લગ્ગ આવે છે, પણ તેઓની સુરતો જોવા જઇએ તો હમેશાં માણસથી કંઇપણ ઉમટી હોય છે, અને તેઓની ખાસ કેટલેએક દરજ્જે બેશુમાર તથા મનમાને તેવી હોય છે. તેઓના રંગો નાનાપ્રકારના છેઃ—લાલ, પીળા,

તથા આગમાની. કેટલાએકોને બાર માથાં છે, અને ઘણાઓને ચાર હાથ છે; તેઓ વગર કારણે ખફા થાય છે, તથા વગર સબબે રૂઠા પડી જાય છે, એવું વારેવારે બની આવ્યું છે. એક દેવ એક વખતે પોતાના શત્રુ તરફ અમર્યો જોઈને તેને બાળી નાખે છે, અથવા પોતાના મનમા આવે તેટલા વારમા તેને જીતવાને સમર્થ થાય છે, અને બીજી વખતે તેજ દેવને પોતાનું કામ પાર પાડવામાટે મેહોટી ફોજો એકઠી કરવી પડે છે, અને એટલું કરીને પણ તેની હારી જવાની તક નજીક નજીક આવે છે, એવી પણ કથાઓ છે.

ત્રણ મુખ્ય દેવોના કુવતો, સરખા તથા બેહદ છે, અને તેઓનો ઉપયોગ ઘણું કરીને એક બીજાની સલાહથી કરતા નથી; તે કારણથી એક વખત એવું થઈ ગયું હતું કે એક કજીઆમા શિવે બ્રહ્મદેવનું માથું કાપી નાખ્યું. બીજું, આ ત્રણે દેવોની હકુમત એકબીજાઉપર અથવા બીજા દેવોઉપર કેમ ચલાવવી તેવિષે કંઈ ઠેરાવેલી શિસ્ત નથી. જે ઇંદ્રને સ્વર્ગનો રાજા એવું કહ્યું છે, તથા જેને મેં જુપિતર સાથે સરખાવ્યો છે, તેની બીજા દેવોઉપર કંઈ સત્તા નથી. એ વાતો તથા બીજી એવીજ એક બીજીની સાથે ન મળનારી વાતો આ ધર્મમા પેદા થાય છે; તેનું એક કારણ એવું છે કે જુદા જુદા પંથોના લોકો પોતપોતાના વાહાલા દેવની અતિ ઘણી સ્તુતિ કરે છે; પણ મુખ્ય કારણ એવું છે કે બધા પુરાણો સપ્રમાણ છે એવું ધારેલું છે, તેથી તે પુરાણો ઉપરથી બનાવેલી જે જુદી જુદી કથાઓ તેઓ ઉપર સાધારણ લોકોનો ભરોસો ન બેસે એવું કરવું એ વાત મુશ્કીલ છે. એટલું છતા પણ હિંદુ દેવોના અકટોવિકટ આકારો, તેઓના અજાએબ વિચારો તથા કામો, અને તેઓના અજાએબ સ્વરૂપો તથા તેઓની ચોતરફનો વૈભવ, આ બધી વાતોમા કંઈ અજાએબ ખુબી છે, તેથી આપણી બુદ્ધીઉપર કંઈ અસર થયા વગર રેહેતી નથી.

યજ્ઞ તથા તપ, એઓનું જે બળ ઉપર વર્ણવેલું છે, તે હિંદુઓના ધર્મમાની અતિશ્રણી બેઢંગ લાગવા જેવી વાત છે. યજ્ઞ તથા તપ એઓની મદદથી કોઈ તપસ્વી પોતાના શાપે દેવોઉપર પણ અતિ કઠણ સંકટ લાવી શકે છે, અને અતિશય દુષ્ટ

તથા અધર્મી એવો પણ માણસ દેવો કરતાં વધારે બળવાન થઈને પોતાના મનોરથો હાસિલ કરવાને તેઓને કામે લગાડે છે, તથા તેઓને તેઓના સ્વર્ગોની સાથે જ ગાદીથી પોતાના અમલમાં લાવે છે, એવું પણ થઈ શકે છે. એક વખતે એક બ્રાહ્મણના શાપે ઈન્દ્ર પોતાના લોકમાંથી પડ્યો, અને તેને બીલાડીનો જન્મ લેવો પડ્યો. યમ નામે જે મુએલાનો ભયબકેનો જડજ, તેણે પોતાના ઓહોદ્દા ઉપર હતાં એક કામ કીધું, તેને બદલે તો શાપ થઈને તેને ચાકરનો જન્મ લેવો પડ્યો, એવી એક દંતકથા છે.

એક રાજાના યજ્ઞોથી દેવો કેટલા ડરી ગયા હતા, તે વાત વિષ્ણુના પાંચમા અવતારની વખતે આપણે જોઈએ છે. બીજા એક રાજાએ ત્રણે લોક જીત્યા, ત્યારે ત્રણ મુખ્ય દેવો બાદ કરીને બાકી બધાઓને નાસી જઈને જાનવરોના રૂપો લઈને છુપાઈ રહેવું પડ્યું હતું. ત્રીજો એક રાજા હતો તેણે એઓ કરતાં પણ વધારે પરાક્રમ કરીને દેવોને પોતાની પૂજા કરવાને જરૂર પાડ્યું હતું.

બીજી એવીજ ઘણી વાતો છે, તેઓમાંના ઉપર કહેલા એ કંઈ થોડા દાખલા છે. યજ્ઞ વિગેરે ક્રિયાઓનું મોહોટપણ વધારીને બ્રાહ્મણોનું મોહોટપણ તથા ફાયદા વધારવા માટે આ બધી કથા કલ્પનાથી બનાવી છે, આ વાતની સરાપુ છે. હવે, હાલમાં જે સબબથી લોકો ઈશ્વરને માને છે તે સબબને લગતા આ મતો નથી. આ કેવળ આગલા કાળની દંતકથાઓ છે. પહેલાં યજ્ઞ તથા તપ એઓના જોરથી જે કામો કરી લેવામાં આવતાં હતાં, તેઓ હાલમાં ભક્તિથી મેળવી શકાય છે. આ નવે રસ્તે જનારા જે લોકો છે તેઓ વેદ તથા તેમાં કહેલું જે કર્મકાંડ એઓને ઘણું કરીને ઉઘાડી રીતે ધિક્કારે છે. જેમ કોઈ પણ ધર્મમાં નીતિ છેકજ છોડી દીધેલી હોતી નથી, તેમ આ નવા મતમાંનો માનનારા પણ પાક રહેવું એમ કહે છે, અને સદાચરણ કરવુંજ એવું સખ્તીથી કહેતા નથી તોપણ ગુન્હા કરવા નહીં, એવું કહે છે. પરંતુ પોતાના પંથમાંના ગુરુનો જે એક દેવ હશે તેની ઉપર ભરોસો રાખવો આ એક વાત માત્ર જરૂરની છે એવું તેઓનું મત છે. જો તે દેવ ઉપર પૂરી ભક્તિ

તથા વિશ્વાસ હોય, તો બીજી બધી વાતોમાંની ખામી મટી જાય છે, અને જો એ મુખ્ય વાત થઈ નહીં તો ધર્મસંબંધી આચાર તથા નિતીના કાયદા એઓ ઉપર ગમે એવું ધ્યાન પોહોચાડ્યું તોપણ તેઓથી કંઈ પણ ફાયદો થતો નથી. ભગવદ્ગીતામાં આ વાત ખુલી કરીને લખી છે, અને ભક્તિ શી રીતે કરવી તે કહ્યું છે. આ પંથનો પેહેલો ગ્રંથ ભગવદ્ગીતા છે એવું કોલ્બ્રુક સાહેબનું મત છે.

હિંદુઓના ધર્મમાંના દેવો નિમેલા વખત સુધી રેહે છે, એ એક તેઓમાં અજાએબ વાત છે; પરંતુ તે એઓમાંજ છે, એમ નથી. કલ્પ કરીને એક અતિ મોહોટું કાળનું માપ છે; તેની આખરીએ બધી સૃષ્ટી નાશ પામે છે; બ્રહ્મા, વિષ્ણુ, શિવ, તથા બીજા સર્વ દેવો, એઓનું અસ્તિત્વ (એટલે હોવાપણું) જાય છે, અને બધાઓનું મૂળકારણ જે ઈશ્વર તે માત્ર આ અપાર ગગનમાં એકલોજ બાકી રેહે છે. પછી ઘણા યુગો જ્યારે ગુજરે છે ત્યારે તેની શક્તિ ફરીથી કામ કરવા મંડે છે, અને તેથી આ બધું જગત તથા તેમાંનાં રેહેનારાં માણસો તથા દેવો એ સર્વ ફરીથી પેદા થાય છે.

ઉપર કહેલી ઘણું કરીને બધી વાતો અનાડી તથા હલકીઓ છે; એ છેક પ્રાચીન તથા અતિશય જંગલી હાલતમાંના લોકોના વખતની બાકી રહેલીઓ નથી એવું કોણ નહીં કેહેશે? કારણ કે ખ્રિસ્તી ધર્મનું મૂળ પાક હતું તોપણ જ્યારે યુરોપમા વિદ્યાનો ઘટાડો થયો ત્યારે સારાસાર વિચાર કરીને જોઈએ તો, તે ધર્મની લાયકી પ્રમાણે તેમાં પણ એવાજ દુષ્ટ આચારો પેદા થઇને તે ઢંકાઈ ગયો નહીં હતો એવું નથી. તેથી, પૂર્વતરફના લોકોનાં શાસ્ત્રોમાં જેઓ અતિમારા વાકેફગારો છે તેઓ જે વાત કેહે છે, કે હિંદુઓનો ધર્મ આગળના વખતમાં ઘણો પાક હતો, અને જ્યારે તેઓની બાકી બધી વિદ્યા નીકળી ગઈ ત્યારે તેની સાથે એ પણ હાલની અવસ્થા પામ્યો એ તેઓની વાત બરાબર છે; એવી રીતે જો આપણે ધારીએ તો કંઈ હરકત જેવું નથી.

જે વિચારો મેં ઉપર કહ્યા છે, તેઓમાં મેં બીજા દેશમાંના ધર્મોવિષે કંઈ લખ્યું નથી. હવે હિંદુસ્થાનમાંના દેવોની કથાઓ

જે રીતે પેદા થઈઓ છે તે રીત, તથા તેમાંના મૂલતત્વો, એઓસાથે, અને ગ્રીસ તથા મિસર આ દેશો માંહેલાંની સાથે કંઈ સંબંધ છે, એવો, જે લોકો પ્રાચીન કાળની વાતોવિષે શોધ કરે છે તેઓ તેનો પત્તો હજી લાવી શકશે, આ વાત બને એવી છે; પરંતુ આ બેઉનું બાહારનું રૂપ એટલું જુદું છે કે હિંદુસ્થાનમાંની વાતો વધારે ખુલી સમજવાને જો મિસર તથા ગ્રીસ દેશોમાંની તેવાજ ભોળાભાવની વાતોના દાખલા આપણે લેઈશું તો આપણી અકલ બિલકુલ બરાબર ચાલી શકતી નથી.

મુવાપછીની હાલત.

મરણ પછી આપણી હાલત કેવી થાય છે તે વિષે હિંદુઓનું મત શુ છે તે બાબદ માત્ર હવે થોડું કેહેવાનું રહ્યું છે. મરણ પછી આપણો જીવ બીજો જન્મ લે છે એવો તેઓનો અજાએબ ખ્યાલ છે, પણ એવી રીતે કોઈ જીવના જે જન્મો થાય છે તેઓ વચ્ચે માણસનાં કર્મો પ્રમાણે ઉપર કહેલાં સ્વર્ગોમાંથી એકાદા લોકમાં આપણને સુખ ભોગવવાની તક મળશે, અથવા પાપ કીધું હોય તો, સ્વર્ગો કરતાં જેઓની સંખ્યા ઘણી છે એવા જે તેઓના ઘણા નરકલોકો છે તેઓમાંથી એકાદમા તેવુંજ દુઃખ ભોગવવું પડશે, એવું તે લોકો માને છે. કોઈએ પણ સારી હાલતમાં આવવાની આશા નહીં રાખવી એવું નથી એવું જણાય છે, કારણ કે અતિઘણો દુષ્ટ માણસ હોય તોપણ કેટલીએક વાર દુઃખ સહીને તથા વારેવારે-જન્મો લેઈને પોતાનાં પાપોમાંથી શુધ્ધ થયો એટલે તેને ફરીથી-સારી-હાલત મળી શકે છે, અને તે છેલી વારે સ્વર્ગમાં જઈને સાયુજ્યતા (એટલે ઈશ્વર સાથે મળી જવાનું જે પુણ્યવાનને મળવાનું અતિ મોહોટું ફળ તે) તેને મળશે.

મુવાપછીની સુખદુઃખોની હાલતનાં જે તેઓએ વર્ણનો કર્યાં છે, તે મોહોટાં ભપકાદાર તથા અલંકારથી ભરેલાં છે. જેઓ પુણ્યવાનો હોય છે, તેઓએ દેહ છોડ્યો, એટલે તેઓ આનંદકારક માર્ગે યમના લોકમા જાય છે. વાટમાં તેઓને ઘણા મોહોટા ઝાડોની છાયા હોય છે, તથા કમળોએ ભરેલા પ્રવાહો હોય છે. તેઓ જતાં છતાં રસ્તામાં તેઓ ઉપર ફુલોનો મેહ વરસે છે, અને પુણ્યવાન લોકોના ગીતોથી તથા તેઓથી

પણ સારા આવાજના ગંધર્વોનાં ગીતોથી પવનમાં પડઘા થાય છે. જે નઠારા લોકો હોય છે તેઓને અંધારામા તથા બાંધભરેલા રસ્તાએ જવું પડે છે; ક્યારે ક્યારે તેઓને આગ જેવી રેતી ઉપર ચાલવું પડે છે, અને ક્યારે ક્યારે, પત્થરો ઉપર ચાલવું પડે છે, ત્યારે દર પગને તેઓના પગો છુંદાઈ જાય છે. તેઓ નાગા ચાલતા હોય છે, તરસે પીડેલા હોય છે, ગંદગી તથા લોહી એઓથી ખરડાએલા હોય છે, અને તેઓને માથે તપેલી રાખોડી તથા ધગધગતા અંગારા એઓનો વરસાદ પડે છે: તેઓને વારે વારે ડરામણા પિશાચો નજરે પડે છે તેથી તેઓ ભય પામે છે, અને તેઓના બરાડાથી આકાશ ભરાઈ જાય છે. જે નરકમાં તેઓને નાખવાના હોય છે તેઓની હકીકત છેલે સરવાળે લખી છે, તેપણ આરીજ રીતની છે.

**આ ધર્મથી થનારા નિતીસંબંધી પરિણામો**

ઉપર કહેલી બક્ષીસો તથા સજાઓ ઘણે ઠેકાણે મરનારના પાપપુણ્ય પ્રમાણે સારી રીતે અજમાવીને મુકરર કીધેલા છે, અને તેથી વેહેવારી લોકોના ચાલવામા ઘણા ફેરફારો થાય છે એમા શક નથી. પણ બીજી રીતે જોવા જઈએ તો, ભક્તિ તથા દેવની સેવાવિષે જે બાહારનો આચાર, એ બેઉના ફળનું જે વર્ણન કીધુ છે તે, તથા ગુન્હાનું પ્રાયશ્ચિત્ત કીધાથી માણસ પાપમાથી છુટે છે એ જે રીતી દોરસુકી છે તે, આ બે વાતો દુર્દૈવથી આ ધર્મમા અગત્યની છે, અને તેઓથકી નિતીના તત્વોનું પીકબળ ઓછું કરવાને એ ધર્મ ઘણો વધે છે.

આ ધર્મમાની જે ખામીઓ ઉપર કહી છે તેઓ કરતા આ ધર્મ પાળનારાઓ ઉપર તેનુ જે પરબાર્યુ વજન પડે છે તે લોકોનું વધારે નુકસાન કરે છે. તેમા જે અતિ અગત્ય પાખંડો કહ્યાં છે, તેઓથી મનને નીચપણુ આવે છે, અને તે કમકઉઆત થાય છે. સાધારણ રીતે બાહાદુરી કરવાની ખુશી, તથા મરણ પછી પોતાની કીર્તિ રેહેવી એવી ઈચ્છા, આ જે બે વાતો માણસમા હોય છે તેઓથકી સારા ગુણોને મોહોટુ ઉત્તેજન મળે છે; પરંતુ આ લોકમા પોતાને નિરાત મળીને બીજા લોકમા ઈશ્વરના તેજસાથે આપણો મેળાપ થવો, એવી આ ધર્મની

મતલબ છે, તેથી ઉપર કહેલાં બંને કારણો નહીં જેવાં થઈ જાય છે. તેમજ જે કામ કાયદો તથા બીજી વિદ્યા એઓનું છે તે આ ધર્મે વગરસબબે ધોલીઆની પેઠે પોતાને માથે લીધું છે, તેણેંકરીને આ બાબતોમાં પ્રાચીન કાળમાં જે જ્ઞાન ઈશ્વરે પોતે આપ્યું એવું આ લોકોમાં કેહેવામાં આવે છે તેટલુંજ તે જ્ઞાન અટકી રહ્યું છે, અને તે સબબથી તે શાસ્ત્રોની હાલતો સુધરતી નથી; તેમજ એ ધર્મ લોકોની ઝીણી ઝીણી રીતભાતોમાં પણ ઘણો ઓળાગંગોળા કરે છે, તેને લીધે આપઆપી-આરપણાની જે આંદ તથા બુદ્ધિ એઓનું સત્યાનાસ થાય છે, અને માણસનું જીવવું એ ગ્રંથાઓના ફરેવાપ્રમાણે થાય છે. જ્યારે લોકોને ચાલવાની છુટ હોય છે ત્યારે જેમ જેમ સાગ સાગ ફેરફારોની જરૂર પડે છે તેમ તેમ ફેરફારો થતા જાય છે, અને કોઈપણ લોકોને અસૂઝ મેહનત વેઠી ન પડતાં થોડીજ મુદતમા બધા રાષ્ટ્રોની હાલત છેક બદલાય છે. પરંતુ જ્યારે લોકોના રસ્તામાં ધર્મનું લાકડું આડું આવી પડે છે, ત્યારે મો વરસમા જેટલો ફેરફાર થઈ શકે તેટલો કરવાને જે હિમ્મતની જરૂર હોય છે, તેટલીજ હિમ્મતની અતિ હલકી વાત કરવાને જરૂર પડે છે. એ માટે જો કોઈ માણસે પોતાના ખાવાપીવામાં કંઈ ફેરફાર કર્યો, અથવા પોતાના દેશીઓમાના ધર્મવિષે તથા રાજ્યવિષે બધાં મનોથી વિરૂદ્ધ મતો સ્વીકાર્યાં, તો આ બેઉ વાતો કરતી વખતે પોતાનો ધર્મ તથા પોતાનામિત્રોની મોહબત એ બેઉ છોડવાની ગરબીજ તૈયારી કરવી પડે છે.

હવે જોવા જઈએ તો, આ ધર્મનો જે હદો હતી તેઓમાં ફેરફારો થયા છે, અને તે ફેરફારો ન થવા દેવા વિષે આ ધર્મનું જોર છેકજ ચાલ્યું નહીં, કારણ કે મૂળ ફરમાનોમાં ધર્મપુસ્તકોવિષે હાલ કોઈ અંદેશો લેવું નથી, તોપણ તેઓના જુદા જુદા ભાગોનું જુદાં જુદા લોકોએ જુદી જુદી રીતે મોહોટપણું ધાર્યું છે, અને એકજ વાક્યના જુદા જુદા અર્થો કર્યા છે; બીજું તકરારી વાતોનો નિવેડો કરવાને, અને એકસરખી ચાલ જોસાવવીથી ચલાવવાને એક મુખ્ય સભા અથવા એક અધ્યક્ષ એવું મુદલજ કંઈ નથી, તેણેંકરીને નાનાપ્રકારના પંથો પેદા થયા છે, તેઓનાં મતો તથા આચાર એ બંને એકબીજાસાથે મળતા નથી.

તે પંથોમાં મુખ્ય ત્રણ છે, શૈવ (એટલે શિવના સમ્પ્રદાયી), વૈષ્ણવ (એટલે વિષ્ણુના સમ્પ્રદાયી), અને શાક્ત, (એટલે ત્રિગુણાત્મક ઈશ્વરના રૂપોની જે શક્તિઓ તેઓમાથી કોઈકપણ એક શક્તિના સમ્પ્રદાયી) પંથો

આ પ્રત્યેક પંથના બીજા નાનાપ્રકારના ભેદો થયા છે; તે પોતે પૂજવાના દેવતાઓના સ્વરૂપો ઉપરથી, અથવા ધર્મસબંધી તથા તત્ત્વવિચારસંબંધી તે પંથોના મૂળના જે મતો તેઓમા પ્રત્યેક શાખાના લોકોએ જે પોતાની ગાઠની મેળવણીની ગપો ધાલી છે તે પ્રમાણે તે ભેદો થયા છે. શાક્ત લોકોમા ત્રણ વિભાગો થયા છે, તેઓ શક્તિ એટલે દેવીના જે ત્રણ રૂપો છે તેઓમાથી એકેકને પૂજે છે. તેમાથી દેવી નામે જે શિવની સ્ત્રી તેના ભક્તોની સખ્યા બીજા બે પંથોમાના સમ્પ્રદાયીઓની જુમલે સંખ્યાના કરતા વધારે છે, એવિષે કંઈ શકજ નથી.

ઉપર કહેલા ત્રણ મુખ્ય પંથો શિવાય બીજા નાહાના નાહાના પંથો છે, તેમાના લોકો સુરજ તથા ગણપતિ એઓની ભક્તિ કરે છે. શિવાય બીજા કેટલાએક છે તેઓએ હિંદુધર્મનું રૂપ માત્ર બાહારથી રાખ્યુ છે, બાકી તેઓ શુદ્ધ એકેશ્વરમતની ઘણા નજીક નજીક ગએલા છે.

સીકલોકોવિષે આગળ વર્ણન કરવામા આવશે. તેઓએ એક પંથ સ્થાપ્યો છે, તેમા આરના મોહેટા નવા ફેરફારો સુરૂ કીધા છે કે તે એક નવોજ ધર્મ કર્યો છે એમ કહીએ તો ચાલશે. દરેક હિંદુ, ઉપર કહેલા પંથોમાથી કોઈ પણ એક પંથમા હોય છેજ, એવુ કોઈએ મનમા આણવુ નહીં. કારણ, જેઓ અમુકજ દેવને માત્ર ભજવો એ મતની વિરૂદ્ધ છે, અને એક સાધારણ મત પકડી બેઠા છે, અને વેદ, પુરાણ, તથા બીજા પવિત્ર પુસ્તકો, એઓને આધારે પોતાના સસ્કારો વિગેરે ક્રિયાઓ કરે છે અને બીજે ઠેકાણેથી જે મરકારો પેદા થયા છે તે કરતા નથી, તેઓનેજ ખરા હિંદુઓ કેહે છે. ઘણુ કરીને બધા બ્રાહ્મણો અત્રુસુધી દેખાવામા એ સાધારણ સમ્પ્રદાયમાના છે, પરંતુ તેઓમાથી પણ જેઓ વધારે તત્ત્વવિચારી ધર્મ જાણનારા છે તેઓ બાદ કરીને, બાકીના બધા ઉપર કહેલા જુદા જુદા દેવોમાથી કોઈ

એકને પણ પૂજે છે; અને ધર્મ વિધિની જે જરૂરીની ક્રિયાઓ તેઓના કરતાં બીજી વસ્તુની જેઓને ગરજ નથી એવા જે નીચ જાતીના લોકો તેઓની કોઈએક દેવ ઉપર તો ખુશી ભક્તિ હોય છે. વિષ્ણુના અવતારો ઉપર મુખ્યત્વે કરીને લોકોનો ભાવ બેઠો છે,' એવું આગળ કેહેવામાં આવ્યું છે. બંગાલા તથા ઉત્તરહિંદુસ્થાન એઓમાં તે અવતારોની તરફ લોકોનાં દીલો એવાં વળગી રહ્યાં છે, અને તે દેશોમાં શિવનાં દેવળો તથા લિંગો બધે ઠેકાણે છે તોપણ તેના ભક્તો થોડા છે, અને તેઓમાં ભક્તિનો જોસ્સો વધારે દેખાતો નથી.

શિવ, એ પ્રાચીનકાળ થકી હમેશાં બ્રાહ્મણોનું આદિદૈવત છે એમ જણાય છે, પરંતુ એના યોગે લોકોના મનમાં ઘણો ભક્તિ અથવા જોસ્સો પેદા થયો એવું કદી થયું નથી. જ્યાંહાં એનો પંથ ઉઘાડો ચાલુ થયો છે, ત્યાંહાં પણ રામ તથા કૃષ્ણ એઓના માણસ સરખા સ્વભાવો તથા તેઓનાં મીઠાં ચરિત્રો એઓએ લોકોનાં મનો ઘણાં વેધ્યાં છે; તેમાંથી યમુનાના કિનારા ઉપર તથા ગંગાની વાયવ્ય તરફના ભાગો ઉપરના પ્રદેશોમાં, રામ, એ ઉપાસનાનું મુખ્ય દૈવત છે, અને તેમાંથી પણ વૈરાગી વિગેરે જે પંથો તેમાં તો નિદાન છેજ; અને તેથી નીચેની તરફના ગંગા ઉપરના પ્રદેશોમાં તથા ઉત્તરહિંદુસ્થાનના પશ્ચિમ તથા મધ્ય એ ભાગોમાંના બધા પ્રદેશોમાં કૃષ્ણનું માહાત્મ્ય છે. એવું છે તોપણ, લોકો જ્યાંહાંત્યાંહાં રામને ભજે છે, અને હિંદુ લોકોમાં સાધારણરીતે સલામ કરવાની હોય તો તેનું નામ બે વખત (રામ રામ એમ) લે છે.

વૈરાગીઓના વિગેરે પંથોમાં શૈવોની મોહોટાઈ સર્વ ઠેકાણે વધારે છે. બીજા લોકોમાં જોયા જઈએ તો, મ્હૈસૂરપ્રાન્તમાં તથા મહારાષ્ટ્ર દેશમાં, એઓ અતિશય છે. તેની દક્ષિણતરફના મુલકોમાં, વૈષ્ણવો વધારે છે, પરંતુ ત્યાંહાં રામકૃષ્ણ આ માનવરૂપોએ વિષ્ણુની પૂજા કરતા નથી, તે દુનિયાનો પાલનકર્તા તથા તેને કાયદેથી ચલાવનારો એવા ગુણો તેમાં છે એવું માનીને તેને ભજે છે. શાક્ત, એટલે શક્તીના ઉપાસકો બીજા લોકો સાથે મળેલા છે, પરંતુ એઓની સંખ્યા કોઈક ઠેકાણે ઘણી છે; બંગાલામાંના ત્રણ ચતુર્થાંશ લોકો શક્તીની પૂજા કરે છે, અને

તેઓમાંથી ઘણું કરીને બધા લોકો દેવી નામનું જે શક્તિનું સ્વરૂપ છે તેને ભજે છે.

ઉપર કહેલાં ઉદાહરણોમાં જે પંથોના ભેદ છે, તેઓમાં એકબીજામાં ક્યારે ક્યારે હાડવેર હોય છે, પરંતુ તે બાહારથી ઉઘાડું જણાતું નથી. કેલબ્રુક. પ્રોફેસર વિલ્સન. તથા ડાક્ટર હામિલ્ટનબુકાનન, એ સાહેબોના લેખો ઉપરથી યુરોપિયન લોકોને તેઓવિષે માહિતી થઈ હશે તો હશે, નહીં તો તેઓને ઉઘાડી માહિતી થવી ભાગ્યેજ. હિંદુઓના કપાળે ચંદન હોય છે, તે ઉપરથી દરએક માણસનો પંથ સમજાય છે, અને હિંદુઓના પેહેરાવમાં આ અતિ અગત્યની નિશાની છે, અને ચંદન કરનારાઓના પંથોનો ભેદ સમજવો એથી એની મતલબ છે, તોપણ તેવું ન સમજતાં આ જાતિની નિશાનીઓ છે એવું લોકો સમજી ગયા છે.

જે લોકોને કોઈક પંથમાં જવાનું હોય છે, તેઓને એક પ્રકારનો ઉપદેશ આપીને તેમાં લે છે; જેમ બ્રાહ્મણોને ઉપદેશ કરતી વખતે તેઓને ગાયત્રી કેહે છે, તેપ્રમાણેં ઉપર કહેલો ઉપદેશ આપતી વખતે તે પંથનો ગુરૂ ઉપદેશ લેનારાના કાનમાં કંઈ થોડા શબ્દોએ છુપો મંત્ર હળવેજ કેહે છે; આ દીક્ષાનો એટલે ઉપદેશનો મુખ્ય ભાગ થયો.

એ પંથો જુદા જુદા કાળમાં થએલા છે. કેટલાક ઘણા જુના તથા કેટલાક છેક નવા છે.

મુખ્ય ત્રણ દેવો તથા તેઓની શક્તિઓ, એઓની જે જુદી જુદી પૂજા કરે છે, તેનું મૂળ ઘણું કરીને ઘણું પ્રાચીન છે;[૨] પરંતુ હલના પંથોમાના આજાએબ રેવાજે પ્રમાણે એકનું શ્રેષ્ઠ પણું તથા બીજાઓનું કનિષ્ઠપણું એવું માનવાના પ્રકારનો ક્યારથી આરંભ થયો, એ એટલુ ઉઘાડું જણાઈ આવતુ નથી.

---

(૨) શિવની શક્તીની પૂજા ઘણા પ્રાચીન કાળે કરતા હતા, આ વિષે ખાતરીનું પ્રમાણ પ્રોફેસર વિલ્સન એણેં જણાવ્યું છે કુમારી નામેંનું દેવીનું એક સ્થાન હિંદુસ્થાનની દક્ષણટોકે હતું, એવું પેરીપ્લસ નામે યુનાની ગ્રંથમાં છે: તે ગ્રંથ આર્યાન્ નામે પુરૂષે ખ્રિસ્તી શકના બીજા સૈકામાં ઘણું કરીને લખ્યો હશે એવું કેહેછે, તે દેવાલયઉપરથી પાસેના ભૂશિરને "કન્યાકુમારિકા કેપ" એમ કેહે છે.

અથવા તળાવઉપર, પોતાને ગમે ત્યાંહાં, એકાંતેજ કરે છે. તેમાટે તે જે સ્તુતિ કરીને ઇશ્વર આગળ બોલે છે તેમાં જો તેને મિઠાશ ન લાગી, તો તેનીસાથે પ્રાર્થના કરવાનિ બીજા લોકો હોવાથી જે પ્રેમ પેદા થવાનો તેપણ થતો નથી. હવે, એ પ્રાર્થના બદલી છે, તોપણ તે કરવાની વખતો પેહેલાં મનુએ વર્ણન કર્યાપ્રમાણેંજ છે. આધાનકાળ (એટલે ગર્ભ રેહેવાની વખત) થી મરણકાળસુધી પેહેલા પ્રમાણેંજ સંસ્કાર કરવા જોઇએ, અને સંધ્યા, હોમ, તથા યજ્ઞ એઓની જે એક નિયમિત શિરસ્તા કરી આપી છે, તેજપ્રમાણેં દર રોજ થવું જોઇએ. મનુની વખતનો આચાર કેવોપણ હો; પરંતુ આ કર્મોવિષે જે તેણેં લખ્યું છે, તેકરતાં હાલમાં લોકોએ તેનો સંક્ષેપ કર્યો છે; એવું કરવાને તે વખતે છૂટ નોહોતી.

હાલમાં પણ જો કોઈ સખ્તીથી નિયમો પાળનારો બ્રાહ્મણ પોતાનાં સર્વ કર્મો જોવા જોઇએ તેવા કરવા લાગે, તો તેને ચાર કલાક કરતાં ઓછી વખત પૂરી પડનાર નથી; પરંતુ જો તે સંસારમાં પડેલો હશે, તો, તે બ્રાહ્મણ હશે તોપણ, તેને તેનાં ધર્મસબંધી બધાં કર્મો અર્ધાં કલાકમાં કરતાં આવડશે, અને તેજ જો નીચી વર્ણમાંનો માણસ હોય, તો તે સ્નાન કરતી વખતે પોતાની કુળદેવતાનું સ્મરણ માત્ર કરે છે, તેટલામાં તેનું બધું થાય છે.

ગોસાંઈઓના પંથોનું માહાત્મ્ય

લોકોમાં ધર્મસંબંધી પંથો ઘણા થયા તેણેં કરીને ગોસાંઈ લોકોના પંથોનું માહાત્મ્ય વધ્યું, માટે એ પંથો ઘણા થયા; એનો, આ, એકબીજાઓનો કાર્યકારણસંબંધ છે. સાધારણ રીતે આ દરેક પંથની એક પૂજ્યમાની દેવતા હોય છે, અને તે પંથની દેવતાનું જેવું માહાત્મ્ય હોય છે, તે પ્રમાણેં તે પંથનું માહાત્મ્ય વધે છે. એ કારણસમાટે તે લોકો એવો ઉપદેશ કરે છે, કે તે દેવ ઉપર ભક્તિ રાખ્યાથી બધી મનકામનાઓ પૂરી થઇને, સર્વ પાપો નહીં કર્યાં થાય છે. શિવાય, જેમ બ્રહ્મચારી શિષ્યે (તે હાથતમાં હતા માત્ર) પોતાના બ્રાહ્મણ ગુરુના આજ્ઞાંકિત થઇને રેહેવું એવું મનુએ કહ્યું છે, તેપ્રમાણેં પોતાના સર્વ સામ્પ્રદાયી લોકોએ જન્મસુધી વગરબોલે પોતાનું કહેવું સાંભળવું,—એવું તેઓ કેહે છે.

આ ગોસાંઈ લોકોના પંથોએ બ્રાહ્મણોના ધર્મસંબંધી અધિકાર ઉપર જે હલો કર્યો છે, તે, ઉપર કહેલાજ કારણમાટે છે; અને તે બને વર્ગોના લોકોમાં જે અદેખાઈ તથા દ્વેષ ઉત્પન્ન થયાં છે, તેઓપણ આજ કારણને લીધે છે.

ગોસાંઈઓનું આચરણ જોઈને તે નકલઉપરથી પોતાના કાયદા કરી લેવાને બ્રાહ્મણોએ કમી કર્યું છે એમ નથી; તે એવું, કે જેવા તેઓના શત્રુ ગોસાંઈઓ આગેવાન થઈને પંથો સ્થાપે છે, તેમ એઓએ પણ પંથો સ્થાપવાનું કામ ચલાવ્યું છે. એને ઉદાહરણ—રામાનુજ કરીને એક પંથ છે, તેમા ૮૪ ગુરૂ છે; તેમાંથી ૭૯ મસારી બ્રાહ્મણો છે.

✓ આ પંથોના મુખ્યોની જે સત્તા વધી છે, તે, હિંદુઓની રિસ્તમાં જે કંઈ અતિ નવાઈ સરખા ફેરફારો થયા છે, તેઓમાંની છે. દક્ષિણ હિંદુસ્થાનમાં ઘણા ગુરૂઓના મોહોટા પરિવારો છે; તેઓમાંથી પણ મુખ્યત્વેકરીને જે નિયમિત સ્થાપેલા પંથો છે તેઓના વધારે છે; તેઓના ગુજરાનને માટે તેઓના સમ્પ્રદાયી લોકોએ જમીનો આપેલીઓ છે, તથા નગરી નેમણુકો કરી આપેલીઓ છે; તેઓની પેદાશ ઘણુ કરીને ધર્મનાં કામોમા ખરચે છે, પરંતુ તેઓ ઠાઠમાઠ પણ ઠીકજ રાખે છે, અને ઘણુંકરીને જ્યારે તેઓ મસાફરીએ જાય છે, ત્યારે, આ જગતના મોહોટેદરોપ્રમાણે, હાથીઓ, જરીપટકા, ઈત્યાદિ તેઓની સાથે હોય છે; તેમજ તેઓની પાછળ શિષ્યોના ટોળાને ટોળા જાય છે, અનેતેઓ જે જે રજવાડાઓના મુલકોમા જાય છે, તે તે તેઓનું માનમુધા આદરાતિથ્ય કરે છે. લોકોની નીતિસંબંધી ચાલ, તથા જાતિપ્રકરણ એઓની તપાસ કરવી, એ મોહોટું કામ તેઓ પાસેજ હોય છે, તેથી ધર્મસંબંધી ચોકસી તથા સજા એ બંને કરવાનો અધિકાર પણ તેઓ પાસે આવે છે.

---

## બૌદ્ધ તથા જૈન એઓના ધર્મો.

ઉપર જે ધર્મો કહ્યા તેઓ શિવાય બૌદ્ધ તથા જૈન આ બે લોકોના ધર્મો છે, અને એ ધર્મો હિંદુઓના ધર્મથકી જુદા છે,

તોપણ આ બધાઓની પેદાશ એકજ ઠેકાણાની છે. હિંદુસ્થાનમાં મુસલમાન લોકોએ આવીને પોતાનો છેક નવા ધર્મનો ફેલાવો કીધો તેની અગાઉ આ બેઉ ધર્મો હિંદુસ્થાનમાંના કેટલાએક લોકોને હિંદુધર્મ સરખા કબૂલ હતા, એવું જણાય છે. આ બેમાંથી એકને બૌદ્ધ (એટલે બુદ્ધના સામ્પ્રદાયીઓનો) ધર્મ કેહે છે, અને બીજાને જૈનોનો (એટલે જિન દેવતાના સામ્પ્રદાયીઓનો) ધર્મ કેહે છે.

માણસે શાન્તતા મેળવવી, પ્રાણીઓ વિષે દયા રાખવી (એટલે હિંસા ન કરવી,) માણસને બીજો જન્મ છે, પાપી લોકોને શુદ્ધ કરવાને પુષ્કળ નરકો છે, તથા પુણ્યવાન્ લોકોને સુખ આપવામાટે ઘણાં સ્વર્ગો છે; એટલી વાતો આ બંનેમાં બ્રાહ્મણોના મતો પ્રમાણેજ છે. કેવળ પુરૂં ગુણાતીત થવું, (એટલે સાત્વિક, રાજસ, અને તામસ, આ ત્રણ ગુણોની પેલીતરફ જવું.) એવી જે હાલત તે આખરે મળવી, એ (હિંદુ, બૌદ્ધ, તથા જૈન,) આ ત્રણે ધર્મોની મતલબ છે. એવું વગરગુણપણું અમારી નજરે શૂન્યની હાલતથી કંઈ જુદું છે એવું લાગતું નથી, અને હઠયોગ તથા માણસના સ્વભાવને ઉત્પન્ન થનારીઓ જે ચિન્તાઓ, તથા શરીરસંબંધની જે મનની વૃત્તિઓ આ બધાં પાસેથી છુટવું, આ બે વાતોનો અભ્યાસ કીધાથી ઉપર કહેલી હાલત મળે છે, એવું આ ત્રણે ધર્મોમાં કહેલું છે.

હિંદુઓનો ધર્મ તથા એ બંને ધર્મો, એઓ વચ્ચે જેમ કેટલીએક અજાએબસરખી વાતો છે, તેમ કેટલાએક (અ) અજાએબ તફાવતો પણ છે, અને તેઓ વિશેષ કરીને બૌદ્ધોના ધર્મમાં છે.

બૌદ્ધોવિષે.

બૌદ્ધોનો જે અતિપુરાણો પંથ છે તેમાંના કેટલાએક ઓ ઈશ્વરનું અસ્તિત્વ બિલકુલ નાકબૂલ કરે છે; તેઓમાંના કેટલાએક લોકો ઈશ્વર છે એવું કબૂલ કરે છે, પણ તે જગતનો કરનારો અથવા જગતનો કારભાર ચલાવનારો છે એવું માનતા નથી.

જે જુના વખતનો નાસ્તિકપંથ છે, તેમાંના મત પ્રમાણે આ વિશ્વમાં પ્રકૃતિ વગર બીજું કાંઈજ નથી, અને પ્રકૃતિ અનાદ્યન્ત

(અ) માણસની જે બધી ઇન્દ્રિયો તે ઇન્દ્રિયોને જે ગોચર એટલે માલમ

છે. પ્રકૃતિની પાસે આ જગત ઉભુ કરવાની શક્તિ સ્વત સિદ્ધજ છે, અને કાળે કરીને આ જગત નાશ પામે છે, તોપણ પ્રકૃતિમા પેહેલા કહેલી શક્તિ છે, તેથી તે કેટલીએક વખતે ફરી થી પેદા થઇને પાછો તેનો ક્ષય થાય છે, તે પાછું પેદા થાય છે, તેને ઉત્પન્ન થવાને બાહારની મદદની કંઈ જરૂર પડતી નથી.

જે પદાર્થોને અસ્તિત્વ છે, તેઓમા અતિ ઉંચી પદવીના જે ભૂતો છે તેઓને બુદ્ધ કેહે છે. તેઓએ, આ તથા આગળના જગતોમા ઘણી યોનિઓમા જન્મ લેઇને પોતાના કર્મોના તથા તપને યોગે પૂરી નિચેષ્ટતા[ક] તથા નિર્ગુણપણું એઓની જે ઉંચી હાલત તે મેળવી છે, એવો એ ધર્મનો સિદ્ધાન્ત છે, અને તે હાલત મેળવવાઉપર બધાઓની લક્ષ નજર છે.

આ નિરીશ્વર પંથમા પ્રકૃતીના દરએક કણમા ચૈતન્ય (એટલે અક્કલનુ તત્ત્વ) અને ચિકીર્ષા (એટલે કંઈ પણ કામ કરવાની ઇચ્છા), એ બે ગુણો છે, એવુ માનેલુ છે. આ લોકોનો પ્રાજ્ઞનિક નામનો એક બીજો પંથ છે, તેમાના લોકો વધારે ખુલાસાને માટે ઉપના બે ગુણોને એકઠા કરેછે, અને તેઓને એક જાતનુ રૂપ આપવામાટે તેઓમા કોઈક વખતે અહકાર[ડ] ભેળો કરે છે; પણ આ ભેળમાથી જે ભૂત પેદા થાય છે, તે હમેશા મનની તથા શરીરની હાલચાલ કીધાવગર રેહે છે, અને તેના ગુણોથકી પ્રકૃતીના બીજા ભાગોઉપર જે અસર થાય છે, તે, તેની મેહનત વગર અથવા ઇચ્છા વગર થાય છે, એવુ તે લોકો માને છે.

બીજુ એક મત છે તે એકેશ્વરીમતની નજીક આવે છે, અને તેજ મતમા તે ઘણુ કરીને સમાઈ જાય છે. તે મત પ્રમાણે જોતા પરમેશ્વર એક છે; તેને આદિબુદ્ધ એવુ નામ છે;

---

થાય છે એવા બધી સૃષ્ટિમાંના સર્વ પદાર્થોમાં જે કંઇ મુળતત્ત્વ છે, તેનું નામ પ્રકૃતિ　ભા૦ ક૦

(ક) ચેષ્ટા, એટલે શરીરની અથવા મનની હાલચાલ, તે કોઈ વસ્તુમાંથી જ્યારે દૂર જતી રેહે છે ત્યારે તે પછીની હાલતને નિચેષ્ટતા કેહે છે　ભા૦ ક૦

(ડ) હું છું એવું જે માણસના મગજમાં જ્ઞાન હોય છે તેનું નામ અહંકાર　ભા૦ ક૦

તે અનાદ્યંત છે, પ્રકૃત્યાતીત, (એટલે પ્રકૃતીથી પેલી પાર ગએલો,) ચૈતન્યસ્વરૂપી, આપઆપતાઈ, અને સદસદ્વિચારક્ષમ (એટલે સારૂં નરસું સમજવાને કઉઆત ધરાવનાર) છે; પરંતુ તે એવો થઇને પણ પેહેલાં કહેલી રીતો પ્રમાણે શરીરની તથા મનની હાલચાલ વગર રેહે, છે. એવા દેવને માનનારાઓમાં બે પક્ષો છે, તેઓમાંથી જેઓ એક પક્ષના કે તેઓ એવું કેહેછે કે ઈશ્વર એ એકલોજ છે; અને તે અનાદ્યંત તથા સ્વયંભૂ (એટલે પોતે થનારૂં) મૂલતત્ત્વ છે; પરંતુ બીજા પક્ષના જે લોકો છે તેઓ તેની સાથે પ્રકૃતિ એ એક જુદી દેવી બજગારે છે, અને તે બંનેના સંજોગથી જે પુરૂષ પેદા થાય છે તે આ જગતનો ખરેખર પેદા કરનારો છે એવી ધારણા કરે છે; પરંતુ આ ધર્મની બાબતમાં જે બધાં મતો છે તેઓમાં પરમેશ્વરે પોતાની ફક્ત ઇચ્છાથકી પોતાના તત્ત્વમાંથી પાંચ બુદ્ધો પેદા કીધા (કેટલાએકોનું એવું કેહેવું છે કે સાત કીધા), અને તેજપ્રમાણે તે બુદ્ધોથકી પાંચ (અથવા સાત) બોધિસત્ત્વ નામના બીજા બુતો થયા; તેઓમાંથી એક એક બોધિસત્ત્વને એક એક જગત પેદા કરવાનું કામ વારાફરતી સોંપેલું છે; એશિવાય ઈશ્વરે આ જગત પેદા કરવામાટે કંઈ કીધું નથી.

બૌદ્ધોના મતો પ્રમાણે સુખ તથા પૂરાપણું, એ સુખો મળવાને વગરહાલચાલપણાની એટલી જરૂર છે, કે જે બોધિસત્ત્વોએ, જે સૃષ્ટિઓ પેદા કીધીઓ છે, તે પાળવાના કામમાંથી પણ તેઓનો જેટલો છુટકો કરી શકાય તેટલો કીધેલો છે. આ વાતવિષે વિચાર કરનારા કેટલાએક લોકો છે, જેઓ એવી ધારણા કરે છે કે દરએક બોધિસત્ત્વ પોતાની સૃષ્ટિ એવા કાયદાથી ઉભી કરે છે, કે તે કાયદોની મદદથી તે પોતાની મેળે આગળ ચાલતી રેહે છે; બીજાઓનું મત એવું છે કે દરએક બોધિસત્ત્વ પોતાની સૃષ્ટિ ચલાવવા માટે પોતાના કરતાં કમ દરજાના ગુમાસ્તા પેદા કરે છે; અને એક મતમાં એવું કહ્યું છે, કે જે બોધિસત્ત્વે હાલનું જગત નિર્માણ કીધું છે તેણે બ્રહ્મવિષ્ણુશિવરૂપી જે હિંદુઓની ત્રણ મુખ્ય બરાબરની દેવતા તે પેદા કરીને, જગતની ઉત્પત્તિ, પાલન, તથા સંહાર, એ ત્રણે કામો તેને સોંપ્યાં છે.

જેઓ જન્મ લગી ભોગવીને બુદ્ધનો દરજ્જો પામ્યા છે, તેવા બુદ્ધોવિષે પણ લોકોના અભિપ્રાયો જુદા જુદા છે. કેટલાએકોનો વિચાર નિરીશ્વરવાદી પંથ પ્રમાણે છે, તે એવો, કે જે બુદ્ધો છે, તેઓ ઇતર માણસોસરખા સૃષ્ટીની પેદાશના પ્રકૃતિથકી ઉત્પન્ન થએલા જુદા તત્ત્વરૂપી ભૂતો છે, અને જે નિર્વાણ, એટલે નિશ્ચેષ્ટતાની હાલત, મેળવવાની ઘણા લોકો ઇચ્છા કરે છે, તે હાલત તેઓને મળ્યા પછી તેઓની મૂર્તિઓ તે હાલતમાં જુદી રહેછે. બીજા પંથમાના લોકોનું મત એવું છે કે બુદ્ધો એઓ પરમેશ્વરના તેજથકી અથવા બીજા બુદ્ધો ડિના બોધિસત્વો એઓથકી નિકળેલા અંશો છે, અને છેલે સરવાળે તેઓ ઈશ્વરી તેજમાં મળી જાય છે, એટલું તેઓને તેઓની પુણ્યાઈનું ફળ મળે છે. આ જગતમાં તથા આગળની દુનિઆમાં આ જાતના માનવી બુદ્ધો ઘણા થઈ ગયા છે, પરંતુ તેઓમાથી છેલા માનવીને વિશેષેકરીને વર્ણન કર્યું છે, અને તેઓમા પણ, ગૌતમ અથવા શાક્યસિંહ એવું જેનું નામ હતું, તેનું વર્ણન વધારે છે. હાલનો ધર્મ ઉપદેશનો એવો માનેલો જે બૌદ્ધધર્મ છે, તે ગૌતમેં લોકોને ઉપદેશ્યો, અને દેવમતાના તથા નીતીના કાયદા ફેરવ્યા, અને તે ઘણા દાહાડા અગાઉ મોહોટી ઉંચી પદવી પામ્યો છતાં પણ હજી સુધી તેને બૌદ્ધધર્મનો જગ ગુરૂ માને છે, અને તેના નીમેલા પાંચ હજાર વર્ષો પૂરાં થાય ત્યાંહાં સુધી તેને આગળ પણ માનશે

એ બુદ્ધોની નીચેના દરજ્જાના અસંખ્ય વર્ગોના જુદા જુદા બુદ્ધો છે, તેઓ ઘણુંકરીને પોતાની પુણ્યાઈના જોરથી પૂરાપણાના મોહોટા નોહોરા દરજ્જાપાસે ગએલા એવા કેવળ માણસો છે એવું જણાય છે.

આ બુદ્ધોની માળિકા થઈ, એઓ શિવાય એઓના ધર્મમાના અસંખ્ય સ્વર્ગમા રહેનારા તથા પૃથિવી ઉપરના રહેનારા ભૂતોને દેવ માનેલા છે, પરંતુ તેઓમાથી કેટલાએક મૂળ તેજ ધર્મમાના છે, અને કેટલાએક હિંદુઓના દેવતાઓમાથી તેનાને તેવાજ લીધેલા છે.

બુદ્ધનું મત પાળનારા જુદા જુદા દેશોમના લોકો એકબીજા પાસેથી ઘણીક વાતોમા જુદા જુદા છે. નેપાળમાના બૌદ્ધોમા

હિંદુઓની પુષ્કળ ખોટી વાતો ભેળાઈ ગઈ છે એવું જણાય છે; અને ચીનમાં પણ આ ધર્મનું સાધારણ રૂપ ખુલ્લી રીતે હિંદુસ્થાનીજ છે.

એક ઈશ્વરને માનનારો બુદ્ધનો પંથ નેપાળમાં છે, એવું જણાય છે; અને નાસ્તિક પંથ સિંહલદ્વીપમાં પોતાની સારી હાલતનો અનુભવ લેછે એવું નજરે આવે છે.

આબેલ રેમુસાત એના મતપ્રમાણે ચીનદેશના હલકા લોકોનો ધર્મ નિરીશ્વરવાદી છે, પરંતુ અંદરનો વાસ્તવિક ધર્મ ઈશ્વરવાદી છે.

બૌદ્ધ લોકો ઘણી વાતોમાં બ્રાહ્મણોથકી જુદા છે; તેઓ વેદો તથા પુરાણો પ્રમાણ છે, એવું માનતા નથી, તેઓનામાં જાતિઓ નથી; તેઓના ગોર બધા દરજ્જાના લોકોમાંથી આવેલા હોય છે; તેઓ હિંદુઓના કોઈપણ જાતના ધર્મોપદેશકોકરતાં યુરોપિયન ગોસાંઈઓ સરખા વધારે દેખાય છે; તેઓ મઠમાં રેહે છે; એક સરખો પીળો પોશાક પેહેરે છે; જોડા વગર ઉઘાડે પગે ચાલે છે; તેઓની દાઢી તથા માથું મુંડેલું હોય છે, તેઓ બધા એકઠા મળીને દરરોજ ફરી ફરીને પોતાના દેવળમાં નીમેલી પૂજાઓ કરે છે; અને તેઓનું સમારંભથી ફરવું, તેઓનાં ગીતો, તેઓનો ધૂપ, અને તેઓની મીણબત્તીઓ, એ બધું વિશેષે કરીને રોમન કૅથોલિક ધર્મમાંની ક્રિયાઓ સરખું દેખાય છે. હિંદુઓના ગોસાંઈઓના પંથોમાં જેવી છુટ છે તેવી એઓમાં નથી. એઓએ વિવાહ કીધા વગર એકલા રેહેવું, અને ઘણુંકરીને બધી ઇન્દ્રિયોથકી થનારાં સુખો પણ છોડવાં, એવો કઠણ કાયદો છે; તેઓ એક ઓરડીમાં બેશીને બાધા એકે ટંકાસે જમે, એટલે સુવું હોય તો ધર્મમાં કહેલી રીતથી બેશીને સુઈ જાય છે; અને તેઓ દર અઠવાડીઆમાં એક વેળા બધા મળીને ન્હાવા જાય છે, અને દરરોજ કેટલીક વાર સુધી ભીખ માગવા જાય છે, (અથવા ભીખ લેવા જાય છે એવું કહીએ તોપણ ચાલશે, કારણ તેઓને ભીખ માગવાની રજા નથી,) આ બે બાબતો બાદ કરીને તેઓને કદી પણ પોતાનો મઠ છોડીને જવાની છુટ નથી. આ તેઓના ગોસાંઈ લોકો પોતાના મઠમાહેલાં દેવળોમા બીજા લોકોને આવવા દેછે એવું પણ નથી; બીજા લોકો મઠોની હદબાહારના બીજાં દેવળોમા ઈશ્વરની સેવા કરે છે.

એક વખતે આ લોકોમા ગોસાઈઓના મઠો પણ બધે ઠે-
કાણે હતા એમ જણાય છે.

બુદ્ધના ધર્મમાર્ગે માનનારા લોકો બ્રાહ્મણો કરતા પ્રાણિમા-
ત્રના જીવની વધારે અદબ રાખે છે; તેઓના ગોરો કંઈ ઝીણા
જીવો પેટમા જશે એ ડરને માટે બપોર પછી કંઈ ખાતા નથી,
અને અંધારૂ થયાપછી કંઈ પીતા નથી, અને સર્વ કાળ તેઓ
પોતાની સાથે એક સાવરણો લેઈ જાયછે, (તેને ઓગો એમ ક-
હે છે,) અને પોતાને હાથે અજાણતા કોઈ જીવતો પ્રાણી માર્યો
ન જવામાટે બેસવાની અગાઉ દરએક જગા તે સાવરણાથી સાફ
કરે છે. શ્વાસ લેવાની તથા છોડવાની વખતે ઝીણા જીવો
મ્હોમા ન જવામાટે, તે લોકો કંઈ બારીક કપડાનો મ્હોડા-
ઉપર પડો બાંધે છે.[4] તેઓ અગ્નિની ભક્તિ કરતા નથી,
પરંતુ તેઓમાથી જે સાધુઓ થઈ ગયા છે તેઓના હાડકાવિ-
ગેરેની તેઓ ભક્તિ કરે છે. આ બે વાતોનો બ્રાહ્મણોમા તથા
એઓમા તફાવત છે. હાડકા વિગેરેની ભક્તિ કરવી એ ભાવ
હિંદુઓમા નથી. એ હાડકા વિગેરે જે કહ્યા તે કંઈ વાળ, એ
કાદો દાત, એ કંઈ હાડકૂ, એવા હોય છે, અને તેઓઉપર લોકો
નક્કર ઘુંમટના આકારની સમાધિઓ[5] બાંધે છે. તેઓ પુષ્કળ
ઠેકાણે મોહોટી પ્રચંડ હોય છે, અને આ લોકોના ધર્મની એ
મોહોટી અજાએબ નિશાનીઓ છે.

બુદ્ધોની જે પ્રતિમાઓ કાહાડેલીઓ હોય છે તેઓ ક્યારે ક્યારે
ઉભી હોય છે, પણ તેથી વધારે ઠેકાણે પલાંઠી વાળેલીઓ તથા
અક્કડ, તથા અતિશય ધ્યાનમા મગરૂબ થએલીઓ છે એવા
ખાવો ધરાવનારીઓ હોય છે. તેઓના ચેહેરા શાન્ત હોય
છે, અને વાળ હમેશા આંકડીઆળા હોય છે.

હાલ જે દેશોમા બૌદ્ધો છે, ત્યાહા બુદ્ધોના દેવળો તથા સમા-
ધિઓ છેજ, તે શિવાય હિંદુસ્થાનમા પણ કેટલીએક ભવ્ય

(૪) બીજા પ્રાપંચિક લોકો માંસ ખાય છે, તેઓને કંઈ આડ નથી, અને જો મુદ્દામ ગોરને માટે જાનવર માર્યું હોય તો માત્ર તેઓએ તે ખાવું નહીં, પણ તેમ નહીં હોય તો તેઓને તે ખાવાને કંઈ હરકત નથી એવું તેઓનું મત છે

(૫) તેઓને અંગ્રેજીમાં ટોપ અને સંસ્કૃતમાં સ્તૂપ કહે છે ભા૦ ક૦

ઇમારતોના કંઈ ભાગ રહેલા છે, તેઓમાંથી દક્ષિણહિંદુસ્થાનમાં ગુફાઓમાંનાં જે દેવાલયો છે: તેઓ અતિ અજાયબ છે. વેરૂળમાં જે કેટલાંક આશ્ચર્યકારક કોતરેલાં દેવળો વિગેરે છે તે આ જાતનાં છે; પણ આ પ્રકારનાં બધાથી સરસ દેવળો કારલે નામનું ગામ મુંબઈ તથા પૂણાની વચ્ચે છે ત્યાંહાં છે. તેઓની લંબાઈ તથા ઊંચાઈ, તથા તેઓમાની બે બાજુએ લાગેલી થાંભલાઓની હારો અને ઘુમટ જેવો શિરોભાગ, એ બધું જોવા જઈએ તો એ સમાધિઓ એક ગાથિક[૬] ઢબની ઇમારતો છે એવું ભાસે છે.

બૌદ્ધોમાં વ્યુત્પત્તિના ગ્રંથોનો જમાવ ઘણો મોહોટો છે. તે બધો બ્રાહ્મણોનો જોઇને કીધેલો છે, અને બધો મૂળનો હિંદુસ્થાનમાંનો છે. હાલમાં જુદા જુદા પ્રદેશોમાં ત્યાંહાં ત્યાંહાની ભાષાઓમા તે રહી ગયો છે, અને તે દેશોમાંથી ઘણામાં છાપવાનો હુનર ઘણા દાહાડાથી સુરૂ થવાથી તે પુસ્તકોનો ફેલાવો વધારે થયો છે.

પ્રાચીન કાળમાં ગંગા નદીને કિનારે મગધ દેશનું રાજ્ય હતું: ત્યાંહાં શાક્ય એટલે ગૌતમ, એ ઉત્પન્ન થયો. તે દેશમાંની ભાષા પાલી નામની છે, અને બુદ્ધના ધર્મસંબંધી ઘણું કરીને બધાં લખતો તેમા છે, એવું જણાય છે; પરંતુ તેઓનાં પવિત્ર પુસ્તકોની ભાષા એજ છે કિંવા બીજી છે તેવિષે તકરાર છે, કારણ કે સંસ્કૃત તથા તેમાંની નીકળેલી બીજી કેટલીએક દેશભાષાઓ, એઓ વિષે પણ એવીજ તકરાર છે.

જૈન અથવા જિન.

બુદ્ધ તથા બ્રાહ્મણ, એઓના સમ્પ્રદાયોની વચ્ચે જૈન લોકોનો દરજ્જો છે. ઈશ્વર નથી, અથવા હોય તોપણ તેને, અસ્થળપણું તથા જગત વિષે પ્રેરક શક્તિ એટલું તો તેને નથીજ, અને પ્રકૃતિ અનાદ્યંત છે એવું તેઓ માને છે; ઈશ્વર જેવા જે સાધુઓને માનેલા છે તેઓની એ લોકો ભક્તિ કરે છે; પ્રાણીઓ ન મારવા વિષે ઘણું ધ્યાન પોહોચાડીને ખબરદારી રાખે છે, અને જેટલો બંદોબસ્ત કરી શકાય તેટલો કરે છે; તેઓમાં પેહેલી

(૬) ગુથની લોકોની ઇમારતો બાંધવાની એક ઢબ છે. ભા૦ ૬૦.

દગ્પેહેડીના ગોગે નથી; વેદો ઇશ્વરે કહેલા છે એવુ તેઓ માનતા નથી, અને તેઓમા યજ્ઞો વિગેરે નથી અને અગ્નીની ભક્તિ નથી, એ તેઓની બધી વાતો બૌદ્ધો સરખી છે.

વગરહાલચાને ધ્યાન કરતા રેહેવુ, એ હાલત પરમ સુખની છે, એવુ બુદ્ધના પથીઓ સરખુજ તેઓનુ મત છે, અને બૌદ્ધોના જે મતો હિદુઓ સરખા છે તે બધા એઓ માને છે.

જાતિભેદમા તથા બીજી કેટલીએક વાતોમા તેઓ હિદુઓની માને મળતા આવે છે દક્ષિણ તથા પશ્ચિમ હિદુસ્થાનમાના જૈનોમા જાતિભેદ ભરપૂર ચાલુ છે, અને ઈશાન્યતરફના પ્રાન્તોમા તે મુતેનો છે, એમ કેહેવુ જોઇએ પણ ઠેક નહીં જેનો થયો નથી, કારણ ત્યાહાના જૈન લોકો હિદુઓની ચાર જાનો કબૂલ કરતા નથી, તોપણ, જો કોઇ જૈન હિદુધર્મમા આવ્યો, તો તે કોઈ પણ એક મુકરર જાતમા પેની જાય છે, તે ઉપરથી એવુ જણાય છે કે મારો વરા કુનાગી જાતમાથી પેદા થયો એવી આગળની પીઢિકા તેની પાસે હોય છે. બીજુ સુ જૈનોમા પણ ઘણી જાતો છે, તેમાના લોકો એકબીજાની સાથે ઠોક રીની લેવડદેવડ કરતા નથી, તથા બીજા વેહેવારમા હિદુઓની વર્ણો પ્રમાણે સખ્તીથી ચાલે છે.

વેદો ઇશ્વરે કહેના છે એવુ તેઓ માનતા નથી, તોપણ તેમાની વાતો જ્યાદા તેઓના ધર્મને આડી આવતી નથી ત્યાહા વેદોને તેઓ ઘણુ માન આપે છે. જેઓમા હિંસા થવાની એવા યજ્ઞો કરવાનુ વેદોમા કહ્યુ છે, અને હોમ કરવાની વખતે, કોઈ જાણી જોઇને ન કરે તોપણ જીવોનો ઘાત કરવાના સભવ હોય છે, આ મુખ્ય કારણોને માટે તેઓ હિદુઓના ધર્મનો નકાર કરે છે.

તેઓ હિદુઓના બધા દેવો કબૂલ રાખે છે, અને તેઓમાથી કેટલાએકોની પૂજા પણ કરે છે, પણ જે તેઓના પોતાના સિદ્ધો છે, તેઓ ફકરતા એ દેવો નીચા દરજ્જાના છે એવુ માને છે, અને તે સિદ્ધો એજ ખરેખર પૂજા કરવા લાયક છે, એવુ તેઓનુ મત છે.

ઉપર કહેલી જેન લોકોની વાતો, બ્રાહ્મણો અથવા બૌદ્ધો, આ બેમાથી કોઈ પણ એકની સાથે મળતી આવે છે, પરતુ તેઓ

શિવાય તેઓનાં કેટલાંએક અજાએબ મતો છે.—તેઓમાં કેટલાએક પવિત્ર લોકો થઈ ગયા તેઓને સિદ્ધ કેહે છે, અને તેઓ મુખ્ય પૂજા કરવા લાયક છે એવું તેઓ માને છે; તેઓ પોતાના તપના બળથી દેવોથકી મોહોટા થયા છે; તેઓનું રૂપ તથા સાધારણ લક્ષણો, એ ઠેઠ બૌદ્ધોમાંના સિદ્ધો સરખાંજ છે, પરંતુ તેઓનાં નામો તથા તેઓની હકીકતો તેઓના કરતાં છેક જુદીઓ છે. એ સિદ્ધોને તીર્થંકરો કેહે છે.—હાલના જુગમાં ચોવીસ તીર્થંકરો છે, તથા આગળનામાં ચોવીસ હતા, તથા હવે પછી ચોવીસ થવાના છે. તેઓમાંથી જેઓની પૂજા ઘણા લોકો કરેછે તે,—ઋષભદેવ અને કેટલેએક ઠેકાણે પૂજે છે. હાલના તીર્થંકરોમાંથી આ પેહેલો છે, પરંતુ પારસનાથ તથા મહાવીર, નામે જે ત્રેવીસમા તથા ચોવીસમા તીર્થંકરો, તેઓની પૂજા બધે ઠેકાણે કરે છે. એ જે છેવટના બે, તે બાદ કરીને બાકીના તીર્થંકરોના આકારનું માપ તથા આવરદાનું માન, એ અકલથી દૂર છે, તે ઉપરથી એ છેલ્લેના બે એઓ તે ધર્મના ખરેખરા સ્થાપક હોવા જોઈએ, એવી જે અટકળ કરે છે, તે ઠીકજ ખરી હોવી જોઈએ, એમ જણાય છે. બધા તીર્થંકરો નિશ્ચેષ્ટતારૂપ પરમાનંદની જે હમેશાંની અવસ્થા, તેમા હોય છે, અને દુનિઆના કારભારમાં છેક હાથ ઘાલતા નથી.

હિંદુઓના દેવોની પદવિઓ તથા તેઓને લગતી બીજી વાતો, એઓમાં જૈનોએ કેટલાએક ફેરફારો કીધા છે. હિંદુઓના જે ઘણા મોહોટા મોહોટા દેવો છે, તેઓનું તેઓએ કેટલુંએક વધારે માહાત્મ્ય વર્ણન કર્યું છે એમ નથી, અને તેઓએ દેવોની સંખ્યા વધારીને તેઓની શિરસ્તામુજબ અકલથકી દૂર એવી ઘણી વાતો હતીઓ, તેઓમાં બીજી વધારી મુકી છે. એનું ઉદાહરણ, તેઓમાં ચોસઠ ઇન્દ્રો તથા બાવીસ દેવીઓ છે.

સિદ્ધોના શરીરોનાં હાડકાં વિગેરે અંગોને તેઓ માનતા નથી; તેઓનામાં મઠ નથી; તેઓના ગોરોને જતી (યતી) કેહે છે; તેઓ બધી જાતિઓમાંના હોય છે; તેઓનો પોશાક બ્રાહ્મણોના પોશાકથી જુદી તરેહનો હોય છે, તોપણ કેટલેએક દરજ્જે તેઓના સરખો હોય છે. તેઓ ઘણા મોહોટા ટીલા સફેદ

એમો ઓઢે છે; તેઓને ચોલક કેહેવાય છે; તેઓ ઉઘાડે માથે ફરે છે; તેઓની દાઢી તથા ચોટલી કાહાડી નાખેલી હોય છે, અને તેઓની સાથે એક નાળી લાકડી તથા જીવજન્તુ વાગી કાહાડવા માટે એક માવરણો હોય છે' તે સાવરણાને તેઓ ઓધો કેહે છે. તેઓ પોતાનું ગુજરાન ભીખ ઉપર કરે છે. તેઓ કયારે પણ ન્હાતા નથી; (બ્રાહ્મણ લોકો આખો દાહાડો ડબકીઓ મારતા હોય છે; તેઓથી ઉલટુ કરવામાટે આઓ કદાચિત્ એવું કરતા હશે,' એમ જણાયછે.)

જૈનોના દેવળો ઘણુ કરીને ઘણા મોહોટા તથા દેખાવડા હોય છે, તેઓના માથાના ભાગ સપાટ હોય છે, અને લોકોની આ નગી હવેલીઓ પ્રમાણેં તેઓમા ચોક તથા થાભનાઓની હારો હોય છે, પરન્તુ કયારે કયારે એ દેવળો હિંદુઓના મદિરો સરખા હોય છે, અને કયારે કયારે વર્તુળાકાર હોઇને તેઓની ચોતરફ તીર્થંકરોના પ્રચડ પુતળા હોય છે. તે દેવળોની ભીંતો ઉપર તેઓની અજાએબ દંતકથાઓ ચીતરેલી હોય છે, અને કેટલીએક વખત હિંદુઓની પણ તેઓમા ભેળેલી હોય છે. મૂર્તિઓ શિવાય તેઓમા સગેમરમર પાહાણાના સિંહાસનો હોય છે, તેઓઉપર મિત્રોની આકૃતિઓ કોતરેલી હોય છે; અને પવિત્ર પુરૂષોની પાવડીઓની નિશાનીઓ હોય છે. એ છેલ્લી નિશાનીઓ બૌદ્ધો પ્રમાણેંજ એઓમા છે.

હિંદુઓની ઢબ પ્રમાણેં બાંધેલા એવા જૈનોના અતિ સારા દેવળો ગુજરાતની ઉત્તર તરફ આબુ પર્વતને માથે છે; તે સફેદ સગેમરમર પાહાણાની મોહોટી ભવ્ય ઇમારતો છે. વેરૂળ, નાશીક, તથા બીજે ઠેકાણેં જૈનોની મોહોટી મોહોટી ગુફાઓ પણ છે. મ્હૈસૂર પ્રાન્તમા ચિનરાયપટ્ટણ પાસે એક તીર્થંકરના પૂતળો એક પત્થરમા કોતરેલો છે, તે જુદે જુદે ઠેકાણેંથી જોતા ઓપનથી સિત્તેર ફુટ ઉચો હશે એવી અટકળ થાય છે.

જૈનોમા વિદ્યાનો સગ્રહ ઘણો છે. તે બ્રાહ્મણોના સરખોજ છે, પરન્તુ બ્રાહ્મણી કાલમાન તથા ભૂગોલ એઓમા જે ઘટારત કરતા વધારે વખાણવાની રીત છે, તેથી પણ એઓમા અતિ ઘણી વધારે છે; મૂળે બ્રાહ્મણોના ગ્રન્થોમાની લાખો વિગેરે સખ્યાઓ અક્કલથી દુર હતીઓ, તે એઓએ કોડો સુધી વધારી

મુકીઓ છે. તેઓનાં ધર્મપુસ્તકો લખવાની ભાષા માગધી, તેને પાલી પણ કેહે છે.

આ બે ધર્મોના તથા હિંદુ ધર્મના પ્રાચીનપણાની સરખામણી

હવે, ઉપર વર્ણવેલા ત્રણ ધર્મોમાંથી હિંદુસ્તાનમાં કીયો ધર્મ પેહેલાં ચાલુ થયો? એવો સવાલ પેદા થાય છે; અને તેવિષે વિચાર કરતાં બુદ્ધ તથા જૈન આ બેઉના ધર્મોમાંથી વધારે પ્રાચીન કીયાને કેહેવો આ વાત ઉપર તકરાર આવે છે. આ બેઉ ધર્મનાં મૂળનાં મતો એકસરખા છે, તે ઉપરથી આ બેઉનું મૂળ એકજ છે, એવું માલૂમ થાય છે એવું લાગે છે. તે મૂળ એક છે એવું જો આપણે કબુલ કરીએ તો, આ બે ધર્મોતરફની તકરારોમાં બ્રાહ્મણોની તરફનું પલ્લું વધારે નમે છે એવું જણાય છે. તેમાં પણ બીજી એક વાત છે, તે એવી, કે બૌદ્ધોનો ધર્મ એ ક્યારે થયો હશે તોપણ તે અપૂર્વજ પેદા થયો આ વાત અસંભાવ્ય છે; માટે બ્રાહ્મણોનો ધર્મ વધારે જુનો છે એવું ઠરાવવાને એક વધારે દલીલ મળે છે.

બ્રાહ્મણોનો ધર્મ વધારે જુનો છે એવું કેહેવાને બીજું એક કારણ છે; તે એકે—જે માણસને ધર્મ વિષેની વૃત્તિઓનો અનુભવ થયો નહીં હશે, તેને ઈશ્વરવિષે જે વિચારો પેહેલાં સુઝશે તે તેની પોતાના કરતા જે વધારે જોરાવર શક્તિઓ સૃષ્ટિમાં છે તે જોઇને થવા હશે. જો બુદ્ધોના મતપ્રમાણે એક વગરહાલચાલને રેહેનારો દેવ છે એવી ભાવના તેઓના મનમાં આવે, તોપણ તે દેવની પૂજા કરવાને તેઓને કંઈ ભખભ મળવાનો નથી; માટે તેઓ તેવા દેવને છોડીને, જે સૂરજથી ગરમી મળે છે, અને જે આકાશમાંના ગડગડાટોથી બીહીક લાગે છે, તે સૂર્યને અથવા તે આકાશને તેઓ પૂજવા માંડશે, આ વાત સેહેજ છે. આ પ્રમાણે મૂળથીજ 'એક' વગરહાલચાલના દેવની ઉપાસના કરવાનો સંભવ નથી, માટે અર્થાત સિદ્ધોની પૂજા કરવાનો સંભવ તેથી થોડોજ છે; કારણ જે ધર્મસંબધી ધારણાઓ લોકોમાં ચાલુ થઈઓ હશે, તેઓ પ્રમાણે ચાલવું તેને પુણ્યાઈ કેહે છે, અને જેઓની એવી પુણ્યાઈ હોય છે, તેઓને સિદ્ધો કેહે છે; માટે કોઈ આપણાં જેવા માણસોએ ધર્મની આસાઓ સજીએ

પાળ્યાથી બીજા લોકો તેઓને ઈશ્વર જેવા ગણવા માંડે, એવી તેઓની ધારણા થવાની અગાઉ તે લોકોના મનમાં તે ધર્મ ગાઢીપણે ઠસી ગએલો હોવો જોઈએ. તેમાં પણ બીજી એવી વાત છે, કે જે તેનાં માણસો (એટલે સિદ્ધો) આ જગતના કારભાર તરફ નજર નહીં પોહોચાડતા હોય, અને જગતના ધારા બાંધનાર જે ઈશ્વર તેની સાથે બીજા લોકોવિષે પંચાત નહીં કરતા હોય, અને એવું છતાં પણ જે તેઓને લોકો ઈશ્વર એવું માનતા હોય, તો તે લોકોનો તે ધર્મ ઉપર તેથી પણ પાકો એતબાર બેઠો છે એવું સમજવું જોઈએ. આ વાત બૌદ્ધ ધર્મની થઈ.

હવે હિંદુ ધર્મનો રસ્તો એથી વધારે સીધો દેખાય છે. તેની શૂરૂઆતમાં, સૃષ્ટિમાંની જે ધરતી, પાણી, તેજ, વાયુ, તથા આકાશ એ પંચમહાભૂતો વિગેરે શક્તિઓ, તેઓની ભક્તિ ચાલુ થઈ, અને ઇશ્વર એક છે એવું જે એકેશ્વરી મત ત્યાંહાંસુધી તેનો વધારો થયો; પછી તેનો ક્ષય થતો ગયો, અને છેલે સરવાળે જે વિદ્વાનો હતા તેઓમાં સંશયી બુદ્ધિ ઉત્પન્ન થઈ, અને સાધારણ લોકોમાં માનવોની પૂજા ચાલુ થઈ છે.

હવે, એવું જણાય છે, કે હિંદુઓમાંના સાંખ્ય પંથના જે તત્ત્વવેત્તાઓના મતો પાછા ફરીને તેઓમાંથી બૌદ્ધોનું નાસ્તિકપણું ઉભું થયું છે, અને સાધારણ હિંદુ લોકો જે વીરોની પૂજા કરે છે તથા વૈરાગીઓને કેહેવાઈ નરાકાર એટલું માન આપે છે, આ બે વાતો, ઘણે દરજ્જે, બૌદ્ધોમાં સિદ્ધોને જે દેવો કરી મુકયા છે તેના સારખીજ છે. એ ઉપરથી બ્રાહ્મણોનો ધર્મ એ પ્રાચીન કાળમાં થયો, અને તેનાં મૂળનાં અગત્યના મતો જ્યારે પૂરી હાલતમાં આવ્યા હતાં, અને કદાચિત્ તેઓને ક્ષયરોગ લાગવાની વખત આવી હતી, ત્યારે બુદ્ધનો ધર્મ એ તેનો ફાંટો ફુટીને નીકળ્યો એવો તર્ક કરવો, એ વાત સેહેજજ ધ્યાનમાં આવે છે.

આ ધર્મવિષે જે ઇતિહાસમાંનો માહિતગારી મળે છે, તેઉપરથી પણ એવોજ ઠરાવ થાય છે. વેદોની જે જોડણી હાલ છે, (જેને સંહિતા કેહે છે) તે ખ્રિસ્તી શકની અગાઉ આશરે ચૌદમા સૈકામાં થઈ એવો તર્ક કરે છે; તે ઉપરથી જે ધર્મ

વેદોએ ઉપદેશ્યો છે તેની ચાલ તે વખતની અગાઉ ઘણી થઈ હશે. એવું છતાં, બુદ્ધના ધર્મવિષે જેઓ અતિ સખ્તીથી તકરાર લે છે તેઓમાંથી, એ ધર્મ ખ્રિસ્તી શકની અગાઉ દસમા અથવા અગીઆરમા સૈકાની પૂર્વે થયો એવું એક પણ કેહેતો નથી, અને જે ઇતિહાસવિષે ઘણાજ સારા દાખલાઓ છે, તે ઉપરથી એવું ઠરે છે, કે એ છઠ્ઠા સૈકામાં થયો.

જે લોકો પોતાને બૌદ્ધ ધર્મ પ્રમાણે ચાલનારા કેહેવરાવે છે, તેઓ બધા, આ ધર્મ હિંદુસ્થાનમાં પેદા થયો એવું કેહે છે. એનો પાયો ઘાલનાર શાક્યમુનિ, એવા નામનો ગોરખપુરની ઉત્તરે કાપિલ[૭] નામે ગામ છે ત્યાહાં જન્મેલો પુરૂષ હતો; તેને ગૌતમ પણ કેહે છે. આ વાતવિષે બધાઓનું મત એક છે; પરંતુ કોઈ કેહે છે કે તે ક્ષત્રિય હતો, અને બીજાઓ એવું કેહે છે, કે તે રાજાનો છોકરો હતો. તે ક્ષત્રિય હોઇને સૂર્યવંશમાંના એક રાજાનો પુત્ર હતો એવું હિંદુલોકો કેહે છે; એઉપરથી ઉપરની હકીકતને વધારે જોર આવે છે. બુદ્ધ ક્યારે ઉત્પન્ન થયો એ વિષે બધા લોકોનું એટલું સારૂં સરખું મત નથી. હિંદુસ્થાનમાંના લોકો, તથા આવા, શ્યામ, અને સિલોન, અહિંયાંના લોકો ખ્રિસ્ત પેહેલા છઠ્ઠા સૈકાના મધ્યના સુમારમાં એનો જન્મ થયો એવું ઠરાવે છે, અને મગધ દેશમાંના રાજાઓની યાદીમાં કેટલીએક વાતો લખેલીઓ છે તેઓનો આ વાતને ટેકો મળે છે.

હવે કાશ્મીરી લોકો ખ્રિસ્ત પેહેલાં તેરસોબત્રીસ વર્ષો ઉપર શાક્યમુની હતો એમ અટકળે છે; ચીના, મોગલ, તથા જાપાની, એ લોકો શુમારે હજાર વર્ષો પેહેલાં થયો એવું કેહે છે, અને "એશિઆટિક મેગઝીન" નામે એક ગ્રંથમાં તિબેટના ૧૩ ગ્રંથકારોવિષે ઉલ્લેખ છે, તેમાથી ચારેની સાગરથી ખ્રિસ્ત પેહેલાં ૨૯૫૯ વર્ષો, અને નવની ૮૩૫ વર્ષો, એવી ઠરે છે. એવું છતાં, તિબેટમાં ધર્મસંબંધી જે મોહોટો ગ્રંથ છે, તેમાં એવું લખ્યું છે, કે અશોક રાજાએ જે બધાઓની સભા ભરી હતી, તે બુદ્ધ મુવાપછી ૧૧૦ વર્ષોએ ભરી હતી; તેઉપરથી બુદ્ધનું મરણ

(૭) લલિતવિસ્તાર નામનો એક બુદ્ધના ચરિત્રનો ગ્રંથ છે, તેમાં કપિલવસ્તુ એવું નામ છે. ભા૦ ક૦.

ખ્રિસ્ત પેહેલા ચારસો વર્ષોની અંદર થયુ એમ થાય છે: કારણ કે અશોક એ ઇસાની સદની પેહેલા ત્રણસો વર્ષોની અંદર હતો, આ વાત વગરતકરારી દાખલા સાથે આગળ દેખાડવામા આવશે.

એક ચીની ગ્રંથકારનુ મત બીજાં બધાઓકરતા જુદુ પડે છે, અને તે એવુ ઠેરવે છે કે શાક્યસિંહ એ ખ્રિસ્તની આગાઉ ૬૮૮ મેં વર્ષે હતો ચીની તથા જપાની કોટકોમા ખ્રિસ્તની પેહેલા ૯૯૯ મેં વર્ષે શાક્યસિંહની પ્રખ્યાતિ થઈ એવુ જ્યાહા લખ્યુ છે ત્યાહા એવુ જણાવ્યુ છે કે જ્યારે આ વર્તમાન થયુ ત્યારે અજાતશત્રુ રાજાની કારકીર્દ હતી હવે, મગધ રાજાઓની વંશાવળીમા જે એ રાજાનુ વર્ણન છે, તે ઉપરથી તે રાજા ખ્રિસ્તની આગાઉ છઠ્ઠા સૈકામા રાજ્ય કરતો હતો એવુ જણાય છે

એ રીતે આ દાખલાઓમા ઘણા તફાવતો છે હવે એક આગળનો બુદ્ધ અને એક પાછળનો બુદ્ધ એવુ ધારીને તે બેઉની હકીકતો લખ્યાથી આ તફાવતો થયા હશે એવી જો ધારણા કરીએ તોપણ તે તફાવતો નહીં સરખા થતા નથી, તેમા બીજી વાત એવી છે, કે બન્ની હકીકતામા શાક્યસિંહ એજ એક સરખુ નામ છે, અને જે પુરૂષોવિષે જુદા જુદા વર્ષોનુ વર્ણન છે તેઓના ચરિત્રોમાની બન્ની વાતો એકસરખીજ છે, તેઉપરથી ઉપર કહ્યાપ્રમાણે બે બુદ્ધો હતા, એવી કલ્પના કરવાનો જે રસ્તો તેપણ બંધ થાય છે હવે આ વાતનો નીકાલ કરવાના બે રસ્તા છે —એક એવો કે, હિંદુસ્થાનમાના બૌદ્ધોમા જે ધર્મ પેદા થયો તેની માહિતગારી તેઓનેજ નથી એવુ માનવુ અને હિંદુઓની કાળગણતરીમા એ બીના સારી દલીલોથી ઠેરવાઈ ગઈ છે તે ખોટી એવુ સમજીને તે તવારીખનો ભાગ ચુથી નાખવો, અને બીજો એવો કે જ્યારે બુદ્ધે સ્થાપેલો ધર્મ, તેના મરણપછી ઘણા સૈકા ગુજરી ગયાઉપરાંત કાશ્મીર તથા તિબેટ અહિંના લોકોએ લીધો, અને પછી તે દેશમાથી પૂર્વતરફના દેશોમા તે ધર્મ ફેલાયો, ત્યારે આ ચુક કાશ્મીર અથવા તિબેટ આ દેશોમા થઈ માટે વિચાર કરીને જોતા આ બેમાથી છેલો રસ્તો પકડવો સંભવ છે અને તેથી બુદ્ધનુ મરણ ખ્રિસ્તની આગાઉ ૫૫૦ વર્ષેઉપર થયુ એવો ઠરાવ કરવાને આપણને ઈડર નથી.

બૌદ્ધોનું મૂળ હિંદુસ્થાનમાંજ છે એવિષે પ્રત્યક્ષપ્રમાણો છે; અને તેઓ વિના તે લોકોની ઈશ્વરીવિદ્યા, પુરાણવિદ્યા તત્ત્વવિદ્યા, ભૂગોળવિદ્યા, કાળ ઠેરવવાની વિદ્યા વિગેરે ઘણુંકરીને બધી વિદ્યાઓ હિંદુઓમાંથી પેદા થઈઓ છે, અને તે વિદ્યાઓમાં જે બધી પરિભાષા છે, તે સંસ્કૃત છે તેઉપરથી પણ તેઓની પેદાશ હિંદુસ્થાનમાંની છે, એવું જણાય છે બુદ્ધ તથા આ વિશુદ્ધ એઓપણ સાફ જણાતા સંસ્કૃત શબ્દો છે

એ ધર્મનો વધારો કેવો થયો એવિષે પાકી ખબર મળતી નથી ખ્રિસ્તની અગાઉ ત્રીજા સૈકાના મધ્યના શુમારમાં અશોક રાજાની કારકીર્દિમાં હિંદુસ્થાનમધ્યે આ ધર્મનો અતિ વધારો થયો હતો અને તેજ સૈકાની આખરીમાં તે રાજાએ મોકલેલા ધર્મોપદેશકોએ તે ધર્મ સિંહલદ્વીપમાં ચાલુ કીધો

તાતાર તથા તિબેટ આ દેશોમાં એ ધર્મ ફેલાયો હતો એવું સમજાય છે, પણ ઈ૦ સ૦ ૬૫ સુધી તે ચીનમાં પેઠો નહીં હતો, અને તે વેળા તે હિંદુસ્થાનમાંથી ત્યહાં ગયો, તથા ઈ૦ સ૦ ૩૧૦ સુધી તેનો પૂરો પાયો ત્યાહાં ચંપાયો ન હતો

ખ્રિસ્તી શકના પાંચમા સૈકાની અવ્વલીમાં એક ચીની મુસાફર હિંદુસ્થાનમાં જાત્રાએ આવ્યો હતો તેણે આ ધર્મનું જે મૂળ ઠેકાણું હિંદુસ્થાન ત્યાહા તેનો પ્રચાર કેવો થતો ગયો તે વિષે લખ્યું છે તે વખતે ચીન તથા હિંદુસ્થાન, એઓની વચ્ચેના દેશમાં બૌદ્ધધર્મ સારી રીતે ચાલતો હતો પણ પંજાબમાં તેની પડતી દશા આવી હતી અને ગંગાજમુનાના ઉપરના દેશમાં તો ધર્મને છેક નિ[illegible] થઈ ઘેરી લાગી હતી. એવું તેની નજરે આવ્યું હતું બુદ્ધની જે કાપિલ નામની જન્મભૂમી તેનો નાશ થઈને તે ઉજડ પડી હતી—તે ભૂમી "માણસનો વાસો નહીં એવું જંગલ થઈગઈ હતી, એવું તે લખે છે બીજું સિંહલદ્વીપમાં તે ધર્મ પૂરજવાનીમાં હતો, પણ જ્યારે તે મુસાફર વહાણને રસ્તે પાછો ચીન ગયો ત્યારે રસ્તામાં જાવા બેટમાં ગયો હતો ત્યહાં તે વખતસુધી તે ધર્મ સુરૂ થયો ન હતો

આ વખત પછી હિંદુસ્થાનમાંના કેટલાએક પ્રદેશમાં બૌદ્ધ ધર્મનું માહાત્મ્ય કેટલાએકમાં ફરીથી વધ્યું ત્યારે ખ્રિસ્તિ સનના આઠમા અથવા નવમા સૈકામાં શંકરાચાર્ય અને કદાચિત્ તેની

આઠમા પણ કુમારીલભટ્ટે તે ધર્મના લોકોની સાથે વાદ કરીને તેઓનું મત તોડ્યું, તેઓને પીડા દીધી, અને ઘણું કરીને તેઓને દક્ષિણમાંથી હાંકી કાહાડ્યા; પરંતુ ઉત્તરહિંદુસ્થાનમાં આઠમા સૈકામા તેઓનું મહાત્મ્ય હતું, અને અગીઆરમા સૈકાસુધી એટલા અર્વાચીન કાળસુધી પણ કાશીમાં તેઓનો પંથ મુખ્ય હતો, અને ગુજરાતના ઉત્તર ભાગમા બારમા સૈકાસુધી તેઓનું માહાત્મ્ય હતું, એવું જણાય છે.

હાલમા તે લોકો હિંદુસ્થાનમાંના ઘણા પ્રદેશમા નથી; પરંતુ સિંહલદ્વીપમાંનો મુખ્ય ચાલુ ધર્મ તેઓનો છે, તથા ગંગાકાંઠાના પ્રાન્તની ઇશાન્યતરફ જે કેટલાએક ડુંગરી મુલકો છે તેઓમાંનો ધર્મ એજ છે. તેમજ બ્રહ્મદેશ, તિબેટ, સિયામ, અને હિંદુસ્થાન તથા ચીન એઓની વચ્ચેનો બધો દેશ, એઓમા એજ ધર્મ ચાલુ છે. ચીન દેશમાં એનો ફેલાવો વધારે છે, અને ચીની તાતાર તથા તાતાર, એઓમાંના ઘણુંકરીને બધા ભાગોમા એ ફેલાવો છે, માટે, બીજા કોઇપણ ધર્મકરતા એ ધર્મ વધારે લોકો માને છે, એવું જે કહેવું છે તે જોવામા ખરૂં લાગે છે.

ખ્રિસ્તી શકના છઠા અથવા સાતમા સૈકામા જૈનો પેદા થયા; આઠમા અથવા નવમા સૈકામા તેઓ નામીચા થયા, અગીઆરમા સૈકામા તેઓની ચડતીના કળશ થયો; અને બારમા સૈકાપછી તેઓનો ક્ષય થતો ગયો, એવું જણાય છે. તેઓના મુખ્ય ઠેકાણા હિંદુસ્થાનના દક્ષિણભાગમા, અને ગુજરાતમા તથા હિંદુસ્થાનના પશ્ચિમભાગમા હતા એવું માલમ થાય છે. ગંગાકાંઠાના પ્રદેશમા તેઓની ઝાઝી બઢતી કદી થઇ નહીં એવું જણાય છે.

નિદાન હિંદુસ્થાનમા તો બ્રાહ્મણોએ તેઓને ઘણી પીડા કીધી, એવું જોવામા આવે છે.

હજીપણ જૈનોની સંખ્યા ઘણી છે. તેઓની વસ્તી મુખ્યકરીને ગુજરાત, રાજપુતસ્થાનો, તથા કાનડા, એઓમા છે. એ લોકો ઘણુંકરીને દોલતમંદ અને મોહોટા વેપારીઓ છે, તેઓમાથી ઘણા લોકો મોહોટા સરાફો છે, અને હિંદુસ્થાનમા જે વેપારની દોલત છે તેનો મોહોટો ભાગ તેઓના હાથમા છે.

---

અતિ ઉપરાં છે તેઓનું ટુંકામાં વર્ણન, તથા બાકી બીજાંનું થોડું થોડું વર્ણન કીધું છતાં, હિંદુલોકોએ તત્ત્વવિચારરૂપી જે વિદ્યા તેના મુલકમાં કેટલી સુધારણી કીધી હતી તે આપણા ધ્યાનમાં આવશે.

હવે ઉપર કહ્યાપ્રમાણે જે ટુંકામાં વર્ણન કરવાનું, તે સાંખ્ય તથા વેદાન્ત એઓનું કરૂંછું. તેઓમાંથી પેહેલામાં પ્રકૃતિ અનાદિ છે એવો સિદ્ધાન્ત છે, અને તેના મુખ્ય ભાગમાં ઈશ્વર નથી એવું કહ્યું છે. બીજામાં, બધી વસ્તુઓ ઈશ્વરથકી પેદા થએલીઓ છે એવું કહેલું છે, અને તેમધે એક પંથ છે તેમાં પ્રકૃતિ ખોટી છે એવું કહેલું છે.

હિંદુલોકોમાં જે નિરીશ્વર તથા સેશ્વર એવા બધા સમ્પ્રદાયો છે, તેઓની મતલબ એકજ છે. તે એવી કે નિર્વાણની હાલત મેળવવાના ઉપાયો દેખાડવા, કે જેથી બીજા જન્મમાંથી છુટકો તથા બધી દેહસંબંધી ઉપાધિઓમાંથી મોક્ષ કેવી રીતે કરી લેવો, એ છે.

---

## નિરીશ્વર સાઙ્ખ્ય તથા સેશ્વર સાઙ્ખ્ય.

જ્ઞાનનો ઉદ્દેશ.

ઉપર કહ્યાપ્રમાણે આ દર્શનના બે સમ્પ્રદાયો થયા છે: તેઓમાથી એક કપિલનો, તે નિરીશ્વરવાદી છે; અને બીજો પતઞ્જલીનો તે ઇશ્વરનું હોવું કબૂલ કરે છે.

હવે, નીચે લખેલાં મતો બંને સમ્પ્રદાયોમાં એકસરખાંજ છે; તેઓની વિગત.—ખરા તથા પૂરા જ્ઞાનથી માત્ર મોક્ષ મળે છે. આ પ્રકૃતિરૂપ જગતમાના વ્યક્ત તથા અવ્યક્ત પદાર્થો, તથા પ્રકૃતિથી જુદો એવો જે આત્મા તેનું જે અચેતન તથા સજ્ઞાન સ્વરૂપ, આ બેઉ વચ્ચેનો તફાવત સારી રીતે ઓળખાવો, એને જ્ઞાન કેહે છે.

માન મેળવવાના ઉપાયો.

પ્રત્યક્ષ, અનુમાન, તથા શબ્દ, આ ત્રણ પ્રકારની દલીલોથી ખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે.

પદાર્થો.

એ રીતે જે પદાર્થોનું જ્ઞાન થાય છે, તે પદાર્થો પચીશ વર્ણવેલા છે; તે નીચે લખ્યા મુજબ છે;—

૧. પ્રકૃતિ.—એ બધાઓનું મૂળ, સર્વ બનાવનારી, સૃષ્ટિનુ ઉપાદાન કારણ, છે; એ અનાદ્યંત, અવ્યક્ત, અનવયોવગર, પેદા કરનારી, તથા અવિકૃત (એટને વિકાર ન પામેલી) છે.

૨. મહત્તત્ત્વ.—પ્રકૃતિએ પેહેલા પેદા કીધેલુ, અનુત્પન્ન, (એટલે જે બીજા પદાર્થથકી પેદા ન થએલુ) અને બીજા બધા પદાર્થોને પેદા કરનારૂ છે.

૩. અહંકાર.—એ મહત્તત્ત્વથકી ઉત્પન્ન થાય છે, અને, હું છુ, એવી જે પોતાના અસ્તિત્વવિષે બુદ્ધિ ઉપર અસર થાય છે તે આથકી થાય છે.

૪—૮. અહંકારથકી જે પંચમહાભૂતોના ઝીણા સ્વરૂપો પેદા થાય છે એવુ માને છે તે; તેઓને પંચતન્માત્રો કેહે છે.

૯—૧૯. તેમજ અહંકારથકી ઉત્પન્ન થએલી અગીઆર જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિઓ. તેઓમાથી આંખ, કાન વિગેરે પાંચ જ્ઞાનેન્દ્રિયો, અને વાચા, હાથ, પગ, વિગેરે પાંચ કર્મેન્દ્રિયો, એઓ મળીને દસ બાહારની ઇન્દ્રિયો છે; અગીઆરમું ઇન્દ્રિય મન; તે અંદરનુ છે, અને તે જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિય બેઉ છે, માટે તેને ઉભયવિધ, એટને બે પ્રકારનુ ઇન્દ્રિય, કેહે છે.

૨૦—૨૪. ઉપર કહેલા ૪ થી ૮ સુધી જે પંચતન્માત્રો કહ્યા છે તેઓથકી પેદા થનાર જે પંચમહાભૂતો તે;—પૃથ્વી, આપ (પાણી), તેજ, વાયુ તથા આકાશ, એ પંચમહાભૂતો.

૨૫. છેલ્લો પદાર્થ આત્મા, તે કોઈનાથકી ઉત્પન્ન થયો નથી, અને તે કોઈને પેદા કરી શકતો નથી. તે બહુમય,[૧] પૃથક,[૨] સચેતન,[૩] અવ્યય,[૪] અને પ્રકૃત્યાતીત.[૫] છે.

સૃષ્ટિવિષે વિચાર કરીને તેની પાસેથી જુદો થવા માટે આત્મા તથા પ્રકૃતિ એઓનો મ  સચેતન દેહી જોગ થાય છે; અને તે મજોગથકી ઉપર કહેલા  ભૂતોની રચના મહત્તત્ત્વ વિગેરે નિર્માણ થઈને સૃષ્ટિ પેદા થાય

---

(૧) જે વસ્તુમાં બીજી ઘણી વસ્તુઓ રેહેછે તે મ'સંધ કેહેવાય છે. ભા૦ ક૦
(૨) જુદો અથવા જેની હાલત જુદી છે ભા૦ ક૦
(૩) ચૈતન્ય ધરાવનાર ભા૦ ક૦
(૪) જેનો નાશ થવાનો નથી ભા૦ ક૦
(૫) પ્રકૃતિ છોડીને રેહેનાર. ભા૦ ક૦

છે. મોક્ષ અથવા ઉપભોગ, એઓની ઇચ્છા આત્મા કરે છે એ બેઉ મળવાને બુદ્ધિ, અહંકાર, મન, પાંચ જ્ઞાનેન્દ્રિયો, તથા પાંચ કર્મેન્દ્રિયો, તથા પંચમહાભૂતોનાં તન્માત્રો, એઓથી રચેલો ઝીણો દેહ તેને મળે છે. એ દેહ બંધ વગરનો, અવ્યાક્ષિપ્ત,[6] અને મનના ધર્મોથકી વિકાર પામનારો, એવો છે. પરંતુ પંચમહાભૂતોનો બનેલો સ્થૂલ દેહ એને મળે ત્યાંહાંસુધી એ વિષયોનો ઉપભોગ લેવાને શક્તિમાન્ નથી. એ જે બીજો સ્થૂલ દેહ કહ્યો, તે માણસનું શરીર; તે નાશવંત છે.

ઉપર કહેલો ઝીણો દેહ વધારે મુદતસુધી ટકે છે, તથા બીજા જન્માગ થયા છતાં પણ આત્માની સાથે જાય છે.

દેહી સૃષ્ટિમાં જે જીવોને સ્થૂલ દેહ છે. તેઓના ચૌદ વર્ગો કરેલા છે; તેઓમાંથી આઠ વર્ગો માણસથી શ્રેષ્ઠ અને પાંચ કનિષ્ઠ છે.

ઉપર કહેલા શ્રેષ્ઠ વર્ગોમાં દેવભૂતપિશાચાદિઓનો સમાસ થાય છે; ચોપગાં, ઝાડો, તથા ખનિજ (એટલે ખાણમાંથી નીકળેલા) પદાર્થો, એઓનો સમાસ કનિષ્ઠોમાં થાય છે.

ભાવસર્ગ.

મોહોટા દેહની તથા ઝીણા દેહની એ જે બે તરેહની પ્રકૃતિની ધરેલી સૃષ્ટિઓ છે, તેઓ શિવાય સાઙ્ખ્યકારોના મતપ્રમાણે બુદ્ધીના વિકારો, તથા ભાવો, તથા શક્તિઓ, એઓથી બનેલી એવી એક સૃષ્ટિ છે, તેને ભાવસૃષ્ટિ અથવા ભાવસર્ગ કેહે છે. એ ભાવસર્ગ ચાર પ્રકારનો છે;—૧. વિપર્યય;[7] ૨. અશક્તિ;[8] ૩. તુષ્ટિ;[9] ૪. સિદ્ધિ.[10] આ ચાર પ્રકારનાં કારણો માણસની બુદ્ધીને પોતપોતાના રૂપો પ્રમાણે વિકાર કરે છે.[11]

---

(૬) જે બાંધી તરેહની અડચણોથી છૂટેલો છે ભા૦ ક૦.
(૭) સંસારનું બીજરૂપી કારણ તે ભા૦ ક૦
(૮) બેઉ જાતનાં ઇન્દ્રિયોની નબળાઇ. ભા૦ ક૦.
(૯) કેવલી એક જાતનો મનનો સંતોષ ભા૦ ક૦.
(૧૦) બધા દુઃખનો સમૂળો નાશ જ્યારે થાય છે તે હાલત. ભા૦ ક૦
(૧૧) આ કારણોની જે ટીપ લખેલી છે તે ઘણી આંટીવાળી છે, કારણ કે તેમાં મુખ્ય ભેદો ૫૦ કહ્યા છે; તોપણ તેઓના પેટના ભેદો ઘણા છે એવું નજરે આવે છે. કોલબ્રુક સાહેબ તેઓનો સંક્ષેપ કરીને પોતાના

હિંદુઓનાં બીજાં દર્શનો પ્રમાણે, સાંખ્યદર્શનમાં, પ્રકૃતિના જે ત્રણ હમેશાંગીના ગુણો અથવા ભેદો છે, તેઓઉપર વધારે નજર આપેલી છે. તે ગુણો,—૧. સત્ત્વ; ૨. રજ; ૩. તમ, એઓ સજીવ તથા નિર્જીવ એવાં બધી તરેહનાં ભૂતોને વિકાર કરે છે. એનું ઉદાહરણઃ—અગ્નીની જ્વાળા ઉપર ચઢે છે, અને ધર્મ તથા સુખ એઓ માણસને પ્રાપ્ત થાય છે; વાયુમાં તોફાન થવું, અને મનુષ્યોમાં અધર્મ ઉત્પન્ન થવો, આ કામો રજોગુણથી થાય છે; અને પાણી તથા માટી એઓમાં જે ઢળતી જગામાં જવાનું વલણ છે, તે તમોગુણથી તેઓને મળેલું છે; અને માણસને આલસ્ય[12] તથા દુઃખ એઓ પણ તેજ ગુણથી પ્રાપ્ત થાય છે. એ ત્રણ ગુણોથકી બુદ્ધીને આઠ રૂપો પ્રાપ્ત થાય છે, તે;— ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય,[13] તથા ઐશ્વર્ય,[14] અને તેઓથી ઉલટા, અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય, અને અનૈશ્વર્ય, એમને આઠ છે. તેઓના ફરીથી પેટાના ભેદ

---

ગ્રથલખ્યો છે તેમાંથી રીતીને નમૂનાને વાસ્તે આગળ પ્રકારો કહું છૂં.

૧ અવિદ્યા (એટલે અજ્ઞાન), અસ્મિતા (હું છું એવી અજ્ઞાનથી થએલી અસરો), રાગ (એટલે પ્રિતી), દ્વેષ, તથા અભિનિવેશ (એટલે ભીતિ), એવા બુદ્ધિને પાંચ વિપર્યયો છે તેઓમાંથી દર એકનો અર્થ કહ્યો છે, અને તેઓના પેટાના ભેદો બાસઠ છે

૨ બુદ્ધિને કમકદીઆત કરનારાં કારણો અઠ્ઠાવીસ છે, તે ઇન્દ્રિયોમાં એબ હોવાથી અથવા તેઓને વિકારો થવાથી વિગેરે પ્રકારો વડે પેદા થાય છે

૩ તુષ્ટિના નવ ભેદો છે, તે બધાઓમાં, મોક્ષ મળવાને થોડાપણો શ્રમ લાગવો, અથવા છેક જ નહીં લાગવો એવું વરણ દેખાડેલું છે

૪ સિદ્ધિ આઠ પ્રકારની છે, તેમાં પેહેલા ત્રણ પ્રકારો દુઃખ હટાવવાના છે, અને બાકી રહેલા પાંચ પ્રકારો છે, તે —૧ ઊહ (એ૦ તર્ક), ૨ શબ્દ (એ૦ મ્હોડાની શિખામણ) ૩ અધ્યયન (એ૦ અભ્યાસ ૪ સુહૃત્પ્રાપ્તિ (એ૦ દોસ્તીનો વેહેવાર), અને ૫ બાહારની તથા અંદરની સફાઈ

(૧૨) અવ્યવસ્થિત અજગર જેવો સ્વભાવ બા૦ ક૦

(૧૩) બહારની ચીજો ઊપરની પ્રીતીનો નાશ થવો બા૦ ક૦

(૧૪) ઈશ એટલે કાયદા બાંધવાની ક્રિયા કરવી, તે ક્રિયા જે કરે છે તેનું નામ ઈશ્વર, અને ઈશ્વરનો જે ધર્મ તે ઐશ્વર્ય બા૦ ક૦

કર્યા છે. ઉદાહરણ, એશ્વર્યં આ પ્રકારનું છે. (પણ હવે એનો વિસ્તાર કરતો નથી.)

ઉપર સાઙ્ખ્યકારોનાં જે જે મતો કહ્યાં છે, તે તે તેઓના ગ્રંથોમાં તફસીલવાર બયાન કરીને સિદ્ધ કર્યાં છે. તેઓની બયાન કરવાની તથા વાદવિવાદ કરવાની ઢબ, કોલ્બ્રુકસાહેબે જે કેટલાએક નમૂના આપ્યા છે તેઉપરથી માલમ પડી આવે છે; તેઓનું વગણ અતિ ઝીણા તફાવતો કાહાડીને ચીથરાં ફાડતું બેસવા ઉપર છે; પરંતુ તેમાં તેઓનો વધારે વાંક નથી, કારણ કે એવા ગ્રંથોમાં એ દોષ મેહેજજ આવે છે.

**સાઙ્ખ્ય મત-વિષે સાધારણ વિચાર** સાઙ્ખ્યદર્શનનો છેડો શોધવાને પ્રયત્ન કરવા જઇએ તો, જે લોકોએ આ મત પેહેલાં શોધી કાહાડ્યું તેઓએ તેને એક કૃત્રિમ રૂપ આપ્યું છે, તેનેલીધે તેમાંનું વાસ્તવિક તત્ત્વ કેટલેક દરજ્જે ઢંકાઈ ગયું છે; તથાપિ પેહેલા દેખાવમાં આપણને એવું લાગે છે કે જો એ દર્શન નિરીશ્વર છે, અને એમા મુખ્યત્વેકરીને પ્રકૃતિનું પ્રધાનપણું છે, તોપણ, જે દર્શનમાં બધી વસ્તુ આત્માથકી ઉત્પન્ન થાય છે એવું જે વેદાન્તદર્શન, તેમા અને એમાં ઘણો સરખો ભેદ નથી. કારણ એમાં પ્રકૃતિથકી બુદ્ધિ પેદા થાય છે; બુદ્ધીથકી અહંકાર; અહંકારથકી ઇન્દ્રિઓ અને પંચમહાભૂતોનાં સૂક્ષ્મ તત્વો: અને એ પદાર્થોથકી સ્થૂળ પંચમહાભૂતો, એવાં થાય છે; અને એ ઉત્પત્તીના ક્રમઉપરથી એવું જણાય છે કે જો પ્રકૃતિ અનાદ્યંત છે, તોપણ તેનાં રૂપો આત્માથકી ઉત્પન્ન થયાં છે, અને પ્રત્યક્ષપ્રમાણોવગર તેઓને આપઆપતાની હોવાપણું નથી.

હવે, ઉપર કહ્યાપ્રમાણે સાઙ્ખ્યકારોનું મત છે, એવી જો કોઈ ધારણા કરશે તો તેને મારૂં કેહેવું એવું છે કે એ દર્શનનો ખરેખરો સિદ્ધાન્ત એ નથી. તેઓના મત-પ્રમાણે એ પદાર્થો પ્રકૃતિથકી ઉપર કહેલા ક્રમે ઉત્પન્ન થવા, એવો પ્રકૃતિનો અંગગુણજ છે; અને પ્રકૃતિની માહિતગારી થવાને એ પદાર્થોની મદદ લેવી, એ આત્માનો પણ મેહેજ ગુણ છે: પરંતુ પ્રકૃતિ તથા આત્મા એઓનાં જે કામો થાય છે તેઓની મતલબ એક છે, તોપણ તેઓની ઉત્પત્તિ જુદી છે. પ્રકૃતિ તથા જુદા જુદા

આત્માઓના સમુદાયો, એઓ અનાવંત છે, અને બુદ્ધિ તથા બીજા પ્રકૃતિથકી થએલા પદાર્થો એઓનો દરએક આત્માસાથે સંજોગ થાય છે, ત્યારે તેઓની ઉત્પત્તી થવી તે આત્માના અખત્યારમા રેહેતી નથી. આ જે આત્માનો મયોગ થાય છે, તે, પ્રકૃતીથકી જે પ્રથમ મુખ્ય મોહોટુ મહત્તત્ત્વ પેદા થયુ, તેની સાથે થતો નથી; પરંતુ તે મહત્તત્ત્વથકી જે બીજા જુદા જુદા મહત્તત્ત્વો થાય છે, તેઓની સાથે થાય છે.

માણસના આવાનકાળે,[૧૫] પ્રત્યેક આત્માને એક સૂક્ષ્મ દેહ તથા તેઉપર એક સ્થૂલદેહ, એવા પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે આત્મા તથા પ્રકૃતિ એઓનો સંબંધ થયો, એટલે બાહારની પ્રતીથકી જે આભાસો પેદા થાય છે તે ઇન્દ્રિયો લેઇને અંદર પોહોચાડે છે, મન તે બધાઓને એકઠા કરે છે; તે ફલાણી વસ્તુથકી પેદા થયા એવો એઓનો પત્તો અહંકાર આણી આપે છે, પછી બુદ્ધિ તેથકી અનુમાન કરીને જે જ્ઞાન ઇન્દ્રિયોને પેદા થતુ નથી તે સંપાદન કરે છે; આણીમેર આત્મા એ પોતે અકર્તા છે, અને બધુ જોતો ઉભો રેહે છે; તે બધુ જુવે છે, પરંતુ જેમ આરસો બધા રૂપોની પ્રતિમા લે છે, પણ તેનુ રૂપ કઇજ બદલાતુ નથી, એવી રીતે આત્મા બીજી કોઈ વસ્તુથકી વિકાર પામતો નથી. જ્યારે આત્મા પ્રકૃતીનુ સ્વરૂપ પૂરૂ જોઇને જાણી રેહે છે, ત્યારે તેનુ કામ પૂરૂં થાય છે; પછી તે મુક્ત થાય છે, અને પ્રકૃતિ તથા તે આત્મા એઓનો સબંધ છુટે છે. એ વિષે મૂળ ગ્રંથમા એનો દાખલો આપ્યો છે કે પ્રકૃતિ, એ નાચનારી સ્ત્રી જેવી પોતાનુ સ્વરૂપ દેખાડે છે, અને જ્યારે તેનુ સ્વરૂપ આત્મા જુવે છે, ત્યારે તે આગળ આવતી નથી, અને પછી, આત્માની જે હાસિલ કરવાની મોક્ષરૂપી મુખ્ય મતલબ, તે તેને જડે છે.

આઉપરથી એવુ જણાય છે કે પ્રકૃતિના વેપારમા આત્મા મુજ઼ેજ સામેલ થતો નથી, અને કોઈપણ વેપાર થવાને તેની જરૂરીઆત છે એવુ નથી. આભાસ, અહંકાર, ઉહ (એટલે તર્ક), અને અવધારણ,[૧૬] એ કામો, જેમ આત્મા છતા થાય

(૧૫) અંગ્રેજીમાં પ્રસવકાળ એવું છે, પણ તે ચુક છે ભા૦ ક૦
(૧૬) નિશ્ચય અથવા ઠરાવ ભા૦ ક૦

છે, તેમજ તે નહીં છતાં પણ થશે. બીજું, એ બધાં કામો આત્માનો મોક્ષ થવાને માટે થાય છે; એવું છતાં, આત્મા તો મૂળે મુક્ત છે, અને આખરી સુધી તેની હાલતમાં કંઈ ફેરફાર થતો નથી. એ ઉપરથી બુદ્ધિ તથા પ્રકૃતિ એઓની જે આ રમત થાય છે, તે વગરકારણે થાય છે એવું જોવામાં આવે છે. આપ્રમાણે કોઈપણ રીતે જોવા જઈએ તો, આત્મા છેક નકામો છે; આ બધા ઉપરથી એવું નજરમાં આવે છે, કે પોતાના દેશી ભાઈબંધોનો ધર્મ પ્રત્યક્ષ નાકબૂલ કર્યો છતાં તેઓના આ વિચારી દિલોને ઘણુંજ માઠું લાગશે, વાસ્તે તેવું ન કરવાની મતલબથી, આ દર્શન કરનારે આત્માનું હોવાપણું તથા મોક્ષ એ વાતો, બોલવામાં માત્ર કબુલ કીધીઓ હશે, એવી અટકળ થાય છે

નિરીશ્વર તથા સેશ્વર સાંખ્ય એ મતોમાં તફાવત.

હવે, જે મતો ઉપર કહ્યા, તે સાંખ્યદર્શનના બંને પ્રકારોમાં સાધારણજ છે. હવે તેમાંના તફાવતો કહું છું,— જુદા જુદા આત્માઓ છે, અને બુદ્ધિ, એ પ્રકૃતિની બાળ ઉકલીને તેમાંથી સૃષ્ટિ પેદા કરે છે, એટલું કપિલ કબૂલ રાખે છે; પણ જેની મેહનતથી આ વિશ્વ ઉત્પન્ન થયું, એવો કોઈ પ્રકૃતિરૂપી અથવા ચૈતન્યરૂપી પરમેશ્વર છે એવું તે કબૂલ રાખતો નથી.

હવે પતંજલીનું મત એવું છે કે, બીજા બધા આત્માઓથી જુદો એવો એક આત્મા અથવા ચૈતન્ય છે, અને જે દુઃખો બીજાઓને થાય છે તે તેને વિકાર કરતા નથી; સારાં અથવા માઠાં કામો, અથવા તેઓના પરિણામો અને કલ્પનાના તરંગો તથા નાશ પામનારા મનોવ્યાપાર, એઓવિષે તે બેફિકર છે; તે બધું જોનારો, બેહદ, તથા અનંત છે. આ પ્રકારનું જે કંઈ મહત્, એટલે સત્તા, અથવા હોવાપણું, છે, તે ઈશ્વર, તે બધા ઉપર હુકમ કરનારો છે.

આ બે પક્ષોના જે મતો એકબીજાઓથી જુદા છે, તેઓ, પ્રમાણે તેઓનો આચાર બદલાય છે. બંને જ્ઞાનની મતલબ મોક્ષ છે અને તે સમાધીથી મળે છે, એવું બને પક્ષોના લોકો માને છે. જેઓ સેશ્વરમતી છે તેઓના મતપ્રમાણે મોક્ષ થવામાટે ગરમાયી તથા ભક્તિ પણ જરૂરીની છે; અને આ બાબે તેઓના જે ધ્યાન કરવાના વિષયો તે લોકોમાં મુખ્ય થાય છે. પ્રકૃતિ તથા

મન એઓનાં સ્વરૂપોવિષે ઉંડા તર્કો કરવામા નિરીશ્વર પંથી લોકો પોતાનો વખત ગમાવે છે, અને સેશ્વર પંથી લોકો ભ-ક્તિના અભ્યાસમા કાળ ગુજારે છે, અથવા ધ્યાનસ્થ બેશી રેહે છે. એ રીતે લોકોમા છાના તથા ધર્મની બાબદ અજાએબ તરેહના વિચારો ધરાવના ઉપર લોકોનુ દિલ લાગીને, તે રીત લોકોમા બીજા રૂપથી પણ ચાલવા લાગી, અને તેનું માન વધી જઇને છેલ્લેમરવારે સાંખ્યદર્શનની જે આ શાખા તે જુદી નાખવાને તે રીત કારણ થઈ છે.

"પતઞ્જલીકૃત યોગસૂત્ર." એ સેશ્વરવાદીઓનો મુખ્ય ગ્રંથ છે, તેમા શરીર તથા મનસબંધી અભ્યાસ વિષે પૂરી રીતે લખ્યુ છે; તેમા, ફલાણી રીતના આસનો કરીને વગરહાલચાલે રે-હેવુ અને પ્રાણાયામ[૧૭] તથા પ્રત્યાહાર[૧૮] કરીને ફલાણી બાબતો ઉપર અતિશય ઉંડો વિચાર કરવો, એવુ કહ્યુ છે. એવા અ-ભ્યાસે; યોગીને ભૂત, ભવિષ્ય, અને નજીકની તથા છેટેની વસ્તુઓનુ બધુ જ્ઞાન થાય છે, તે યોગી બીજાના મનની વાતો જાણે છે, હાથીનુ બળ, સિંહનુ શૂરપણુ, તથા પવનનો વેગ, એઓ તેને મળે છે તે વાયુમા ઉડી શકે છે, પાણીમા તરી શકે છે અને જમીનમા કુદકારો મારી શકે છે, તે એકદમ નજર કરીને બધા ભુવનો જોઈ શકે છે, અને બધકે બેહદ એશ્વર્યનો ઉપભોગ તેને મળે છે.

હવે, મોક્ષ મળવા માટે જે મેહનત કરવાની તે છોડી દેઇને કેટલાએક યોગીઓ ઉપર કહેલી અજાએબ કુદરતો મેળવવા કાજે પોતાનો વખત ખરચે છે અને બીજા કેટલાએકો જે એને પોતાના પંથીઓને એવી અજાએબીઓ દેખાડીને ઠગવાનો બીજો કંઈ ઉપાય નથી, તેઓ ધુતારાપણાની મદદ લેછે.

હવે, જે બે જાતના અજાએબ કુદરતીની બાબેશ ગણનારા ઉપર કહ્યા, તેઓમાથી પેહેલા યોગીઓ પ્રકારના હજીસુધી વેરાગી લોકોમા મળે છે, અને અતિનિચ વેરાગીઓમા બીજાપ્રકારના પણ હોય છે. એ

---

(૧૭) દમ રૂંધવો ભા૦ કો૦
(૧૮) ઇન્દ્રિયો જીતવી ભા૦ કો૦

બેઉને પણ જોગી એટલે યોગી એવું કેહે છે, કારણ સમાધી લગાડીને જે ધ્યાન કરવું, તેને યોગ અથવા જોગ કેહે છે, અને એજ શબ્દઉપરથી મૂળના પંથને યોગ એવું કેહેતા હતા.

---

## ઉત્તરમીમાંસા એટલે વેદાન્તદર્શન.

જે વ્યાસે વેદોની રચના કીધી એવું કેહે છે, તેણે આ દર્શનની સ્થાપના કીધી. તે ઈશુખ્રીસ્તની અગાઉ અજમાસે ૧૪૦૦ વર્ષો ઉપર હતો. હવે, જે વેદોની રચના કરનારો વ્યાસ ન હોઇને બીજો કોઈ હશે તોપણ જેણે વેદો રચ્યા તેણે તેઓના અભિપ્રાયો તથા તેઓમાના જરૂરીના મતો એ સમજવવામાટે એક ગ્રંથ જોડ્યો હશે, આ વાત અસંભાવ્ય છે એવું જણાતું નથી; પરન્તુ કોલ્‌બ્રુક સાહેબનું મત એવું છે, કે વેદાન્તનું જે રૂપ હાલમા છે તેવુંજ જો એ દર્શન મૂળમા હશે, તો બાકી બીજા પાંચ દર્શનોથી તથા જૈન અને બૌદ્ધ એઓના મતોથી પણ એ અર્વાચીન છે; માટે જે ગ્રંથમા એનું પેહેલે બયાન કીધું છે, તે ગ્રંથ ખ્રિસ્તી શકની શુરૂઆતથી ૬૦૦ વર્ષો અગાઉનો હોઈ શકશે નહીં.

એ દર્શનને બુદ્ધિવાદનો ટેકો છે, તોપણ એને મુખ્ય આગરો વેદનો છે એવી એ શાસ્ત્રની પ્રતિજ્ઞા છે; અને જ્યાહા કંઈ વાત સાબેદ કરવાની હોય છે, ત્યાહા પ્રમાણોનેમાટે વેદમાના વાક્યો નહાડી દેખાડેલા હોય છે. આ મત પ્રતિપાદવાનેમાટે પુસ્તકોના ઢગલા થયા છે, અને તેઓની ટીકાઓ, તથા ટીકાઓની ટીકાઓ થએલીઓ છે. એ ઘણુકરીને બધા ગ્રંથો ગયા ૯૦૦ વર્ષોમાં લખેલા છે. આ ટીકાના ગ્રંથોમાથી માહિતગાર વીણીને કોલ્‌બ્રુક સાહેબેં આ દર્શનની હકીકત લખી છે. આ દર્શનમા જે તર્કનો ભાગ ઘાલ્યો છે તેથી, અને માણસની બુદ્ધિનો દાખલો આપવાનો, તે છોડીને વેદોના વાક્યો મેલ્યા છે તેથી, બીજા દર્શનો કરતા એ દર્શન વધારે શુધાબદ્ધ અને સમજવાને કઠણ થયું છે.

ઈશ્વર એજ એક વસ્તુ છે

આ દર્શનમાના મુખ્ય મતો આગળ કહ્યાપ્રમાણે છે,—"ઈશ્વર, એ, આ બ્રહ્માણ્ડના હોવાપણાનુ, ગુજરાનનુ, તથા આખરીનુ, બધી વાતો જોનાર, અને સર્વશક્તિમાન્ એવુ કારણ છે. તેની ઈચ્છાથકી સૃષ્ટિ નિર્માણ થઈ છે; આ જગતનુ નિમિત્તકારણ તથા ઉપાદાનકારણ તેજ છે." પ્રલયની વખતમા બધી વસ્તુઓ ઈશ્વરસાથે મળી જાય છે. તેજ "એક હમેશા હોનારો" અને "સર્વ વસ્તુઓની અદરનો આત્મા" છે.

આ જગતમા જે દરએક આત્મા છે તે તેના ચૈતન્યનો અશ છે; જ્વાલામાના[૧૭] તનખાપ્રમાણે તે ઈશ્વરથકી ઉત્પન્ન થાય છે, અને ફરી તેને જઈ મળે છે.

આત્મા એ ઈશ્વરનો અશ છે, માટે તે "અપાર, અમર, બુદ્ધિવિશિષ્ટ,[૧૮] સચેતન, તથા મત્ત" છે.

તેમા કામ કરવાનુ કઉવ્વત છે, પણ વિસામો, એ તેની સ્વાભાવિક હાલત છે.

તેના જે કઈ પૂર્વના મકસદો હોય છે તેઓ પ્રમાણે પરમેશ્વર તને ચલાવે છે; પરતુ એ આગળના સકલ્પો બીજા કારણોથી ઉત્પન્ન થએના હોય છે, અને જોવા જઈએ તો એ કારણોની માળિકા અનત કાળમુધી પાછળ વધી ગએલી હોય છે.

જેમ તનવાર મ્યાનમા હોય છે, તે પ્રમાણે આત્માને એક બખ્તર હોય છે; બલકે એકઉપર બીજુ એવા ઘણા બખ્તરો હોય છે એવુ કહીએ તો ચાલશે (એ બખ્તરોને સસ્કૃતમા કોશ કહે છે). પેહેલો વિજ્ઞાનમયકોશ, (એટલે અનુભવ સહિત જે જ્ઞાન તેનુ બખ્તર), એમા બુદ્ધિ તથા પાચ જ્ઞાનેન્દ્રિયો હોય છે, બીજો મનોમય કોશ (એટલે મનરૂપી બખ્તર,) એમા આગલા તત્ત્વો કરતા મન એ વધારે હોય છે; ત્રીજો પ્રાણમયકોશ (એટલે પ્રાણરૂપી બખ્તર), એમા પાચ કર્મેન્દ્રિયો તથા જીવની ગતિઓ, એ વધારે હોય છે. એ ત્રણ બખ્તરો મળી સૂક્ષ્મ દેહ (એટલે ઝીણુ શરીર) થાય છે: તો લિંગદેહ કેહે છે, અને

(૧૭) અગ્નિના એવું સસ્કૃતમાં છે ભા૦ ક૦
(૧૮) જેને બુદ્ધિ છે તે ભા૦ ક૦

જ્યારે માણસ મરીને ફરીથી જન્મે છે ત્યારે પણ તે શરીર આત્માની સાથે જાય છે.

ચોથો કોશ અથવા બખ્તર એ સ્થૂલ દેહ છે.

દેહને સબંધે આત્માની હાલતો નીચે લખ્યાપ્રમાણે થાય છે — જાગતી હાલતમાં છતાં, તે ચંચળ હોય છે, અને બહારની તથા વહેનારી દુનિઆની સાથે તેનો વેપાર થાય છે. સ્વપ્નોમાં, ફરનારી તથા જુદી એવી દુનિઆ તેની નજરે પડે છે. ગાઢ ઊંઘ (જેને સંસ્કૃતમાં સુષુપ્તિ કેહે છે) આવી છતાં, તે વખતે તે ઈશ્વરી તત્ત્વમાં લપેટાએલો હોય છે પરંતુ તેની સાથે મળી જતો નથી. મરણપછી, તે સ્થૂલ દેહ છોડી જાય છે. પછી તે ચન્દ્રલોકમાં જાય છે ત્યાંહાં તેને એક જળરૂપી દેહ મળે છે, પછી તે વરસાદને રસ્તે નીચે પડે છે, અને એકાદ વનસ્પતિ તે પી જાય છે જેમાંથી પછી અન્નને રસ્તે તે જીવાશયમાં પ્રવેશ કરે છે

એ રીતે તે આત્માના કર્મોપ્રમાણે જ્યારે તેના જન્મમરણો પૂરાં થાય છે. ત્યારે તેને મોક્ષ જડે છે.

મોક્ષ ત્રણ જાતનો છે,—૧. જ્યારે આત્મા પરબ્રહ્મામાં મળી જાય છે, ત્યારે તે મોક્ષને આત્યન્તિક એટલે પૂરો મોક્ષ કેહે છે ૨. જ્યારે તે બ્રહ્મલોક સુધી જઈ પોહોચે છે, ત્યારે તે અપૂર્ણ મોક્ષ એટલે અધુરો મોક્ષ કેહે છે ૩ એ મોક્ષ ઉપના બેઉથી ઘણા ઓછા દરજ્જાનો છે, જ્યારે એ માણસને મળે છે ત્યારે તે માણસ જીવતો છતાંજ તેને ઈશ્વરી શક્તિઓ પ્રાપ્ત થાય છે, અને તેના મનની શક્તિઓ અતિ ઘણા મોટા ઉપભોગ લેવાની તાકાદ ધરાવે છે, પણ કંઈ કામો કરવાની ધરાવતી નથી યજ્ઞ અને ભક્તિથી ધ્યાન કીધાથી ઉપના મોક્ષોમાંથી છેલ્લા બે જડે છે

આત્માનું આપઅખત્યારીપણું ઈશ્વરી કૃપા, કર્મોની સફળતા, ભક્તિ વિગેરે ગૂઢ વિચારોવિષે આ દર્શનમાં તકરારો છે

આ દર્શન બનાવનારાઓનાં જુનાં ગ્રંથોમાં ભક્તિવિષે કંઈ લખેલું નથી વેદાન્ત દર્શનની કેટલીએક શાખાઓ છે તેઓમાંથી જે શાખા ભગવદ્ગીતાપ્રમાણે ચાલે છે, તેનું મત ભક્તિવિષે છે બીજી શાખાઓમાં જે અતિ કેળવાણી છે તેમાં ઈશ્વરની કૃપા કબૂલ કરી છે, અને આત્માના આપઅખત્યારીપણાને

કંઈ હદ લગાડી દીધી છે એવું પ્રતિપાદિત છે; તે હદ એવી છે કે પેહેલા અનંત કાળથી બ્રહ્માણ્ડમાં જે જગતો ઉત્પન્ન થયાં, તેઓમા આત્માના સંકલ્પોપ્રમાણેં તે બંધાઈ ગયો છે, એની માળીકાઓ અપાર છે; તેવિષે પેહેલાંજ કહ્યું છે.

આપ્રમાણેં આ દર્શનમાં પ્રકૃતીનું અનાદ્યંતપણું નાકબૂલ કરીને ઇશ્વરની શક્તિ અને મેહનત એઓથકી બ્રહ્માણ્ડની રચના થઈ છે એવું કહ્યું છે, માટે આ બે વાતોમા પેહેલા દર્શનથી આ દર્શન છેક જુદું છે. હવે, આ બ્રહ્માણ્ડનું અસ્તિત્વ શી રીતે પેદા થાય છે તેવિષે આ મતના મૂળ શિષ્યવર્ગઓની વચ્ચે, અથવા જે યુરોપિયન ગ્રંથકારોએ તેઓના ગ્રંથોના ભાષાન્તરો કર્યા છે તેઓમાં, મતભેદ છે. એક તરફના વાદીઓ એવું કેહે છે, કે ઈશ્વરે પોતાના તત્ત્વથકી પ્રકૃતિ પેદા કીધી, અને પ્રલયની વખતે તે પ્રકૃતિ પાછી પોતાના તત્ત્વમા ખેંચી લેશે, અને જે ઉપર કહેલી પ્રકૃતિ તેથી તેણેં આ જગત ઉત્પન્ન કીધુ છે, અને તે જગતથી માણસના આત્માઉપર જોઈએ તેવી અસર થવી એવુ ઠેરવ્યું છે. બીજા પક્ષના એવું કેહે છે, કે ઇશ્વરે પ્રકૃતિ ઉત્પન્ન કરી નથી, અને પ્રકૃતિ મૂળેજ કહીં નથી, પરંતુ જેમ પ્રકૃતિરૂપી જગતથી આત્માઉપર કંઈ અસરો ઉત્પન્ન થાય છે એવુ પેહેલા પક્ષના લોકો કેહે છે, તેપ્રમાણેં ઇશ્વર એજ, પ્રત્યક્ષ. આત્માઉપર એવી અસરોની માળિકા હમેશા ઉત્પન્ન કરતો હતો, અને હાલમા કરે છે. એક તરફના કેહે છે કે, જે બધું છે તે ઇશ્વરથકી થયું છે; બીજાઓ કેહે છે, કે ઇશ્વરવગર બીજુ કંઈજ નથી. આ જે બીજું મત તે અર્વાચીન કાળના વેદાન્તીઓમાં ચાલુ છે એવુ જણાય છે, પરંતુ આ દર્શનના જે મૂળસ્થાપકો તથા તેઓના પેહેલા શિષ્યો તેઓનુ મત એવું હતુ એમ સંભવતું નથી.

બુદ્ધિઉપર જે અસરો થાય છે, તે નિયમથી તથા ક્રમથી થાય છે, એવું બેઉ તરફના લોકોનું એકમરજીનુ મત છે; તેથી જે વેદાન્તીઓ દેખાઈતા જગતને સાચું માને છે તેઓ કાર્યકારણવિષે જેવો તર્ક દોડાવે છે, તેમજ એ જગતને ખોટુ માનનાર વેદાન્તીઓ, (જેઓને માયાવાદી કેહે છે, તેઓપણ) દોડાવે છે. બેઉના પણ મતોપ્રમાણેં ઇશ્વરને પ્રયત્ન છે, અને પ્રકૃતીના સ્વરૂપમા

અથવા તેના પોતાના સંબંધોમાં તેની ઇચ્છા બંધ કરનારૂં એવું કંઈ કારણ નથી.

આત્મા એ પેહેલાં ઇશ્વરનો અંશ હતો, અને તે પાછો જઇને ઇશ્વરને મળશે એવું બેઉનુંપણ મત છે; પરંતુ આત્મા ઇશ્વરથકી કેમ જુદો થયો, આ વાત બેમાંથી એકપણ પક્ષના લોકો કેહેતા નથી. બીજી પણ વાત એવી છે કે આત્માને જે પોતાનું હોવાપણું છે, તે ઇશ્વરથકી જુદું છે, એ તેને ખરૂં ભાસે છે, અને બાહારની સૃષ્ટીના જે વિકારો તેના ઉપર થાય છે તેઓપણ તેને ખરા લાગે છે; એવું છતાં, તે તો જે એકજ ખરી વસ્તુ તેમાંનો એક અખણ્ડ ભાગ છે; વાસ્તે, આ પ્રમાણે ઇશ્વર પોતાના અંશને કેમ ઠગી શકે છે, એમ જો માયાવાદીઓને પુછીએ તો તેઓ બિલકુલ કહી શકતા નથી.

---

## ન્યાયદર્શન.

ન્યાયશાસ્ત્ર એ વિષય બ્રાહ્મણોને ઘણો વાહાલો છે, અને તેઓએ એઉપર અસખ્ય ગ્રંથો લખ્યા છે. તેઓમાથી કેટલાએક ગ્રંથો નામીચા પુરૂષોએ લખ્યા છે, તેથી આ દર્શનની ઘણી શાખાઓ થઇઓ છે; એવું છતાં, બધી શાખાઓ ગોતમ તથા કણાદ આ બંનેનાં દર્શનોથકી પેદા થઇઓ છે એવું કેહે છે; તેઓમાંથી પેહેલા ગ્રંથકારે અતીન્દ્રિય[19] પદાર્થોસંબંધી ન્યાયતરફ ધ્યાન પોહોચાડયું છે, અને બીજાએ ઇન્દ્રિયગોચર[20] પદાર્થોવિષે વિચાર કીધો છે. એ દર્શનો કેટલીએક વાતોમાં જુદાં છે, તોપણ તેઓ એકજ દર્શનના બે ભાગો છે એવું માનીએ તો અડચણ નથી, કારણકે તેઓ એકબીજાની ખામી પૂરી પાડે છે.

(૧૯) મન સુદ્ધાં જે અગીઆર ઇન્દ્રિયો છે, તેઓને જે વસ્તુઓ સમજાતી નથી તે અતીન્દ્રિય કેહેવાય છે ભા૦ ક૦.

(૨૦) મન વિગેરે ઇન્દ્રિયોને જે વસ્તુઓ સમજાય છે તે. ભા૦ ક૦.

આરિસ્ટાટલના ન્યાયદર્શનસાથે સરખાવણી

એજ રીતે જે દર્શન થયું તેની યુરોપિયન લોકો આરિસ્ટાટલના[21] દર્શનસાથે સરખાવણી કરે છે; અને જોતા જઈએ તો એમાની વર્ગો કરવાની ઢબ, તથા એની પદ્ધતી અને જોડણી એઓ તેના સરખા છે, અને એમા એક જેવોતેવો ન્યાયનો પ્રકાર છે; તેમા પાચ ભાગો છે.[22] તેઓમાથી બે ભાગો તો તમામ ખુલ્લી રીતે નકામા છે.[23]

કણાદના દર્શનમા જે મૂળ પદાર્થોની સંખ્યા કહેલી છે, તે પદાર્થો ૬ છે:—૧. દ્રવ્ય, ૨. ગુણ, ૩. કર્મ, ૪. સામાન્ય,[24] ૫. વિશેષ,[25] ૬. સમવાય,[26] કેટલાએક ગ્રંથકારો અભાવ[27] નામે સાતમા પદાર્થની કલ્પના કરે છે. એઓમાથી ત્રણ આરિસ્ટાટલના પદાર્થોમાના છે, અને તેના સાત પદાર્થો એમા કહેલા નથી.[28]

ઉપલી બેઉ શાખાઓમાં, ઇન્દ્રિયો, પંચમહાભૂતો, આત્મા, અને તેની જુદી જુદી શક્તિઓ, કાળ, દેશ, વિગેરે બાબતોનું

---

(૨૧) એક યુનાની તત્ત્વવેત્તા હતો બા૦ ક૦

(૨૨) તેઓને, ૧ પ્રતિજ્ઞા, ૨ હેતુ (એટલે કારણ), ૩ ઉદાહરણ, ૪ ઉપનય (એટલે સરખાવવું), અને, ૫ નિગમન (એટલે સિદ્ધાન્ત), એવાં પાંચ છે બા૦ ક૦

(૨૩) ઉદાહરણ ૧ આ ડુંગરમાં અગ્નિ છે ૨ કારણ તેમાંથી ધુમાડો આવે છે ૩ જેમાંથી ધુમાડો આવે છે તેમાં અગ્નિ હોય છે, જેમ રસોઇનો ચુલો ૪ હવે, તે ટેકરીમાંથી ધુમાડો આવે છે ૫ માટે તે ટેકરીમાં અગ્નિ છે

• એ શિવાય હિંદુઓની પાસે ત્રિયવિન (એટલે ત્રણ ભાગોનો) ન્યાય પણ હતો તે ઉપના ન્યાયમાંથી સેહેલથી ઉત્પન્ન થયો હશે. પરંતુ એ ન્યાય વિશેષ અર્વાચીન કાળમાં ચાલુ કીધામાં આવ્યો હતો, તેથી તે આ લોકોએ કદાચિત્ યુનાની લોકો પાસેથી પણ લીધો હશે

(૨૪) પદાર્થોના વર્ગોમાંનો એકએક પદાર્થ જે સાધારણ ધર્મ ધરાવે છે, તે, સામાન્ય, તેને જાતિ કહે છે બા૦ ક૦

(૨૫) સર્વ પદાર્થોમાં, જે દરએકપદાર્થનો કંઇવધારે ધર્મ હોય છે, તે બા૦ક૦

(૨૬) નજીકનો સંબંધ બા૦ ક૦

(૨૭) નહોવાપણું બા૦ ક૦

(૨૮) તે આ પ્રમાણે,—મનોવિકાર, સંબંધ, દશા, કાળ, કર્તા, સ્થાન, અને ભાવના

૨. શરીર. ૨. બીજું પ્રમેય શરીર છે. એવિષે આ ત્માથકી વધારે વિચાર તથા ટીકા કરી છે. પરંતુ તેમાં જે કેટલોએક વિષય લખ્યો છે તે ખરેખરું જોતાં પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનો છે.

૩. જ્ઞાનેન્દ્રિયો. ૩. ત્યારપછી જ્ઞાનેન્દ્રિયોની ટીકા કરી છે, અને જેમ સાઙ્ખ્યકારે એ ઇન્દ્રિયો અહંકારથી પેદા થાય છે એવું કહે છે, તેમ તેઓ થતાં નથી એવું એઓનું મત છે. પરંતુ જેમ તે દર્શનમાં તે ઇન્દ્રિયો દશમું ઇન્દ્રિય જે મન તેની સાથે જોડેલાં છે, તેમજ એમાં પણ જોડેલા છે; એવું છતાં, (સાઙ્ખ્યકાર પોતાના મતમાં અગીઆર ઇન્દ્રિઓની ભરતી કરવાસારૂ જે પાંચ કર્મેન્દ્રિયો અંદર લે છે) તેઓ મૂળજ જુદાં છે એવું તેઓ કબૂલ કરતા નથી.

૪ ઇન્દ્રિયાર્થો ૪. પ્રમેયનો ચોથો પેટાનો ભેદ ઇન્દ્રિયાર્થ: એમાં કણાદના દ્રવ્યાદિ સાત પદાર્થો આવે છે. એઓમાંથી પેહેલો પદાર્થ દ્રવ્ય; તેના નવ પ્રકાર છે;—ધરતી, પાણી તેજ, વાયુ, આકાશ, કાળ, દિક (એટલે દીશાઓ), આત્મા, અને મન. એઓ કહીને પછી આ નવ દ્રવ્યોના ગુણોનું પૂર્ણ બયાન કીધું છે, અને પછી ગુણ નામે જે બીજો પદાર્થ તેનો વિચાર વિસ્તારે ચલાવ્યો છે. તે એવો;—ગુણ ચોવીસ પ્રકારના છે, તેમાંથી સોળ જીવાત્માના[30] છે, તે,— રૂપ, રસ, ગંધ (એટલે બો), સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ (એટલે જુદાઈ), સંજોગ, વિભાગ, પરત્વ,[31] અપરત્વ,[32] ગુરુત્વ (એટલે ભારેપણું), સ્નેહ (એટલે ચવાળીપણું), દ્રવત્વ (એટલે ઓગળાટ), શબ્દ (એટલે આવાજ), અને બુદ્ધિ;[33] અને

(૩૦) ભાગવતના ટેકમાં બે આત્મા [illegible] છે, તેમના એકને જીવાત્મા તથા બીજાને પરમાત્મા [illegible] ઈશ્વરને જીવાત્મા કહે છે. તેજ અર્થ આપ્યો છે. [illegible]
(૩૧) પેહેલાં [illegible]
(૩૨) [illegible]
(૩૩) [illegible] માં નથી [illegible]

પરમાત્માના આઠ ગુણો છે. તે,—સુખ,[૩૪] દુઃખ, ઈચ્છા, દ્વેષ, પ્રયત્ન (એટલે કામ કરવાની ઈચ્છા), ધર્મ, અધર્મ, અને સંસ્કાર (એટલે મનની શક્તિ). તેઓમાથી દરએક વિષે ઘણુ બયાન કીધુ છે, અને તે ક્યારે ક્યારે જુનાની લોકોની બરાબરીનુ છે.[૩૫]

એટલુ કહીને પછી બાકી રહેલા પાચ પદાર્થોનુ બયાન કરીને ઇન્દ્રિયાર્થોની બાબદ પૂરી કીધી છે. પછી તેવીજ રીતે બાકી રહેલા છ પ્રમેયોનો વિચાર કરીને બીજા તત્ત્વનું વ્યાખ્યાન પૂરુ કીધુ છે.

૭ ત્રીજું તત્ત્વ, સંશય

તે પછી ત્રીજું તત્ત્વ એટલે સંશય એ હાથમા લેઈને તેની વ્યાખ્યા કીધી છે, અને એવી રીતે સોળે તત્ત્વો પૂરા કીધા છે. હવે આ વેદાન્તશાસ્ત્રનો વિષય લખવાની હિંદુઓની ઢબ કેવી છે તે સમજવા જેટલું વર્ણન ઉપર આવ્યુ છે, અને એથી વધારે જો કંઈ સમજાવવા માડીએ તો ઘણી લંબાણઉપર વાત જાય.

અતીન્દ્રિય પદાર્થોવિષે અભિપ્રાય

ઉપલા તત્ત્વોનું બયાન કરતી વખતે ઇન્દ્રિયોને માલમ પડે એવા, તથા ન પડે એવા ઘણી બાબદોવિષે મતો આપ્યા છે; જેમ, આત્માનુ વગર પ્રકૃતીપણું, તેની આપસઆપસ્તારી હાલત, અને તેનુ અનાદિપણું, એઓ પ્રતિપાદેલા છે ઈશ્વર એ પરમાત્મા, બધા અનાદિત સાનનુ ઠેકાણું, બધી વસ્તુઓને કરનારો, એ વિગેરે ગુણોથી ભરેલો છે.

કણાદનું દર્શન

એ નાશવાન જગત વગરમુકરતી પરમાણુઓના જમાવે બની ગએલુ છે, એવુ કણાદના દર્શનનુ મત છે. એને કણભક્ષદર્શન એવુ પણ કેહે છે. એ રીતે કણોની જે ક્ષણભંગુર રચના થાય છે,

---

(૩૪) એ શબ્દ મૂળ અંગ્રેજી ગ્રથમાં નથી ભા૦ ક૦

(૩૫) એનું દૃષ્ટાન્ત —લઘુત્વ (એટલે નાહાનપણ), એ ગુરૂત્વનો અભાવ એટલે નહોવાપણું, એટલુંજ લઘુત્વ વિષે બયાન કીધું છે, એવું છતાં, આરિસ્ટાટલે આ તત્ત્વ જુદું માનીને જેમ ગુરૂત્વથી વસ્તુની ચાલ નીચે જાય છે, તેમ લઘુત્વથી ઊંચે જાય છે એવું કહ્યું છે એક મધ્યબિંદુથકી લેહેરોની પછવાડે લેહેરો છુટીને શબ્દ ઉત્પન્ન થાય છે એવું હિંદુઓનું મત છે

તે તેઓની સેહેજની હોશીયારીથી થાય છે, કિંવા ઇશ્વરની પેદા કરનારી કુદરતથી થાય છે, એવિષે હરાવ થએલો દેખાતો નથી.

હિંદુઓમાંના તત્ત્વવેત્તાઓએ જે વિષયોનો વિચાર કર્યો છે, તે, તથા પ્રાચીન કાળમાં ગ્રીસ દેશમાંના તત્ત્વવેત્તાઓ જેઓનો વિચાર કરતા હતા, તે, એઓનું સરખાપણું જોઇને, અને પૃથ્વી ઉપરના એટલા એક બીજાથી છેટાના દેશોમાંના દર્શનોના મતોમાં જે સરખાઇ નજરે પડેછે તે જોઇને આશ્ચર્ય લાગ્યા શિવાય રેહેતુંજ નથી. જગતનું મૂળકારણ; મન તથા પ્રકૃતિ એઓનો સબંધ; સૃષ્ટિ; દેવ; અને બીજા એવાજ વિષયોનો હિંદુઓએ વિચાર કર્યો છે; અને તેમાં કેટલાએક વિષયો એવા ચાલ્યા છે, કે જે ગ્રીક તથા રોમન લોકોને માહિત નોહોતા, તથા જેઓનો વિચાર યુરોપમા અર્વાચીનકાળમાં નીકળ્યો છે. પ્રકૃતિનું અનાદ્યંતત્વ, કિંવા તેની ઇશ્વરથકી ઉત્પત્તિ; પરેશ્વરની જુદી સ્થિતિ, કિંવા પ્રકૃતીની રચનાથકી તેની ઉત્પત્તિ; ઇશ્વરથકી સર્વ જીવોની ઉત્પત્તિ. અને તેની પાસે તેઓનું પાછુ જવું, કણાદનું મત; જગતોનો ભેદ; એ હિંદુઓનાં બધાં મતો કોઈ પણ યુનાની દર્શનો કરનારાઓએ પ્રતિપાદ્યાં છે. હવે, કદાચિત કોઈ કેહેશે કે, જુદા જુદા દેશોમાંના વિચાર કરનારા પુરૂષોને એ મતો એક બીજાની મદદ વગર સુઝ્યા હશે, તો તેવિષે એવું કેહેવું છે, કે જો એ બેઉ રીતોમા એક એક છુટું છુટું સરખાપણું હોત, તો તે સેહેજ બની આવ્યું એવું માનવાને ચિંતા ન હોત; પરંતુ એ દાખલામાંનું પિથાગરસ નામે જે યુનાની તત્ત્વવેત્તાનું દર્શન છે, તે બધું દર્શન તમામ હિંદુઓના દર્શન જેવું છે, અને તે બેઉ દર્શનોમાંનાં મતો માણસને સેહેજ સુઝે એવાં નથી, તેઉપરથી આ બેઉ દર્શનોનું મૂળ એકજ છે, એવું સાબેદ થાય છે; અને તેથીજ, એના સિદ્ધાન્ત કેરવવાને પિથાગરસ પૂર્વતરફના દેશમાં મુસાફરી કરવાને આવ્યો હતો એવી જે દન્તકથા છે, તેની ઉપરજ ભરોસો બેસતો નથી એવું કંઇ નથી.

બુદ્ધિ પૂરી પાકી થવાને જે અડચણો આવે છે તેઓથકી તેને છોડવવી, મનોવિકારોની તાબેદારીથી તથા દેહમાથી થએલી આસક્તિના ભારમાથી તેને ટેકો આપીને ઉગારવી, અને આ પ્રમાણે તેને ઇશ્વરસરૂપની લાયકી આપીને તે દેવલોકમાં જવાને

યોગ થાય, એમ કહ્યું એ પિથાગોરસના મતપ્રમાણે બધા તત્વ વિચારની આખરી છે. તેના બીજાં મતો છે તે આ પ્રમાણે,– આત્મા, ઈશ્વરનો એ એક અંશ છે, અને તેને નાનાપ્રકારના જન્મમરણો મળે છે, તથા પશુઓમાં વચલી અવસ્થા પ્રાપ્ત થઈને તેના પાપો ધોવાઈ ગયા ઉપરાંત, જે અનાદિતત્વ ઠેકાણેથી ઉત્પન્ન થયો ત્યાંહા પાછો જાય છે. મન એ આત્માથી જુદું છે. ઈશ્વર એ સર્વાત્મા છે, તે બધી વસ્તુઓમાં ભરેલો છે; તે બ્રહ્માંડનું મૂળતત્વ છે, તે અદૃશ્ય, વિકાર ન પામનારો અને કેવળ બુદ્ધિથી માત્ર સમજી શકાય એવો છે. ઈશ્વર તથા મનુષ્યવર્ગ એઓની વચ્ચેના દરજ્જાના આકાશમાં રહેનારા ઘણા જાતો છે, તેઓના જુદા જુદા વર્ગો કર્યા છે, અને તેઓથી જગતની ઘડભાંગમાં જાતજાતના પરિણામો થાય છે.

હવે અતીન્દ્રિય પદાર્થોવિષે જે મતો હિંદુસ્થાનમાં છે, તે ઠેઠ એજ છે; તેઓ શિવાય પિથાગોરસને માંસનો કંટાળો હતો અને જે માંસ પક્ષમાં આવ્યું હશે તે શિવાય બીજું માંસ ખાવું નહીં એવો તેણે હુકમ કીધો હતો; ઝાડો માગવા નહીં, અથવા દૂધ પીવા નહીં એવી આજ્ઞા તેણે પોતાના શિષ્યોને કીધી હતી. તે પોતાના શિષ્યોની ઘણા વર્ષો સુધી પરીક્ષા લેઈને જ્યારે તેઓનો કસ બરાબર ઉતરે ત્યારે તેઓને ઘણો છાનો ઉપદેશ કરતો હતો, આ બધી વાતો અને ઉપલા મતો, એ હિંદુઓના મતો વિગેરે સાથે અતિ અજાએબ રીતે મળતા આવે છે, વાસ્તે, એ સરખાપણું પ્રત્યક્ષ જોઈને નકલ કીધાનગર થઈ શકશે એવું નજરમાં આવતું નથી.

એ શિવાય આ બે દર્શનોમાં એજપ્રમાણે અજાએબ, પણ નાહાના બીજા સરખાપણા છે, તે આ પ્રમાણે;—બેઉમાં ઈશ્વર તથા તેજ, એઓના એકસરખા ધર્મો છે, પૃથ્વીઉપર ફેરફાર થાય તો તેઓની ગતિ ચંદ્રનો સુધી છે, એવી એક મનકલ્પિત હદ બેઉમાં છે એવીજ બીજી પણ વાતો છે. બીજું એવું છે કે પિથાગોરસની વખતે જે બીજા બધા જુનાની દર્શનો હતા તેઓમાંથી એકેના મતોની સાથે પણ ઉપલા મતો મળતા નથી; માટે તે સરખાપણા વગર મોહોર છે એવું માનવું જોઈએ.

હિંદુઓનું દર્શન તથા પિથાગોરસનું દર્શન આ બનેના મતોમાંથી

કેટલાંએક મતો પ્રાચીન કાળના મિસરી લોકોમાં ચાલતા હતાં; માટે તેઓપાસેથી પિથાગરસ તથા પ્લાટો, પોતપોતાના દેશોમાં લેઈ ગયા હશે એવી કદાચિત્ કોઈ ધારણા કરશે; પરંતુ એ મતો મિસર દેશમાં હતાં એવો આધાર ફક્ત પુસ્તકોમાં જડેછે, અને તે મતો પાછે મરેતેથી ગ્રીસ દેશમાં આવ્યા પછી ઘણી મુદ્દતે તે ગ્રંથો લખેલા છે. હિરોડોટસ, એનો માત્ર જે યુનાની ઇતિહાસ છે તે એવિષે જુનો આધારરૂપી ઇતિહાસ છે, પરંતુ પિથાગરસનાં મતોનો બધે ઠેકાણે ફેલાવો થયા પછી હિરોડોટસ થયો. માટે જો કદાચિત્ કેટલાંએક મતો મિસરી લોકોમાં ચાલતાં હશે, તે અમથાં ઉઠતાં હશે; ત્યાહાંની તત્ત્વવિચારની રીત જુદી હતી; તેમજ ગ્રીસ દેશમાં પણ એ મતો બાહારથી આણેલા હતાં, અને પિથાગરસના શિષ્યો શિવાય બીજા કોઈ તત્ત્વવિત્તાઓએ એ બધાંજ સ્વીકાર્યાં ન હતાં, એવું છતા હિંદુસ્થાનમાના લોકોના ધર્મનો પાયો મુખ્યત્વેકરીને ઉપલા મતોઉપર છે; અહીંના તત્ત્વવિચારસંબંધી બધાં મતો છે, તેઓ એનો હવાલો આપેછે, અને પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાંની દરએક કલ્પના, અને નિતીશાસ્ત્રમાનું દરએક વાક્ય, એઓને પણ એનોજ ટેકો છે.

કોલબ્રુક સાહેબનું એવું કેહેવું છે, કે અર્વાચીન યુનાની તત્ત્વવિદ્યા કરતા પ્રાચીન યુનાની તત્ત્વવિદ્યાની સાથે હિંદુઓની તત્ત્વવિદ્યાનું સરખાપણું વધારે છે; અને જો હિંદુઓએ પેહેલાં મૂળ મતો બીજા દેશના લોકો પાસેથી લીધાં હોત, તો તેજ પ્રમાણે બીજા દેશોમાં જે સુધારો પાછળથી થયો તેની માહિતગારી કરી ન લેવાને તેઓને કંઈ સબબ નહતો: એ તેનું કેહેવું યુક્તિભરેલું છે. એઉપરથી તે એવી અટકળ કરે છે, કે "એ વિદ્યા હિંદુઓએ બીજાઓને શિખવી છે, બીજાઓ પાસેથી એઓ શિખ્યા નથી."

# ખણ્ડ ત્રીજો.

## હિંદુલોકોની અર્વાચીન કાળની સ્થિતીનું સાંધણ.

જે વિષયો નીચે લખ્યા છે તેઓમાથી મનુમા થોડાજ છે; તેથી મનુની વખત પછી જે ફેરફારો થયા, તેઓ ઉપર કહ્યા ઉપરાન્ત બીજા દેખાડી શકાતા નથી, અને તે સબબને લીધે હવે પછી જેમ જેમ એક એક બાબદનુ વર્ણન આવશે, તેમ તેમ તે બાબદ મૂળ કેમ ઉત્પન્ન થઈ અને તેની વર્તમાન કાળમા હાલત કેવી છે, તે બીજા પ્રકરણોઉપરથી કેટેનાની કોમેસ કરવી જરૂર છે.

---

# પ્રકરણ પેહેલું.

## જ્યોતિષ અને ગણિતવિદ્યા.

હિંદુઓમાની જ્યોતિષવિદ્યાનુ જુનાપણુ તથા અપૂર્નાઈ એ મોહોટા આનદકારક વિષયો છે. એઓમાથી પેહેલી વાતવિષે યુરોપમાના કેટલા એક અતિ સારા જ્યોતિષીઓએ ઘણો શોધ કર્યો છે, પરન્તુ એવિષે હજીસુધી ઠરાવ થયો નથી. ખ્રિસ્તની અગાઉ ત્રણ હજાર વર્ષો પેહેના લીધેના વેધો[1] હજીસુધી મળે છે, એવુ કચાસીની, બેલિ, ટેનેફેયર્, એઓ કેહે છે, અને તે વખતે આ શાસ્ત્રમા અહિના લોકોની વાકેફગારી સારામા હતી એવુ તેઓ સિદ્ધ કરે છે, પરન્તુ બાપનાગ, ડિલામ્બર, વિગેરે ઘણા જાણીતા વિદ્વાનો એ લોકોની સચાઈ કબૂલ રાખતા નથી, તેઉપરથી, તે વેધોના આધારે કરેલો જે ઉપરનો સિદ્ધાન્ત તે તેઓ કબૂલ રાખતા નથી આ વાત સેહેજજ છે.

હિંદુઓના જ્યોતિષનુ જુનાપણ

---

(૧) દુરબીન વિગેરે યંત્રોથી અથવા બીજી રીતે નક્ષત્રો વિગેરે જોવાના કામને વેધ કહે છે બા૦ ૬૦

સુધરાઈ કીધી તેને બદલે પોતાની કીર્તિ થવાની આશા કોઈ મુકે, અમે કઈ ફેરફાર કર્યો નથી એવું બાહારથી લોકોને બતલાવવામાટે તેઓને મેહનત કરવી પડી.[૫]

એટલી પણ વાતો પ્રતિકૂળ છતાં, હિંદુઓની ગતિ જ્યોતિષશાસ્ત્રમાં મોટી થઈ હતી એવું જણાય છે. સાધારણ લોકોને સમજાય એવો દેખાડતાં આવડ્યો, અને બીજા લોકોના જ્યોતિષના ક્રમની સાથે સરખાવતાં આવડ્યો, એવો જ્યોતિષનો પૂરો ક્રમ તેઓએ રચી મુક્યો નહીં; તેથી તેઓએ જે વિષયોનું બયાન કર્યું છે, તેમાજ તેઓએ જે હુશીઆરી દેખાડી છે તે ઉપરથી તેઓની કાબેલીઅતની પરીક્ષા કરી જોઈએ. આ વાત વિષે ગ્રંથકારોમાં મતભેદ દેખાય છે પરંતુ જો તેઓના ગ્રંથોમાંની કેટલીએક મોહોટી વાતો અગરજોંચી રહેલીઓ છે, તોપણ તેઓની અજાએબ હુશીઆરીના દાખલા પણ તેઓમાં છે, એવું બધા લોકો કબૂલ કરે છે.

જ્યોતિષશિવાય ગણિતવિદ્યાની જે બીજી શાખાઓ છે, તે ઓમાં આ લોકોની ગતિ વધારે ધ્યાનમાં રાખવા જેવી થઈ હતી. સૂર્યસિદ્ધાન્ત, એ ગ્રંથ ઈ૦ સ૦ ૧૦૯૧ માં રચ્યો હશે, તેથી આગળ તરફ તો નહીંજ હશે એવું મિ૦ બેણ્ટલીનું મત છે;

(૫) ધર્મને આધારે જે ચુકી ચાલતી હતી તે દુરસ્ત કરનારાઓ કેટલી ફીકરમાં પડ્યા હતા, એ વાત સૂર્યસિદ્ધાન્તઉપર જે ટીકા કરી છે તેના લખનારઉપરથી સારીપેઠે ધ્યાનમાં આવે છે. તેનાજ નિર્ણયઉપરથી એવું જોવામાં આવે છે, કે સારાસાર વિચારબુદ્ધિને યોગ્ય લાગે એવો ક્રમ પ્રાચીન કાળથી સ્થાપેલો હતો, તોપણ તે ક્રમશાસ્ત્રના ક્રમની સાથે લડાવવો એ કામ પૂર્ણ કરીને ધર્મવિરુદ્ધ છે, એવું લોકો તે વખતે પણ સમજતા હતા. હવે પૃથ્વી, અને અપાર ગગનનાં નક્ષત્રઆકારે તથા સરખાવવાઉપર રાખેલી છે, અને જનાવરોની અક્કલને આધારે તે ટેકી રહેશે નહીં, એ પ્રમાણે એ ગ્રંથકારે લખ્યું છે ખરું, પરંતુ બીજા ગ્રંથોમાં એવી તકરારી બુદ્ધિ નથી, અને પોતાના જે સારાસાર વિચારબુદ્ધિને કબૂલ કરવા લાયક વિચારી, આ ગ્રંથની માન્યતાઓની સાથે મળતા આવે છે એવું દેખાડવાને તે મહેનત કરતો માલૂમ પડે છે. ધર્મસંબંધી ... [illegible] ... છે તેનો એક ભાગ મિ૦ કાલબ્રૂક "એસિયાટિક રીસર્ચ" માં આપે છે, અને તેઉપરથી, હિંદુઓના આગમના શોધના પ્રચાર કાળનાં ... હશે આ વાત સામે કરવાને એક મુશ્કેલીનો તર્ક કરેલો છે.

સર્વ પ્રકરણોકરતા બીજગણિતમા બ્રાહ્મણોએ આગલા જમાનાના લોકોમા વધારે મોહોટપણું મેળવ્યુ હતુ એવુ જણાય છે. બ્રહ્મગુપ્ત નામેં એક ગ્રથકાર છઠ્ઠા સૈકામા હતો, અને બીજો ભાસ્કરાચાર્ય કરીને બારમા સૈકામા હતો; તે બેઉના ગ્રથોઉપરથી, આ વિદ્યામા બ્રાહ્મણોએ કેટનો શોધ કર્યો હતો, આ વાત માલમ પડી આવે છે. હવે આ બેઉ ગ્રથકારોએ પોતાના ગ્રથોમાના ઉપકરણો[૧૦] આર્યભટ્ટના ગ્રથોમાથી લીધા છે— તે ગ્રથકારની વખતે આ વિદ્યા જમાનીના બહારમા આવી હતી એવુ દેખાય છે. આર્યભટ્ટ, એ પાચમા સૈકાની પેહેલા હતો, એવો સ્પષ્ટ પત્તો લાગતો નથી, તોપણ ઈ૦ સ૦ ૩૬૦ ના શુમારમા ડાયોફાણ્ટસ નામેં જે પેહેલો યુનાની બીજગણિતી હતો, તેજ શુમારની નજીક નજીક એ હશે, એવુ નથી સભવતુ એમ નથી, એવો કોલ્બ્રુક સાહેબનો અભિપ્રાય છે.

હવે, હિંદુની તથા યુનાની, એઓમાથી કોઈપણ જ્યોતિષ વગરે જુનુ હશે તે હો, પરતુ આ શાસ્ત્રને હિંદુઓએ જે અતિ સારી હાલતે પેહોચાડ્યુ તેઉપરથી તેઓના સામાવાળા કરતા તેઓ વધારે હુશીઆર હતા આ વાત બેશક છે. એકથી વધારે અવ્યક્તના સમીકરણો છોડવનાની રીત, અને તે નહીં તો નિદાન એકવર્ણ સમીકરણમાના બધા રૂપો છોડવનાની સાધારણ રીત, એટલુ તો આર્યભટ્ટને ખબર હતુ. એઉપરથી તે ડાયોફાણ્ટસ્ કરતા વધારે હુશીઆર હતો; અને શિવાય, તેણે તથા તેની પછાડે થએલા જે હિંદુ બીજગણિતીઓએ શોધો કીધા હતા, તે શોધો, છેક અમારી વખતની નજીકનાજ અર્વાચીન બીજગણિતીઓએ કરેલા શોધોની પાસે આવીને દાખલ થાય છે. એવુ છતા, હિંદુઓમાની બીજગણિતવિદ્યા એ મૂળમા આર્યભટ્ટે શોધી કાહાડી એવુ કંઈ નથી, કારણ તેની વખતમા તે શાસ્ત્રની જે હાલત હતી તે ઘણાકાળથી મજલ થએલી અને ફરીફરીને ઘણી મેહેનતથી શોધી કાહાડેલી હતી, અનુમાનના લાગે આ વાત દેખાય છે તેની વખતે, અથવા તેના પછાડે થયો હોય

(૧૦) જેવા ખ્યાલો તથા પ્રમાણો, તથા ચિહ્નો જોવાની મદદથી કાંઈ ગ્રથના પ્રયોગ થાય છે, તેઆ, તેનાં ઉપકરણો કેહેવાય છે બા૦ ક૦

તો પાંચમા સૈકામાં હિંદુઓની વિદ્યાનો કળશ થયો હશે એવું જણાય છે.[૨૧]

હિંદુઓની વિદ્યા-નું અસલપણું.

ઉપર જે વર્ણન આપ્યું તેઉપરથી હિંદુઓની ઉપર કહેલી વિદ્યા અસલ છે અથવા નકલ છે, એવિષે વાંચનારાઓના મનમાં કંઈ પણ વિચાર આવ્યો હશે. તેઓનું જ્યોતિષ જોવા જઈએ તો તેમાં કંઈ સાધારણ ઉપપત્તિ નથી: તે શાસ્ત્રના જુદા જુદા ભાગો આપણી નજરે પડે છે, તેઓમાંથી કેટલાએક સારા સુધરેલા છે, અને કેટલાએક નથી, એવી તેઓની ચાલ વિષમ છે; તેમાંની રીતિઓની સાબેતી નથી; તેઓના વેધો લખી રાખેલા નથી; તેઓ જે યંત્રોનો ઉપયોગ કરતા હતા, તેઓ અનાડી હતાં; તેઓના વેધો બરાબર કીધેલા ન હતા, અને આ શાસ્ત્રમાં જે તેઓની તે વખતે ગતિ થઈ તે ઠેકાણા સુધી તેઓનો પગ અટકી રહ્યો છે; એ બધી વાતો ધ્યાનમાં લેઈએ તો, હિંદુઓએ જ્યોતિષવિષે બધી માહિતગારી પરદેશી લોકો પાસેથી કરી લીધી એવી બુદ્ધિઉપર અસર થવાને એ બળવાન કારણો છે પરંતુ એ સંશય દૂર કરવામાટે વિચાર કરવા જઈએ તો એવું નજરે આવે છે કે, જ્યારે એઓની જ્યોતિષશાસ્ત્રમાં થોડી ગતી થઈને એઓ પહેલી મજલ ચાલી

(૨૧) "અ ક્ષ + ચ" એમાં ક્ષ ને એવી કિમ્મત આપો કે મૂળ લખેલું પદ એ વર્ગનો આંક થશે. આ ઉદાહરણ ઇ૦ સ૦ ૧૧૫૦ માં ભાસ્કરાચાર્યે કર્યું હતું તે ફરમાનામે એક ફ્રેંચ ગણકે હાલના જમાનામાં ઉઠાડ્યું, અને બીજા ઉદાહરણની એક રીત ભાસ્કરાચાર્યે ઇ૦ સ૦ ૧૧૫૦ માં કાહાડી હતી તે ઇ૦ સ૦ ૧૬૫૭ માં લાર્ડ બ્રૌંકરે શોધી કાહાડી, પરંતુ તેની સાધારણ ચાલ ઇ૦ સ૦ ૧૭૬૭ માં લાગ્રાંજ નામે ફ્રેંચ ગણકે બેસાડી; એવું છતાં તે રીત તેની અગાઉ ઇસવી સનના છઠ્ઠા સૈકામાં બ્રહ્મગુપ્તે પૂરી દેખાડી હતી. હિંદુઓએ જે શોધો કર્યા છે, તેઓના કરતાં તેઓની ક્રિયાઓ કરવાની રીત સરસ છે, અને હિંદુઓના બીજગણિતમાં કુટ્ટક (એટલે કોયડાકાહાડવાની) નામની જે સમીકરણની રીત છે તે ઇ૦ સ૦ ૧૬૨૪ સુધી યુરોપમાં ખબર ન હતી. જ્યોતિષવિષના શોધોમાં તથા ભૂમિતીમાંની ત્રાસીઓમાં બીજગણિતનો ઉપયોગ કરવાની રીત હિંદુઓએ શોધી કાહાડી તે સારૂ તેઓની પણ તારીફ કરવી જોઈએ (એલ્ફિન્સ્ટનનો ઇતિહાસ પા૦ ૧૩૦).

ગયા હતા, ત્યારે બીજા બધા લોકો એઓના કરતા વધારે અ
જ્ઞાની હાલતમા હતા, અને જ્યારે એઓ પાછળની મજલો ચા
લતા ગયા ત્યારે એઓએ બીજાઓની નકલ કરી હશે એવો
વધારે સભવ હોવો એવુ જો આપણા મનમા આવશે, તો જોવા
જતા તે મજલોમા જે ચાલ તેઓએ પ ડી છે તે અસાધારણ
છે, અને તેનો પાયો જે મૂળતત્વોઉપર છે, તે પ્રાચીન કાળના
બીજા કોઈ લોકોને ખબર ન હતા, અને તેઓમા જે શોધોની
માહિતગારી નજરે પડે છે, તે હાલના બસો વર્ષોની અગ્ર યુગે
પમા થઈ છે, તેની અગાઉ ત્યાહા પણ ન હતી. એઉપરથી,
ઉપર કહેના શોધોને આધારે જે જ્યોતિષવિષેના સિદ્ધાન્તો તેઓએ
કર્યા હશે તે, તેઓએ લોકોપાસેથી લીધા હશે એવુ થઈ
શકનાર નથી, આ વાત ખુલ્લીજ છે, અને જ્યાહા એના બીજા
લોકોના શોધોનો ટેકો લીધેલો જોવામા આવતો નથી, અને આ
લોકોમા આટલુ પોતાનુ સામર્થ્ય હતુ, એવા લોકોને બીજા દે-
શના લોકોની મદદની જરૂર પડીજ હશે એવો તર્ક કરવો એ
ઇનસાફ નથી.

જો કે હિંદુઓએ બીજા લોકો પાસેથી કઈ માહિતગારી
લીધી હશેજ, તોપણ તે તેઓની જ્યોતિષમા ઠીકજ વાકેફગારી
થવા પ છી લીધી હશે એવુ મળે છે, અને એઓના જ્યોતિ
ષના જે ભાગો બીજા લોકોના જ્યોતિષના ભાગોની નજીક નજીક
સરખા લાગે છે, તેઓમા પણ ઠેક બરાબર સરખાપણુ નથી,
એ ઉપરથી એવુ વધારે મળે છે, કે જેઓપાસેથી તેઓએ
એ વિદ્યા લીધી તેઓના મતની કેવળ નકલ ન ઉતારીને, પોતાની
વિદ્યા કેમ સુધારવી એનેલે તેઓપાસેથી એઓએ સૂચનાઓ
માત્ર લીધીઓ હશે. આ પ્રમાણે તેઓએ આલેકઝાણ્ડ્રિઆ
માના યુનાની લોકોપાસેથી વિદ્યા લીધી હો, એ, અસભાવ્ય
લાગતુ નથી. મી૦ કોલ્બ્રુક પોતાની સ્વાભાવિક નિષ્પક્ષતાથી,
તારતમ્યથી,[૧૨] તથા નિ પક્ષપાતથી, આ વાતવિષે વિચાર કર્યો
છે. તે એવુ જણાવે છે, કે પારસમા મેકામાના હિંદુજ્યોતિષી
ઓએ યવનોના જ્યોતિષવિષે લખ્યુ છે, (અને અહીંયા યવન

(૧૨) બે વાતોને સરખાવીને તેઓમાંની કયાકટ બરાબર અનુભાવ
વાની શક્તિ બા૦ ૬૦

કરીને જે લોકો લખ્યા છે, તેઓ યુનાની, એટલે ગ્રીક, હશે, એવું માનવાને ખરી રીતે કારણો છે); અને તેઓમાંનાજ એક ગ્રંથકારે "રોમક સિદ્ધાન્ત" નામે એક ગ્રંથ લખ્યો છે, તે પશ્ચિમતરફના (એટલે રોમન જ્યોતિષીઓની) પદ્ધતિઉપરથી રચ્યો એ દેખાડવામાટે હશે, આ વાત શક્ય છે. આ પ્રમાણે લખીને પછી તે એવું બયાન કરે છે, કે;—"આ વાતો જોઇને, અને કેન્દ્રવૈષમ્યો[13] અને નીચોચ્ચ પ્રતિવૃત્તો,[14] આ માહિતી જે હિંદુ જ્યોતિષને લાગે છે, તે ઘણું કરીને યુનાની જ્યોતિષ સરખું છે, અને તે સરખાપણું પણ વગરમેળતી છે, એવું પણ કેહેવા જેવું નથી. આ વાત ધ્યાનમાં લેતા, હિંદુઓએ યુનાની લોકોપાસેથી વિદ્યા લેઇને તેની મદદથી પોતાનું અધુરૂં જ્યોતિષ સચુ કરીને સુધાર્યું એવું કેહેવું કોઇને દાખલેમુદ્દ લાગતું હશે, તો તે મતમાં સામેલ ન થવું એવું વલણ મારી બુદ્ધિ લેશે નહીં. આરબ લોકો આ શાસ્ત્રઉપર મેહનત લેવા લાગ્યા તેની અગાઉ હિંદુઓને યુનાની જ્યોતિષની વાકેફગારી થઈ હતી, એ કેવળ અટકળજ નથી પરંતુ એવું સાબિત છે, એવું માનવાને પણ કંઈ આધાર દેખાય છે."

સૌર[15] રાશિચક્રવિષે[16] યુનાની શાસ્ત્રમાંથી સુચના લેઇને, હિંદુઓએ તે પોતાનું જુનું સત્તાવીસ ભાગોનું જે ક્રાન્તિવૃત્ત[17] તેને લાગુ કીધી હશે, એવું સંભવતુ નથી એમ નહીં; એવો અભિપ્રાય કોલબ્રુક સાહેબે બીજે ઠેકાણે જણાવ્યો છે. તેઓનું

---

(૧૩) કેન્દ્ર એટલે મધ્ય, અને વૈષમ્ય એટલે જુદાપણું; જ્યોતિષમાં કોઇ ગ્રહના ફરવાના માર્ગના મધ્યથકી સૂર્યના મધ્યનું અંતર અથવા તફાવત. ભા૦ ક૦.

(૧૪) નાહાના વર્તુળો, જેઓના મધ્ય મોહોટા વર્તુળોના પરિઘઉપરથી ચાલે છે, એવા નાહાનામોહોટાં વર્તુળો. ભા૦ ક૦

(૧૫) સૂર્યસંબંધી જે, તે સૌર. ભા૦ ક૦.

(૧૬) મેષ, વૃષભ વિગેરે બાર રાશીઓનું વર્તુળ આકાશમાં ધારેલું છે, તે રાશિચક્ર કેહેવાય છે ભા૦ ક૦.

(૧૭) ક્રાન્તિ એટલે ફરવું અને વૃત્ત એટલે વર્તુળ. સૂર્યની ગોતરફ ફરવાનો જે આકાશમાં પૃથ્વીનો રસ્તો તે. ભા૦ ક૦

ફળજ્યોતિષ,[૧૮] એ તેઓએ ઘણુંકરીને પશ્ચિમતરફના લોકોપાસેથી લીધું, એવો તેનો અભિપ્રાય છે.[૧૯]

જે હકીકત ઉપર કેહેવામાં આવી છે તેઉપરથી એવું જણાય છે કે, ભૂમિતિ તથા અંકગણિત, એઓ હિંદુઓએ ગ્રિકલોકોપાસેથી લીધાં હશે આ વાત ઘણી અસંભાવ્ય છે; અને એ વિદ્યા હિંદુઓની પેહેલા અમારામા હતી એવું કેહેનારા બીજા કોઇપણ લોકો બાકી રહ્યા નથી. તેઓની બીજગણિતની રીત અસાધારણ છે, તેઉપરથી તેઓના બીજગણિતમાંના શોધો પણ પેતાનાજ છે, એવું બધી પ્રકારે નજરે આવે છે. હિંદુઓની પેહેલાં આરબ લોકોએ બીજગણિતમાં શોધો કર્યા હતા એવું કેટલાએકોનું કેહેવું છે; પરંતુ જ્યારે હિંદુસ્થાનમા બીજગણિતવિદ્યા અતિ સારી હાલતમા આવી હતી ત્યારે આરબ લોકોને તેની ખબર પણ ન હતી; અને બીજગણિતજ સુ, પણ એ શાસ્ત્રોઉપર મેહનત લેવાનો આરંભ પણ તેઓમાં થયો ન હતો. જે કંઈ વિદ્યા હિંદુઓમાં હોઇને આરબોમા પણ હતી, તે આરબોએ પેહેલા હિંદુઓપાસેથી લીધી એવું માનવાને સારો આધાર છે; અને આરબ લોકો પછવાડેથી ઘણા કાબિલ થયા અને તેઓએ મોહેટા શોધો કર્યા તોપણ તેઓને આઠમા સૈકામાં ગ્રીક લોકોની વિદ્યાનો ખજાનો મળ્યા પછી તેઓએ તે બાબદોનો અભ્યાસ કરવા માંડ્યો, આ વાત ધ્યાનમાં રાખવી જોઈએ.

---

(૧૮) જન્મપત્રી કરીને પેતાના ગ્રહ જોવા અને તેઉપરથી શુભ, અશુભ વિગેરે વાતો કેહેવીઓ, એ વિષે વિષને ફલજ્યોતિષ કેહે છે ભા૦ ક૦
(૧૯) જે ઊપર કહેલી વાતોમાં પ્રાચીન કાળના બીજા લોકો કરતાં હિંદુઓની વાકેફી વધારે થઇ હતી, તેઓ સિવાય કોલબ્રુક સાહેબે બીજી બે વાતો કહેલી છે તેહેની, સંપાત (એટલે ક્રાન્તિ વૃત્ત ને વિષુવવૃત્ત મળે તે બિંદુઓ) દરવર્ષે પછવાડે હઠતા જાય છે, એ વાતની ગણિતગારીમાં એ મિશ્રદેશમાંના ટાલેમી કરતાં એઓને વધારે હતી, બીજી, —પૃથિવીની નિત્યદિન (એટલે હરરોજની) ગતી, એનો વિચાર આર્યભટ્ટે પાંચમા સૈકામાં કીધો છે; પ્રાચીન કાળમાં આ ગતીવિષે હિપારકસે ગ્રિસદેશમાં તર્ક કર્યો હતો, પરંતુ તે યુનાની લોકોએ છોડી દીધા ઊપરાન્ત, કોપરનિકસની વખત સુધી તે કલ્પના યુરોપમાં ફરીથી કોઇને સુઝી નહીં.

એ વિષયોબાબદ, અને સાધારણ રીતે જોઈએ તો બ્રાહ્મણોનું સર્વ વિદ્યાબાબદ, હાલમાંના અતિ મોહોટા વિદ્વાનોએ પણ જે ઠરાવો કર્યા છે, તે, જે વાતો તેઓની આગળ બહેધાર આવી હતી તઉપરથી તેઓએ બાંધેલા અભિપ્રાયો છે; તે કેવળ ખચિતજ છે એમ સમજવું નહીં, અને હમને સંસ્કૃત વિદ્યાની વધારે માહિતગારી થઈને તેને બાબદનો છેલ્લો ઠરાવ કરવા જેવી યોગ્યતા આવે ત્યાંહાં સુધી. ઉપલા બધા અભિપ્રાયો તકરારભરેલા છે એમ સમજવું જોઈએ.

કોઈ પણ દેશમાં વિદ્યાનો પ્રસાર કેમ થયો એ સમજવાલાગે તે દેશમાંનો વિદ્યાનો ઇતિહાસ જોયો તો તેઉપરથી લોકોનો સ્વભાવ કેવો હતો તેનું અનુમાન બાંધતાં આવડે છે, અને તે સમજણથીજ મુખ્યત્વેકરીને તે ઇતિહાસ ખુશી ભરેલો થાય છે. હવે એવી નજરથી જોવા જઈએ તો, આ વિદ્યાવિષે બ્રાહ્મણોમાં તેઓની સ્વભાવિક તત્પરતા તથા તીક્ષ્ણ બુદ્ધિ એ ગુણો છે; પણ જેમ ઇતર બાબદોવિષે એઓમાં હિસાબપણું તથા ખચિતપણું નથી, તેજ પ્રમાણે આ શાસ્ત્રવિષે પણ નથી: અને તેઓએ બધી વાતોમા કલ્પેલી કથાઓ ભેગી કરીને જેમ તેઓની ધુળ કરી નાખી છે, અને પોતાની વર્ણનું કંઈ ધારેલું હિત મેળવવા માટે સત્યની ગડબોડી કરી નાખી છે, તેજ પ્રમાણે આ શાસ્ત્રમા પણ કર્યું છે.

---

# પ્રકરણ બીજું.

## ભૂગોલવિદ્યા.

બીજી સર્વ વિદ્યાઓકરતાં આ વિદ્યામાં હિંદુઓની ગતિ ઘણી થોડી થઈ છે.

તેઓના ભૂગોલશાસ્ત્રમાં પૃથ્વીના મધ્ય ભાગે મેરૂ પર્વત છે:[1]

(૧) મેરૂ એટલે ઉત્તરધ્રુવ એવું કોઈ માને છે; પરંતુ તે એવું હોય તોપણ હિંદુઓના ભૂગોલની બધી શિરનોમાં સર્વ પર્વતોનો મુકાબલો મેરૂ ઉપર હોય છે.

તે એક ઊંચો શંકુની આકૃતિનો (એટલે ગાયોદુમી આકારનો) પર્વત છે, તેની બાજુઓ રત્નજડિત છે, અને તેના શિખર-ઉપરનો પ્રદેશ, એ જેવો એક ભૂલોકનું સ્વર્ગજ છે, એવું તેનું વર્ણન છે. હિંદુસ્થાનની ઉત્તરે જે પર્વતો છે, તેઓઉપરથી એ મેરુની કલ્પના આ લોકોને સુઝી હોય તો હો; પરંતુ એ પર્વત તે પર્વતોના સાંકળીયામાનો અથવા બીજા કોઈપણ ખરેખર સાંકળીયામાનો નથી, તે કેવળ કથા લખનારાઓની અટકળીસૃષ્ટિમાનો છે.

તેની ચોફેર, એકની પેલી તરફ બીજું એવા સાત જમીનના સમકેન્દ્ર વર્તુળો છે, અને તેઓની વચ્ચે સાત સમુદ્રો છે.

તેઓમાથી છેક અંદરના વર્તુળને જંબુદ્વીપ કહે છે; તેમા હિંદુસ્થાનદેશ છે; તથા તેને ફરતો ખારો સમુદ્ર છે.

બાકી છ વર્તુળોની વચ્ચે દૂધ, દરાખનો દારૂ, સેરડીનો રસ, ઇત્યાદિકોના ભરેલા સમુદ્રો છે; એ બધા પ્રદેશો કેવળ અટકળે જેવા છે, એમ જણાય છે.

જંબુદ્વીપ એટલે હિંદુસ્થાન, એવું કયારે કયારે કહે છે, અને કયારે કયારે હિંદુસ્થાનને ભરતખંડ એમ પણ કહે છે.

પૃથ્વી ઉપરના દેશોમાથી હિંદુસ્થાન તથા તેની છેક પાસેના કેટલાએક દેશો એટલા માત્ર આગલના હિંદુઓને માલમ હતા એમ જણાય છે.

હવે હિંદુસ્થાન દેશમાજ જોવા જઈએ તો તે દેશના ભૂગોળ સમ્બન્ધી વિભાગો તથા તે પ્રત્યેક વિભાગોમાના શેહેરો, પર્વતો, તથા નદીઓ, એઓના સાંકળીયા હિંદુઓના પ્રાચીન ગ્રંથોમા છે. તેઓની રચના સારી કરેલી નથી, અને તેઓમા વખાણ પણ ઉઘાડું નથી; તોપણ દેશના ઘણા અર્વાચીન વિભાગો, તથા તેઓમાના શેહેરો અને પર્વતો ઇત્યાદિ તેઓની પોતાની સરેપેરા સઘળી, એવી નિશાનીઓ, એઓવિષે તે ગ્રંથોમા લખ્યું છે, એવું માલમ પડે છે. આ હિંદુસ્થાનના અંદરના વર્ણનની વાત થઈ; પરંતુ આ દેશની બાહાર જોવા જઈએ તો તે ગ્રંથોમા ખરે કેહેવાને અંધારૂ ભરેલું છે; તેઉપર અર્વાચીન કાળના ભૂગોળવિદ્યા લખનારાઓના અતિ મેહેનતથી પણ પ્રકાશ પડ્યો નથી.

સિકન્દર પાદશાહની વખતના ઇતિહાસકર્તાઓના ગ્રંથોમા જે

જગાઓના નામો આવાં છે, તેઓમાથી સિન્ધુનદની પશ્ચિમતરફની જગાઓનાં જે નામો છે, તે તેજ ઠેકાણાનાં જે સંસ્કૃત નામો છે, તેઓની સાથે ઘણુંકરીને છેકજ મળતા નથી; પરન્તુ તે નદની પૂર્વતરફનાં ઠેકાણાંના જે નામો છે તેઓમાથી ઘણાં મળે છે, એ વાત ધ્યાનમા રાખવા જોગ છે; અને આઉપરથી એમ જણાય છે કે હાલમા પણ જેવા ઘણા હિંદુ લોકો મુસાફરીઆ કરવાને ઇન્તેજાર હોતા નથી, તેવાજ પ્રાચીનકાળેપણ તેઓ હતા, અને શોધક બુદ્ધિ તથા સમજાઈ એઓ જેમ હિંદુઓને નથી તેમજ જો માણસમાત્રને ન હોત, તો એ લોકો જગતમના બીજા લોકોપાસેથી હમેશા અલગ રહ્યા હોત.

સિન્ધુની પશ્ચિમતરફના એ ઠેકાણામા હિંદુ લોકો હતા એ ખરું છે, તોપણ તેઉપરથી ઉપરના લેખને બાધ આવતો નથી; કારણ તેઓમાના જે લોકો સમુદ્રકિનારા ઉપર હતા, તેઓ પોતાના દેશના રાજ્યમા ફેરફાર થઇને તેઓને હારી જુદા પછી તેઓને જ નજીકનું ઠેકાણું મળ્યું ત્યાં જઇને રહ્યા હતા, એમ મળે છે (પુરવણી અંક ચોથો જો). બીજા જે હિંદુઓ ઉત્તરતરફના પાહાડમા હતા, તેઓના ઇતિહાસની અટકળ કરાતી નથી; પરન્તુ સિકન્દર પાદશાહની વખતે જો કે, આ લોકોનો હિંદુસ્થાનસાથે સંબંધ તુટ્યો હતો, અને ત્યાહાના કેટલાએક લોકો તથા એઓના વચ્ચે ઘણા તફાવતો પડ્યા હતા, તોપણ એઓએ બીજા દેશના લોકોસાથે કોઇપણ પ્રકારનો સંબંધ રાખ્યો હતો, અથવા તેઓ પોતાની હદ છોડીને કહીં બાહાર ગએલા જણાયા હતા એવું જણાતું નથી.

હાલમા કેટલાએક વેરાગીઓ કાસ્પીઅન સમુદ્રને કાંઠે બાકૂ કરીને એક પવિત્ર અગ્નિસ્થાન છે, ત્યાહા કોઈ કોઈ જાય છે, તથા કોઈ વખત આસ્ત્રાખાન જાય છે; અને મોસ્કોસુધી પણ તેઓની મુસાફરી થઈ હતી એવી માહિતી થાય છે. તે શિવાય સિન્ધુનદ પારના શિકારપુર શેહેરથી એક જાતના હિંદુઓ, ઇરાન તુર્કસ્તાન, તથા રૂસના રાજ્યનો દક્ષિણભાગ એઓમાના શેહેરોમા વેપારની તથા સરાફીની પેઢીઓ ચાલે છે; પરન્તુ આ બે પ્રકારના લોકોમાથી કોઇનામા પણ સાધારણ શોધ કરવાની બુદ્ધિ હોતી નથી, અને એઓ પોતાના દેશી ભાઈઓને

ઘણુકરીને ત્યાહાનુ કઈ વર્તમાન જણાતતા નથી. તેઓના પ્રાચીન ગ્રંથમાથી પડોસના દેશોમાના લોકોનુ પણ વર્ણન ઘણુકરીને નથી. તેઓને ગ્રીક લોકો માહિત હતા, તથા તેઓ એઓ યવન એમ કેહેતા હતા. અને પછી જે લોકોએ વાયવ્યદિશાતરફથી આવીને આ દેશ લીધો તેઓને પણ એઓએ તેજ નામ આપ્યુ છે. આ લોકોને સિથિયન્ લોકો માહિત હતા, તથા તેઓને એઓ શક એમ કેહેતા હતા એમ માનવાને સારો આધાર છે, પરંતુ ગ્રીક તથા સિથિયન એ બને લોકો હિંદુસ્થાનમા આવ્યાથી હિંદુઓને માહિત થયા તેઓના મૂળ દેશો હિંદુઓને માહિત ન હતા. કોલ્બ્રુક સાહેબે એક ગ્રંથકારના ગ્રંથમાથી કેટલાએક ફકરા લીધા છે, તે ગ્રંથકાર ખ્રિસ્તી શકના સાતમા કિંવા આઠમા સૈકામાનો છે. તે કેહેછે, કે જગલી ભાષાઓ, પારસીક, યાવન, રોમક, અને બર્બર, એમ કેહે છે. એઓમાથી પેહેલા ત્રણ નામો ફારસી ગ્રીક તથા લાટિન, એઓના છે એમ જણાય છે, રોમ નગર હિંદુઓને માહિત હતા એવિષે અતિ ઉધાડો લેખ ઉપર કહેલો એ ટલો માત્ર નજર જોવામા છે.

જ્યારે લકામા સૂર્ય ઉગે છે, ત્યારે રોમક નામના પશ્ચિમ તરફના દેશમા મધ્યરાત્ર થાય છે; રોમક જે દેશવિષે વર્ણન છે તે કદાચિત્ રોમ શેહેર હશે 'સિદ્ધાન્ત શિરોમણી' નામે ગ્રંથનુ એક ભાષાન્તર છે તેમા રોમક[2] આ શબ્દ છે, તેઉપરથી બ્રાહ્મણોનો મુસલમાનો સાથે વ્યવહાર થવાની અગાઉ, તે શબ્દ તેઓને જણાતો હતો એમ જણાય છે.[3] ચીન દેશવિષે

(૨) રોમક એ લે રોમ એવુંપણ કર્નલ વિલ્ફર્ડ એવું કહ્યુ છે પરંતુ ઇંગ્રેજીસ તથા કોન્સટેન્ટીનોપલ, એ અનુમાન પૂર્વતરના લોકોમાં ફેર આગળ નથી. ઇંગ્રેજીમા પણ રૂમ અટલે અગિઆ નેનર, અવું સમજે છે અને કુસ્તન્ તુનિયા ન્હિંયાં તુર્ક સુલતાનની ગાદી થતા સુધી, 'રૂમના પાદશાહ,' એટલે, 'કુસ્તનતુનિયાના પાદશાહ' એમ સમજતા હતા

(૩) 'સિદ્ધાન્તશિરોમણિ,' આ ગ્રંથનો કર્તા ભાસ્કરાચાર્ય એ, મુસલમાનો હિંદુસ્થાનમા આવ્યા પછી થયો અને પારસીક લોકના સિદ્ધ જમાની પતિના બગેર નથી એ દેખાય છે ભા॰ ક॰

તેઓને ખચિત માહિતી હતી. ઈશવી સનના ચોથા સૈકામાં એક ચીના ગૃહસ્થે હિંદુસ્થાનમાં મુસાફરી કરી, તેણે લખેલી તવારીખ હાલ મળી શકે છે; અને ઈશવી સનના બીજા તથા પાછલા સૈકામાં મગધ દેશના રાજાની તરફથી ચીનના પાદશાહ તરફ વકીલાતો જતી હતી એવું ચીની ગ્રંથકારો કહે છે. ચીન નામના એક લોકોવિષે મનુમાં ઉલ્લેખ છે, પરંતુ હિંદુસ્થાનની વાયવ્ય દિશાતરફના લોકોમાં તેઓને ગણ્યા છે; અને ચીન દેશનું જે ચીન કરીને નામ પડ્યું તે મનુ પછી ઘણો જમાનો ગયા ઉપરાન્ત પડ્યું છે.

મિસર દેશમાંથી ગ્રીક તથા રોમન નાવિકો સૈકડો વર્ષ (હિંદુસ્થાન સાથે) વેપાર કરતા હતા, તેથી તે દેશ હિંદુઓને માહિત હોવો જોઈએ એવી અટકળ કદાપિ આપણા મનમાં આવશે; પરંતુ કર્નલ્ વિલફર્ડે એણે જે પણ્ડિતાઈના તથા યુક્તીના સિદ્ધાન્તો કાહાડ્યા છે તેઓઉપર જો વિશ્વાસ રાખ્યો, તો માત્ર મિસર દેશ હિંદુઓને જાણીતો હતો એમ કેહેતાં આવડશે, નહીં તો સંસ્કૃતના આધારઉપરથી જે કંઈ ભૂગોલ વિષેના નિર્ણયો થયા છે, તેઓમાં એવી માહિતગારી તે લોકોને હતી એવી કંઈ નિશાની દેખાતી નથી.

---

# પ્રકરણ ત્રીજું.

## કાલગણનવિદ્યા.

પૌરાણિક કાળચક્રો.[1] કાલગણન એટલે કાલગણતરી કરવામાટે કલ્પ વિગેરે જે મોહોટા મોહોટા કાલના વિભાગો હિંદુઓએ યોજ્યા છે તેઓવિષે વિચાર કરવાનું ઘણુંકરીને કારણ નથી; કારણ તેઓનો પાયો જ્યોતિષ સંબંધી પ્રતિજ્ઞાઓઉપર છે, તોપણ તે કાલો પુરાણોમાંના

(૧) પુરાણોમાં જે કાળની સંખ્યા છે, તે ગાડીના ચાક જેવી ફરે છે, માટે તે કાળને "કાળચક્રો" કહેવાય છે. ભા૦ ૬૦.

છે, અને યુરોપમાંના વિદ્વાનોએ જેટલું ધ્યાન તેઓઉપર પોહો-ચાડ્યું છે, તેટલી તેઓની લાયકી નથી.

કક્ષાપાત[2] તથા નીચોચ્ચવૃત્તો[3] એઓની પ્રદક્ષિણા થઇને તેઓને ફરીથી પેહેલી હાલતમાં આવવાને ૪,૩૨,૦૦,૦૦,૦૦૦ વર્ષો લાગે છે, એમ, હિંદુઓ ધારે છે, અને એટલાં વર્ષો મળીને એક કલ્પ એટલે બ્રહ્મદેવનો દિવસ થાય છે. દરએક કલ્પમાં ચૌદ મન્વંતરો હોય છે; તેઓમાંથી દરએક મન્વંતરમાં જગતમાંની સત્તા એકેકા મનુના હાથમાં હોય છે. પ્રત્યેક મન્વંતરમાં સત્તાવીસ મહા (એટલે મોહોટા) યુગો હોય છે, અને દરએક મહાયુગમાં ચાર યુગો હોય છે. તે ચાર યુગોમાંનો કાળ એકસરખો નથી. આ ચાર યુગો સરખા યુનાની લોકોમાં સોનેરી, રૂપેરી, પિતળી, અને લોહોડીયો એવા યુગો હતા.

ઉપરના ભાગમાં જે શેવટના ચાર યુગોનો ભાગ કહ્યો તેનો માત્ર મનુષ્યમાત્રના વેહેવાર સાથે થોડો સંબંધ છે. તેઓમાંથી પેહેલો સત્યયુગ, તેની હદ ૧૭,૨૮,૦૦૦ વર્ષો છે; બીજો ત્રેતાયુગ, તેની ૧૨,૯૬,૦૦૦ વર્ષો છે; ત્રીજો દ્વાપારયુગ, તેની ૮,૬૪,૦૦૦વર્ષો છે; અને શેવટનો કલિયુગ, તેની મર્યાદા ૪,૩૨,૦૦૦ વર્ષો છે. હાલમાં કલિયુગ ચાલે છે; તેમાથી જે મન્વંતર હાલ ચાલુ છે, તેનાં ૪૯૪૧ વર્ષો ગયાં છે; અને ઘણુંકરીને બધા ઇતિહાસમાંના વર્ત્તમાનો આ વખતમાં થયાં છે એવું કેહે છે. કેટલીએક વાતો એનાથીપણ પેહેલા થઇઓ એવું તે લોકોનું કેહેવું છે; પણ હાલના કરતા વધારે ભાગેમો રાખવાજોગ મર્યાદામાં જો તે વાતો આણી, તો માત્ર તેઓનું કાળમાન બેસાડવાની મેહનત થઇ શકયે.[6]

---

(૨) કોઇપણ ગ્રહનો આકાશમાં ફરવાનો માર્ગ જ્યાંહાં ક્રાન્તિ વૃત્તને છેદે છે, તે બિંદુઓને કક્ષાપાતનાં બિંદુઓ કેહેછે તે બિંદુઓએ હોય છે ભા૦ ક૦

(૩) અર્વાચીન જ્યોતિષશાસ્ત્રપ્રમાણે, કોઇ મુખ્ય ગ્રહના ફરવાના માર્ગમાં એક, સૂર્યથી અતિઘણું છેટે, તથા બીજો અતિ થોડે છેટે, એવા બિંદુઓ હોય છે, તેઓને "નીચોચ્ચવૃત્તો" કેહે છે પ્રાચીન કાળના જ્યોતિષમાં બિંદુ કહેતું કેંદ્ર પૃથ્વીજકી ગણાતું હતું ભા૦ક૦

(૮) ખરેખરૂં જેવાજતાં મનુસ્મૃતિ, એ ખ્રિસ્ત પેહેલાં ૯૦૦ વર્ષોની આશરેતરલગેની છે, પરંતુ આ ગ્રંથની વખતનો નિશ્ચય કરવાને

પ્રાચીન વાતોના વખતનો નિવેડો કરવાની અશક્યતા.

આ કારણોનેલીધે, યુગો, કલ્પો, તથા મન્વન્તરો, એઓને છોડી દેઇને, હિંદુઓએજ જે બીજા માર્ગ જણાવી આપ્યા છે તેઓઉપરથી તેઓનું કાલગણનશાસ્ત્ર ખચિત કરવું જોઈએ.

ખ્રિસ્તની પેહેલાં શુમારથી ચોદ સૈકાં થયાં ત્યારે ઘણુંકરીને વેદોની રચના થઈ, એવું પેહેલાં લખ્યું છે, પરંતુ તે વખતે ઇતિહાસ સંબંધી કહાણી વાતો બની આવીઓ એવો ઠરાવ કરાતો નથી. પરાશર નામે જે જ્યોતિષી હતો તે કદાચિત્ ઇસવી સનની પેહેલાં ચૌદમા સૈકામાં જીવતો હશે; અને તેની સાથે તથા તેનો પુત્ર વ્યાસ, જેણે વેદો એકઠા કીધા તેની સાથે, કેટલાએક પુરાણોમાંના તથા ઇતિહાસોમાંના લોકોનો સંબંધ વર્ણવેલો છે; પરંતુ જે પુરૂષો આ બંનેની બરાબરીની વખતમાં જીવતા હતા, તેઓ ફરી એકબીજાથી ઘણા છેટાની મુદતોમાં વળી ખીલતા હતા એવું તેઓના ગ્રંથોમાં નજરે પડે છે; તેમાં બધા ઋષિઓ વિગેરે પવિત્ર પુરૂષોના આયુર્દાવનું જે મનમાનેલું માન વર્ણવેલું છે, તે, એકે વાતની વખત મુકરર કરવાને કામ આવતું નથી.

સૂર્યવંશ તથા ચન્દ્રવંશ.

પુરાણમાં એવી કથા છે કે સૂર્યવંશના રાજાઓ અયોધ્યામાં અને ચન્દ્રવંશના રાજાઓ ગંગા તથા જમના એઓની વચ્ચેના પ્રદેશોમાં રાજ્ય કરતા હતા—આ બે વંશોમાંથી હિંદુસ્થાનમાંના બધા પ્રાચીન રાજવંશો પેદા થયા છે. આ બે વંશોમાંના પુરૂષોની વંશાવળીઓ પુરાણોમાં આપીઓ છે; તે વંશાવળીઓ હિંદુઓની કાળગણતરી ખચિત કરવાને બીજો આધાર આપે છે,

---

હિંદુ કાળગણનકર્તાઓ ચારે યુગો છોડીને ગુમારે સાત મન્વન્તરો પછવાડે નાખે છે, તે એકંદર કાળ ૧૯૭૨૯૪૭,૨૦,૦૦૦ એટલાં વર્ષો કરતાં પણ વધારે થાય છે. ઇસવીસનના પાંચમા સૈકામાં લખેલો સૂર્યસિદ્ધાન્ત નામે એક ગ્રંથ છે તે ઘણા લોકોના ગ્રંથ કરતાં અર્વાચીન છે. તે વિષે એવી કથા છે, કે તે સત્યયુગમાં પ્રકટ કર્યો, માટે ૨૦,૦૦,૦૦૦ થી ૩૦,૦૦,૦૦૦ વર્ષો ગુજરીને તે [illegible] છે, એવું કહે છે.

શાને, એ [illegible] ભાગવતમાં [illegible] છે, પરંતુ તે ૧૦,૦૦,૦૦૦ વર્ષો પેહેલાં કૃતયુગની ઉત્પત્તિ થઈ, એવું ગણ્યું છે.

એની જગાક આશા છે. સર વિલિયમ્ જોન્સ એની ગણતરી પ્રમાણે ખ્રિસ્તની પેહેલા ૩૫૦૦ વર્ષ સુધી એ વંશાવળીઓ પોહોચે છે, પણ જોવા જઈએ તો તે વંશાવળીઓજ એવી ટુટક દેખાય છે, કે એક ઉપર ભરોસો રખાતો નથી. તે બેઉ વંશોના મૂળ પુરૂષો એકજ વખતે હતા, અને ભાઈ તથા બેહેન હતા; એવું છતા જેટલી વારમાં ચંદ્રવંશના ૪૮ પુરૂષો થયા, તેટલીજ વારમાં સૂર્યવંશના ૬૫ થયા; અને કૃષ્ણ એ રામની પછી ઘણી વખતે થયો એવું પુરાણો કેહે છે, એવું છતા તે ચન્દ્રવંશમાંનો ૫૦ મો પુરૂષ છે, અને રામ એ સુર્યવંશમાનો ૬૩ મો છે.

આ વંશાવળીઓ એકબીજીમાથે મળતી આવે એવી કરવાને જે બધા પ્રયત્નો લોકોએ કર્યા છે, તેથી તેઓમાના તફાવતો ઉલટા વધારે થયા છે; અને પુરાણમા જ્યાહાં તે વંશાવળીઓ લખીઆ છે ત્યાહાં તેઓનીસાથે જોડેલી જે કથાઓ કહેલીઓ છે, તેઓમા કંઈ યુક્તિ નથી, તેનેલીધે તેઓઉપર વધારે બેભરોસો થાય છે. જે રાજાઓના નામો કહ્યા છે, તેઓમાથી ઘણાઓએ રાજ્ય કર્યું હશે, અને કેટલીએક કથાઓમા ખરેખરા ઇતિહાસમાની વાતોવિષે પણ સૂચના હશે, પરંતુ કૃષ્ણ રાજા અને મહાભારતીય યુદ્ધ, એઓ સુધી ઉપર કહેલા રાજાઓઉપરથી તથા કથાઓઉપરથી કાળગણતરીનો ક્રમ બાંધવાને અતિ થોડો પણ ટેકો મળતો નથી.

હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમા મહાભારત પછીના રાજાઓના ઘણી વંશાવળીઓ છે; તે જુદી જુદી જોઈ તો તેવી થઈઓ હશે એવું લાગે છે; અને કેટલેએક ઠેકાણે તેઓને બાહારની સાખેદીનું પીઠબળ મળે છે, અને તેથી પણ ઘણે ઠેકાણે ધર્મસંબધી લખાતો, અને ભૂમિદાનપત્રો એઓથી તેઓની મચાઈ સાબિત થઈ છે; અથવા દાખલાઓથી વધારે ઉઘાડી થઇ છે. તેમાથી પણ ભૂમિદાન આપ્યાવિષે જે લખાતો છે, તેઓ પત્થરઉપર અથવા ત્રાંબાના પત્રાઉપર કોતરેલા છે; તેઓમાંથી ત્રાંબાના પત્રા (જેઓને તામ્રપટ કેહે છે તે) સાધારણ છે, અને ઘણું કરીને સુરક્ષિત છે. તેઓમાં મોહોટી તજવીજથી અને બારીકીથી તારીખોલખેલીઓ છે, અને દાન આપનાર રાજાઓના કેટલાએક પૂર્વજોનાં નામો પણ લખેલા છે

જો જોઈએ તેટલાં તામ્રપત્રો મળશે, તો તેઓઉપરથી કદાચિત કેટલાએક રાજાઓની બધી વંશાવળીઓ મુકરર કરતાં આવડશે; પરંતુ હાલમાં જે મળ્યાં છે તે વિસંગત કડકા કડકા છે— તે એકદેશી ઇતિહાસમાં કામે આવે છે, પણ સાધારણ કાળગણતરીને તેઓથી ઝાઝી મદદ થતી નથી.

મગધ દેશના રાજાઓ. મહાભારતમાંના યુદ્ધથકી ઈસવી સનના પાંચમાં સૈકા સુધી મગધ વંશના રાજાઓની હાર માત્ર એકસરખીજ બંધાયલી છે, તથા તેને ઉચિત કરવાને ઘણેક ઠેકાણે ઉઘાડાં પ્રમાણો મળે છે; એમાટે ઉપરની અવધિમાંના મુખ્ય કાળોવિષે પાસે પાસે નિવેડો કરવાને મળે છે.

મહાભારતમાંનું યુદ્ધ જ્યારે પૂરું થયું ત્યારે સહદેવરાજા મગધદેશમાં રાજ્ય કરતો હતો. તેનાથી પાંત્રીસમો પુરૂષ અજાતશત્રુ,— તેની કારકીર્દમાં બૌદ્ધધર્મનો સ્થાપક શાક્યસિંહ એટલે ગૌતમ એ જીવતો હતો. હવે શાક્યસિંહ એ ઈસવી સનની અગાઉ ૫૫૦ વર્ષોના શુમારમાં મરણ પામ્યો એવિષે વધારે સંશય નથી.[૫] માટે અજાતશત્રુનો કાળ ઠેરવવાને હિંદુસ્થાન બાહાર લખેલાં પાલી, સિંગાલી, શિયામી, તથા બીજી બૌદ્ધ કથાઓ સાક્ષી છે.

અજાતશત્રુ (એ સુધ્ધાં અંદર ગણીને તેની) પાસેથી છઠ્ઠો પુરૂષ નન્દ; તેનો મત મુકરર થશે એટલે બીજા ઘણાઓના થાય છે. નન્દથી નવમો ચન્દ્રગુપ્ત; અને તેનાથી ત્રીજો અશોક— એ રાજા બૌદ્ધધર્મનો મોહોટો ઉત્સુક ભક્ત અને બઢતી કરનારો હતો, એવી સર્વ દેશમાંના બૌદ્ધો તેની કીર્તિ ગાય છે.

આ છેલ્લા બે રાજાઓના કાળ ઉપરથી હિંદુસ્થાન તથા યુરોપ અહીંની કાળગણતરીઓનો સંબંધ બેસાડતા આવડે છે; અને હિંદુઓના ઇતિહાસની કાળમર્યાદાઓ ઘણી મોહોટી માપથી ઠેરવતાં આવડે છે. બારીકીથી આવડતી નથી.

ઘણું કરીને કૃષ્ણનું મોહોટાપણું વધારવામાટે અથવા બીજો કંઈ મતલબથી, મહાભારતમાંનું યુદ્ધ અને કૃષ્ણનું મરણ આ બેઉ બીનાઓ કલિયુગને આરંભે થઈઓ એવું હિંદુ ગ્રંથકારોએ

(૫) પેજ ૧૮૫ જો.

લખ્યું છે; અને આ મત એક આ દેશમાના ગ્રંથકારે ખુલ્લી રીતે નાકબૂલ કીધુ છે, અને બીજા કેટનાએકોએ પોતપોતાના પુસ્તકોમા જે વાતો લખીઓ છે તેઓએ તે મત બીજી રીતે નાકબૂલ કર્યું છે, એવું છતા તે હાલમા નિર્વિવાદ માને છે.

જ્યારે આ કાળનો નિર્ણય કરવાસારૂ, સર વિલિયમ્ જોન્સ એ, પુરાણોમાના રાજાઓની વંશા ચન્દ્રગુપ્ત અને વળીઓનો ઉપયોગ કરતો હતો, ત્યારે જે સાન્દ્ર સેલ્યુકસ એક કાટસ્ (એટલે સાન્દ્રકાપ્ટ્રમ્) રાજાએ સેલ્યુકમ[૬] જ વખતે હતા સાથે સલાહ કરી હતી એવું યુરોપીયન ગ્રંથકારોએ વર્ણવ્યું છે, તેના નામની તથા ચન્દ્રગુપ્ત આ નામની સમાનતા જોઈને તે ચકિત થયો પછી તેવિષે વધારે સૂક્ષ્મ શોધ કર્યા ઉપર તે બંનેના ઇતિહાસોમા ઘણી સરખાઈ છે, એવું તેની નજરમા આવ્યું. પછી જે સેલ્યુકસનો કાળ તેજ ચન્દ્રગુપ્તનો એવું ધારીને, તે આધારે ચન્દ્રગુપ્ત પેહેલાની વાતોના શકો ફેરવીને, તે વાતો અંગ્રેજ લોકોની બુદ્ધિને વાવારે પસંદ થાય એવી હાલતમા તેણે તેઓને આણીઓ. એ અટકળ સિદ્ધ કરવાવિષે જે પ્રમાણે છે, તે પ્રોફેસર વિલસન્ એણે પૂરી રીતે અને સરળ રસ્તાથી કહ્યા છે. તે આ પ્રમાણે,—સાન્દ્રકાપ્ટસ્ તથા ચન્દ્રગુપ્ત આ નામોનુ સરખાપણુ છે, અને ડેડોરસ (નામે એક યુનાની ગ્રંથકાર એ) સાન્દ્રકાટસ એને કસન્દ્રમસ એવુ કેહે છે. હવે, તેજ રાજાને હિંદુ ગ્રંથકારોએ કેટલીએક વખતે ચન્દ્રમસ્ એવુ નામ આપ્યુ છે તેનુ અને કસન્દ્રમસનુ સરખાપણુ છે, તેમજ, તે નીચકુળમા જન્મ્યો અને તેને હક્ક ન છતા તેણે રાજ્ય ઝુંટી લીધુ આ વાતો યુનાની તથા હિંદુ કથાઓમા સાધારણજ છે, તેની દરબારમા મેગાસ્થનીસ નામે એક વકીલ હતો, તેણે તેનુ રાજ્ય કીયે ઠેકાણે હતુ એવીરે જે લખ્યુ છે, તે ઠેકાણુ મળી આવે છે, તેની રૈય્યતને યુનાની લોકો પ્રાસ્ઈ કે હેતા હતા—એ શબ્દ પ્રાચ્ય આ શબ્દની સાથે મળે છે, અને જે ઠેકાણે મગધ દેશ છે તે જગાને હિંદુ ભૂગોળવેત્તાઓ પ્રાચ્ય કેહે છે, અને એ બે રાજાઓવચ્ચે છેલ્લું સરખાપણુ એ છે કે,

(૬) એ સિકન્દર પાદશાહનો એક સરદાર હતો ભા૦ ક૦

તેની રાજધાનીને યુનાની લોકો પાલિબોથ્રા કેહે છે, અને હિંદુઓ ચન્દ્રગુપ્તનીને પાટલીપુત્ર કેહે છે. પછી, બ્રાહ્મણોનાજ ગ્રંથોમાંથી બીજા ટેકા મળ્યાથી ચન્દ્રગુપ્તનો કાળ વધારે બારીકીથી ઠેરવવામાં આવ્યો. તે કાળ ખ્રિસ્તની પેહેલાં ૩૫૦ વર્ષો એવો વિલ્ફોર્ડ સાહેબે ઠેરવ્યો, તથા ખ્રિસ્તની પેહેલાં ૩૧૦ વર્ષો એમ વિલ્સન સાહેબે ઠેરવ્યો; અને આવા તથા સિંહલદ્વીપ આદીથી જે બૌદ્ધોનાં કાળગણતરીનાં કોષ્ટકો આપ્યા, તેપણ ઉપલા ગ્રંથકારોના ઠરાવોને અકલ્પિત મળ્યા. તેઓમાંથી આવામાંના લેખમાં ઇસવી સનની પેહેલાં ૩૯૨ થી ૩૬૬ એટલી તેની કારકીર્દ, એવું કહ્યું છે; અને સિંહલદ્વીપમાંનો મહાવંશો નામે ગ્રંથમાં ઇ૦ સ૦ પૂ૦ ૩૮૧ થી ૩૪૭ સુધી એવું છે; એવું છતાં, ઇ૦ સ૦ પૂ૦ ૩૧૨ વર્ષો ઉપર સેલ્યૂકસ્ જન્મ્યો, અને ૨૮૦ મે વર્ષે ગુજરી ગયો. એટલા કાળમાં ચન્દ્રગુપ્ત રાજ્ય કરતો હતો, એવું ગ્રીક લોકો કેહે છે; એઉપરથી જોતાં ગ્રીક તથા બૌદ્ધ એઓના કાળોમાં ૩૦—૪૦ વર્ષનો તફાવત છે, એવું મિ૦ ટર્નરનું કેહેવું છે. સાધારણ રીતે બૌદ્ધોની કાળગણતરીમાં બ્રાહ્મણોની કાળગણતરી જેવું છોકરવાદીપણું નથી; પરંતુ તેઓની ધર્મસંબંધી દન્તકથાઓમા એ રાજાનો જે કાળ કલ્પ્યો છે, તે તથા તેઓના ઇતિહાસમાંનો કાળ, એ બેઉ મળી આવે એવું કરવામાટે તેઓએ આ જગાએ લોભમાં પડીને ગડબડ કીધી છે. ઉપર કહેલી હકીકતોમાં જો વિરોધ હોત અને એ શિવાય બીજી દલીલ ન મળત, તો ઉપર લખેલા આધારો ઉપરથીજ ચન્દ્રગુપ્ત તથા સાન્દ્રકાટસ્ એ એકજ પુરૂષનાં નામો છે, એવી આપણા મનઉપર પાકી અસર રહી હોત; પરંતુ ઉપર કહેલા શોધો શિવાય બીજો એક પત્તો લાગ્યો છે; તેણેકરીને હિંદુઓના ઇતિહાસના બીજા અંધારાભરેલા ભાગોઉપર કંઈ અજવાળું પડશે એવી ઉમેદ છે, તે શોધ કેમ લાગ્યો તેનો પ્રકાર,—હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાં ઘણી ગુફાઓ છે, તેઓ મધે તથા કહીં બીજા પત્થરોઉપર અને સ્તંભોઉપર ખોદેલા લેખો છે; પરંતુ તેઓ જે ભાષામાં છે તેનો અર્થ કરવાને કોઈ સમર્થ થયો ન હતો. જેવા મિસર દેશમાંના

અશોક અને આંટિઓકસ એઓ એકજ વખતેના

કોહાડારૂપી લેખો જોઇને આશાભગેલા થઇને ઠગાઈ જતા હતા, તેમ જે જે આ લેખો જોતા હતા તેઓ આ મૃગજળની પછવાડે દોડતા હતા; જેમ બીજાઓ અભ્યાસ કરતા હતા તેમ મિસ્ટર પ્રિન્સેપ એ આ લેખોનો અભ્યાસ ઘણા દિવસ કરતો હતો, પરંતુ તેને પણ તેઓના અર્થરૂપી પ્રદેશમા જવાને બારણું મળ્યુ ન હતું. શેવટે તેની નજરમાં એવુ આવ્યુ, કે અમુક દેવાલયમાથી જે લેખો આવે છે, તે ટુંકા તથા ટુટક હોય છે. એ વાત ધ્યાનમાં આણીને, અને અર્વાચીન બૌદ્ધોની જે એક ચાલ છે, તે તેને માહિત હતી તેઉપરથી, તેણે એવું અનુમાન કર્યું, કે એકેકા લેખમા એકેકા ભક્તે આપેલા દાનવિષે ઘણુ કરીને લખેલું હોવું જોઈએ. જ્યારે તેણે એ માર્મિક કલ્પના કાહાડી, ત્યારે બીજુ પણ એવું તેની નજરે પડ્યુ, કે બધા લેખોના શેવટના બે અક્ષરો એકસરખાજ છે; આ અટકળ પછી તેણે બીજી એવી કલ્પના કરી, કે એ બે અક્ષરો દ અને ન હોવા જોઈએ, કારણ સસ્કૃતમા આપવાનો વાચક શબ્દ જે 'દાન' તેના એ મૂલાક્ષરો છે. તેજપ્રમાણે બીજો એક અક્ષર વારવાર આવતો હતો, તે સસ્કૃતમાનો ષષ્ઠીપ્રત્યયવાચક અક્ષર 'સ' હોવો એવું તેને જણાયું. અને એપ્રમાણે આરભને ઠેકાણું મળ્યા ઉપર તેણે થોડીકજ વખતમા એક લીપિ તૈયાર કરી. પછી તેની મદદે જોવા જતા, તે લેખોની ભાષા સસ્કૃત નથી, જે પાલી ભાષામા બૌદ્ધોના પવિત્ર પુસ્તકો લખેલા છે, તે છે, એવું તેની નજરે આવ્યું. પછી જે લેખો ઉકલ્યા ન હતા, તે આ શોધોની મદદે વાચવાનો તેણે આરંભ કર્યો, અને હિંદુ સિક્કાઓની એક વિવક્ષિત માળિકાઉપરના રાજાઓના નામો વાચ્યાં. એક સિક્કાની એક બાજૂએ આગાથાક્લિસ અને પાણ્ટાલિઅન્ એઓના નામો યુનાની ભાષામા હોઇને, બીજી બાજૂએ તેજ નામો પેહેલાપ્રમાણે નવી મેળેલી પાલી ભાષામા હતા. એ જોઇને તેણે જે ઉપરની લીપિવિષે ઉપર કહેલો તર્ક બાધ્યો હતો, તે ખરો થયો, એવું જોઇને તેને આનદ થયો:—એ સિક્કાઉપરના લખતોની વાત બૉનમાના[૭] લાસનાચાર્યે તેજ વખત ખોળી કાહાડી હતી.

---

(૭) જર્મનીમાં એક શેહેર છે. ભા૦ ક૦.

દિલ્લીમાં ફિરૂઝશાહનો સ્તંભ છે, તેઉપર એક લખાણ છે, તે શાનું છે એ જાણવાને પુષ્કળ વિદ્વાનો ઘણા દહાડાસુધી આગ્રેશમંદ થયા હતા. તે લખાત તથા ગંગાના કાંઠાઉપરના મેદાનમાંના પ્રદેશોમનેના બીજા ત્રણ સ્તંભોઉપરનાં લખતો, આ નવી લીપિની મદદથી વાંચવાને તેને કંઈ અડચણ પડી નહીં. તે બધા સ્તંભોઉપરનાં લખતોમાં અશોક રાજાના હુકમો હતા, અને તેણે જ્યારે બીજાં લખતો જોવા માંડ્યાં ત્યારે તેને તેજ રાજાના તેવાજ બે હુકમો બે લખાણોમાં જડ્યા. તેઓમાંથી એક લખાત કાપ્તાન સ્ટીવેન્સન સાહેબે શોધી કાહાડ્યું; તે કાઠીઆવાડમાં ગિરનાર નામે પર્વત જે એક બૌદ્ધોનું પવિત્ર ઠેકાણું છે, તેનાઉપર એક શિલામાં કોતરેલું છે; અને બીજો લેખ લેફટેનેણ્ટ કિટો એમણે ખોળી કાહાડ્યો, તે હિંદુસ્થાનના પૂર્વકિનારાઉપર કટક પ્રાન્તમાં ધવલી અહીંયાં એક પત્થરઉપર છે. આ બે શિલાલેખોમાંથી એકમાં ૧૧ તથા બીજામાં ૧૪ હુકમો છે. ઉપર કહેલા સ્તંભોઉપરના બધા લેખો આ બેઉ શિલાઓઉપર હતા; અને એ બંને શિલાઉપરના લેખોમાં ૧૦ હુકમો બેઉઉપર એકસરખાજ હતા. તેઓમાંથી એક હુકમ બેઉઉપર હતો; જેમાં, ખુદ અશોકના મુલકમાં, તથા જ્યાંહાં ભક્તિમાન્ લોકો રેહેતા હશે એવા બીજા પણ મુલકોમાં, દવાખાનાં સ્થાપવાં અને બીજા ધર્માદાઓ સુરૂ કરવા એવું લખેલું હતું. ઉપર કહેલા ભક્તિમાન્ લોકોની વસ્તીના એવા ચાર દેશો ત્યાંહાં વર્ણવેલા છે, તથા "તામ્રપાણી (એટલે સિંહલદ્વીપ) સુધી પણ" અને "આન્ટિયોકો યવન એના રાજ્યમાં, જ્યાંહાં તે આન્ટિયોકસના સરદારો રાજ્ય કરે છે ત્યાંહાં, વિશેષે કરીને" એવું લખેલું છે.

તેઓથકી પાછળનો એક લેખ એક પત્થરઉપર છે; તે ખરાબ થઈ ગયો છે, અને તે પૂરો વાંચતાં આવડેલો નથી; પરંતુ અશોકનાં મતોનો (તથા તેમાં પણ મુખ્યત્વે કરીને હિંસા કરવી નહીં એ મતનો) ફેલાવો થયો માટે આનંદ દેખાડવાસારૂ તે લખ્યો છે એમ જણાય છે. "અને રાજાએ તે યુનાની રાજા જેનું તુરમાયો, ગંગેકેન, અને મગ, એ, ચમ (?) રાજાઓને," એવા લેખનો કકડો ઉપર કહેલા હુકમમાં છે.

ઉપર લખેલાં ત્રણ નામોમાંથી બે નામો ટાલેમાયોસ અને

મેગસ્ એઓના છે, એવું મિસ્ટર પ્રિન્સેપ્ એનુ કેહેવુ છે, અને એ નામો તે લેખમા આવ્યા છે એઉપરથી અશોકને મિસર દેશાની માહિતી હતી, તથા તે દેશાસાથે તેનો વેહેવાર હતો, એવું તેનુ મત છે, અને આપણે કંઈ સંશય ન લેતા તે મત કબૂલ કર્યુ તો ચિંતા નહીં. કારણ ટાલમી વંશાના પેહેલા પુરૂષની કારકીર્દીમા મિસરી લોકોનો વેપાર હિંદુસ્થાનસાથે હતો, એ વાત ઇતિહાસમા પ્રસિદ્ધ છે. ટાલેમી ફિલાડેલ્ફસ્ એનો ભાઈ મેગસ્ નામે હતો, તથા તે મેગસનુ લગ્ન પેહેલા આંટિઓકસ્ની છોકરી સાથે થયુ હતુ; ઉપર કહેલો જે ટાલમી, તે આ, એવુ પ્રિન્સેપ્ સાહેબનુ મત છે; અને તે એવુ ઠરાવનાની ભલામણ કરે છે, કે ઉપરના લેખમા કહેલો જે આંટિઓકસ્, તે પેહેલો કિંવા બીજો આંટિઓકસ્ હોવો જોઈએ, એટલે તે સેલ્યુકસ્નો છોકરો અથવા પૌત્ર હોવો જોઈએ

ચન્દ્રગુપ્ત અને સેલ્યુકસ્ની પાછળ લાગલાજ થએલા રાજાઓમાનો એક પુરૂષ, એઓ એક કાળમા હતા, આ વાત જોઈ તો તેઓના પૂર્વજો (અશોક તથા સેલ્યુકસ્) એકજ વખતમા હતા એવિષે કંઈ સંશય રેહેતો નથી, અને એવુ થવાથી હિંદુઓની કાળગણતરીમા એક ઠેકાણુ ખચિત થઈને, તે આગળની વાતોની તારીખોનો હવાલો ખાતરીથી આપતા આવડે છે.

નન્દની કારકીર્દીનો કાળ

હવે પેહેલા નન્દનો કાળ ઠેરવવો છે. ચન્દ્રગુપ્ત અને નન્દ એઓની વચ્ચે આઠ પુરૂષ હતા; પરંતુ તેઓ સઘળ હારમાના હતા, અથવા તેમા રાજ્યાસનવારીઓ એટલે ભાઈઓના વશમાના હતા એ ખબર નથી. હવે, તેઓ તથા નન્દ મળીને નવ પુરૂષોએ ૧૦૦ વર્ષો રાજ્ય કીધુ એવુ ચાર પુરાણોનુ એકસરખુ મત છે; માટે નન્દ એ ચન્દ્રગુપ્તથી પેહેલા ૧૦૦ વર્ષો અને ખ્રિસ્તથી પેહેલા ૪૦૦ વર્ષો ઉપર ગાદીએ બેઠો, એવો તર્ક કર્યો છતા ચિંતા નથી.

બુદ્ધના મરણના કાળ

નન્દ પેહેલા ગણીયે તો તેની આગળનો છઠ્ઠો પુરૂષ અજાતશત્રુ— એની કારકીર્દીમા શાક્યસિંહ મરણ પામ્યો તે ખ્રિસ્તના અગાઉ ૫૫૦ વર્ષોના શુમારમા મરી ગયો એવુ, હિંદુઓના ગ્રંથોનો ટેકો મુકીને બીજી

પુલોમાર્ચિષ હતો; તે રાજાનીસાથે તે વંશ ઈ૦ સ૦ ૪૩૬ માં સમાપ્ત થયો. તે પછી મગધ રાજાઓની કાળગણતરીમાં જે ગડબડ થઈ છે, તે ઘણું કરીને મહાભારતમાંના યુદ્ધની પેહેલાં જે ગડબડ છે તેટલી મોહોટી છે.

ઈ૦ સ૦ ૬૪૧ માં કૈનીને વંશમાંનો પોલોમિનર નામેં હિંદુસ્થાનમાંના એક મોહોટા રાજાની તરફથી વકાલત આવી હતી, એવો લેખ ચીની સાલવારી બખરમા છે. મગધ, એ આ રાજાનો દેશ હતો, એવી અટકળ મોશુર ડિગીની કરે છે; પરંતુ તે રાજાના અથવા વંશના નામ સરખું કંઈ નામ પુરાણમાં મળતું નથી.

ઈ૦ સ૦ ૪૩૬ પછી અંધારું

વિષ્ણુપુરાણ, એ, કેહેવામા, વ્યાસે કરેલો ગ્રંથ છે, માટે તે ગ્રંથકારને તે ભવિષ્ય કેહેનારી ભાષાથી લખવો પડ્યો છે; તેપ્રમાણેં વ્યાસના મરણપછીની વાતોનું વર્ણન કરતી વખતે એવું લખ્યું છે, "એઓ પછી (એટલે આન્ધ્ર રાજાઓ પછી)" ૭ આભીર, ૧૦ ગર્દભિલ, ૧૬ શક, ૮ યવન, ૧૪ તુષાર, ૧૩ મુણ્ડ, અને ૧૧ મૌન, એઓ ૧૩૯૦ વર્ષો સુધી બધી પૃથિવીનું રાજ્ય કરશે. તેઓપછી ૧૧ પૌર થશે, અને તેઓ ૩૦૦ વર્ષો રાજ્ય કરશે; તેઓ પછી કૈલકિલ યવન થશે, તેઓ ૧૦૬ વર્ષો રાજ્ય કરશે: આપ્રમાણેં વર્ણન છે. એવું વર્ણન ખાહાસ રાખીએ તો, એ બધો કાળ ચાલતી[૯] સાલની પાછી ૫૦૦ વર્ષો થાય છે; પરંતુ તેવું ન લેતાં, પેહેલા વંશોની કારકીર્દીનો જે સરવાળો છે તે ખોટો છે, અને ખરેખર જોતા તે વંશો એકજ વખતે અથવા પાસેપાસેના વખતોમાં રાજ્ય કરતા હતા એમ જો ધારીએ, તો આન્ધ્ર રાજાઓ પછી કેટલીક વારસુધી અંધાધુંધી થઈ, અને તે વખતે હિંદુસ્થાનના જુદાજુદા ભાગોમાં જુદા જુદા લોકોની સત્તા હતી તથા તેઓવિષે આપણેં બીજું કંઈ જાણતા નથી, એવો ઠરાવ કબૂલ કરવો પડે છે. ઉપર કહેલા યવનો એ જો ગ્રીક લોકો હશે, તો ઈ૦ સ૦ ૪૩૬ પછી તે લોકોમાના આઠ રાજાઓ હિંદુસ્થાનમાં થયા, આ વાત ખચીત

(૯) જે વેળે એ અંગ્રેજી ગ્રંથ છપાયો તે એ વખત (ઈ૦ સ૦ ૧૮૪૧ સેવો). ભા૦ ક૦

આશ્ચર્યકારક છે. કદાચિત એઓ કદાચિત્ મુસલમાનો હશે.

આ બધી ગડબડ પછી, જુદાજુદા દેશોમા રાજ્ય કરનારા વંશોની એક યાદી લખેલી છે, અને તેમાં પ્રયાગસુધી ગંગાકાંઠાના મગધદેશના રાજાઓનું થોડું વર્ણન કર્યુ છે. હવે, સિક્કાઓઉપરથી તથા કોતરેલા લેખોઉપરથી, એવું બેશક સ્થાપિત થયું છે, કે પાચમા અથવા છઠ્ઠા સૈકાથકી સાતમા કિંવા આઠમા સૈકાસુધી, ગંગાકાંઠાના મુલકમા એક વશ ખચિત્ રાજ્ય કરતો હતો, તેમાથી કેટલાએક પુરૂષોના નામની આખરે ગુપ્ત એવું આવતુ હતુ, એઉપરથી આ વિમગન કથાઓના જમાવમા કેટલુંએક સત્ય ભરેલુ છે, એમ લાગે છે, પરતુ બાહારની મદદવિના તે ઉપયોગી પડવાજોગુ કરાતુ નથી; અને બીજા ઇતિહાસરૂપી પુરાણોમા પણ આજપ્રમાણે વર્તમાન છે, માટે મગધદેશના ઇતિહાસનુ કાલમાન ઠરાવવાની મેહનત છોડી દેવી જોઈએ; બીજો કાંઈ ઉપાય નથી.

વિક્રમતથા શાલિવાહન એઓના શકો

માળવામાના વિક્રમરાજાના શકનો ખ્રિસ્તી શક પેહેલા ૫૭ વર્ષે આરંભ થઈને, તે બધુ ઉત્તર હિંદુસ્થાનભર આજસુધી હમેશા ચાલુ છે, અને શાલિવાહનના શકનો ઈ૦ સ૦ ૭૮ મા આરંભ થયો, તે તેનોજ દક્ષિણમા ચાલુ છે. આ શકોનો આરંભ થયા પછી જે વાતો બની આવીઓ, તેઓનો પત્તો એઓઉપરથી લાવતા આવડવો એવી કોઈ સેહેજજ કલ્પના કરશે; અને તે પ્રમાણે ભૂમિદાનપત્રોની માનો ઠરાવવાને એ શકો ઘણા ઉપયોગી પડે છે. એ પત્રો દેશના ઇતિહાસના મોહોટા સાધનો છે. પરતુ પુરાણોમાના મનના ધારેલા શકોથકી તે ગ્રંથોમા આ બે શકોનો ઉપયોગ કરતા આવડતો નથી, અને બીજા ઇતિહાસોમા જો એઓનો ઉપયોગ કરવો, તો પુરાણો શિવાય તેવા બીજા ગ્રંથોજ નથી. મતલબ, હિંદુઓનું કાલગણન અધુરૂ છે એ ખોળામા લેઈને, હિંદુસ્થાનમા મુસલમાનો આવ્યા તેઓ પછીની તારીખવાર હકીકતો મળતા સુધી, પેહેલા કહેલી થોડીક વાતો બાદ કરીને હિંદુઓના બાકીના ઇતિહાસોમાનુ કાલગણન કરવું એ કેવળ અટકળ છે, એવુ કબૂલ કરવુ ભાગ્યે આવે છે.

---

# પ્રકરણ ચોથું.

## વૈદ્યક.

ચરક તથા સુશ્રુત એ વૈદ્યકવિષેના અતિ જુના ગ્રંથો હાલમાં મળે છે. તેઓમાંથી એકના પણ સનની માહિતી નથી; પરંતુ તે બેઉમાંથી સુશ્રુત વધારે અર્વાચીન છે; તેઉપર કાશ્મીરમાં કરેલી એક ટીકા છે, તે બારમા અથવા તેરમા સૈકામા લખેલી છે, અને તે પેહેલીજ ટીકા છે એવું જણાતું નથી.

આરબોએ પોતાની અક્કલ વ્યુત્પત્તિવિદ્યામાં જોડ્યા પછી જલદીજ આ બેઉ ગ્રંથોના તરજુમા અરબીમાં થયા. અમે તિમવિષેનું જ્ઞાન હિંદુસ્થાનમાંના ગ્રંથકારોપાસેથી મેળવ્યું એમ આરબો ઉઘાડી રીતે કબૂલ કરે છે, અને અહીંના લોકોની કાબેલી યુનાની લોકોજેટલી હતી એમ કેહે છે. આઠમા સૈકામાં હરૂન ઉર્રસીદ પાદશાહપાસે માણક અને સાલે આ નામોના બે હિંદુ તબીબો હતા; આ વાતઉપરથી હિંદુ વૈદ્યો આરબોને ક્યારે માલમ થયા તે વાત ઠરાવવાને જરાક મદદ મળે છે.

હિંદુઓને ઘણાં ઓસડો ખબર હતાં. તેઓને વનસ્પતિઓનું જ્ઞાન હતું; એની અપૂર્વાઈ લાગતી નથી, કારણ કે તેઓપાસેથી આ બાબદ આગળના જમાનામાં યુરોપમાના લોકો શિખ્યા; અને દમ થયો હોય તો ધંતુરાનાં પાદડાં તથા છાલ હુક્કામા પીવી, અને પેટમાં કરમ થયા હોય તો કઉચ ખાવી, એ માહિતગારી અમારા લોકોને હિંદુઓથકી હાલની વખતમાં મળી છે. એ હો, પણ આ લોકોનો રસાયનવિષે કસબ વધારે અમત્કારિક છે, અને એ લોકોમાં એવું હશે, એવી અમારી અટકળ પણ ન હતી.

ગંધકનું તેલ (એટલે ગંધકનો તેજાબ,) શંખદ્રવ (એટલે સૂરાનો તેજાબ), અને નીમકનો તેજાબ, એ આરકો (ઈઆને ખારસો); તામ્રભસ્મ, લોહભસ્મ, નાગભસ્મ, (એટલે સિંદૂર), અને બોદારશીંગ (એ સીસાનાં બે ભસ્મો), વંગ ભસ્મ (એટલે કલઈની ભસ્મ), અને જસતનું ફુલ, (એટલાં ઓકસૌડો); સુવર્ણમુખી,

ગંધકથી બનેલું તામ્રભસ્મ, પારદકજ્જલી, સુર્મો, તથા હરતાલ, (એ લોહ, ત્રાંબુ, પારો, સુર્માની ધાતુ, તથા સોમલની ધાતુ, આ ધાતુઓના ગંધકની સાથે સજોગ થઈને બનેલા તેતે ધાતુઓના "સલફ્યુરેટ" નામના પદાર્થો); હીરાકશી, મોરથુથ, તથા સફેદ તુતીયા, (એ લોહ, ત્રાંબુ, તથા જસત એઓના ગંધકસાથે સજોગ થઈને બનેલા "સલ્ફેટ" નામના પદાર્થો,) સપેતો તથા મડૂર (એટલે સીસુ તથા લોહ એઓના કારબોનેટો), એ બધા પદાર્થો તેઓને તૈયાર કરતા આવડતા હતા. એઓમાથી કેટલાએક પદાર્થો તેઓ અજાએબ રીતોથી તૈયાર કરતા હતા; અને ઘણુ કરીને તેઓની બધીજ રસક્રિયાઓ ચમત્કારિક હતીઓ.[1]

તેઓ કઈ ડર ન રાખતા એ ઓસડો આપતા હતા ધાતુ ઓના ઓસડો ખાવા આપવાનો પાઠ પેહેલા હિંદુઓએ ચાલ્યો, અને તેઓ એવી રીતે ફક્ત પારોજ આપતા હતા એટલું નહીં, તેઓ આતરીયા તાવઉપર સોમલની ધાતુ તથા બજારમાનો સાધારણ સોમલ એઓ આપતા હતા. તેઓ ઘણી મુદતથકી હિંગળની ધુણી આપીને, તરત અને ઇજા ન આપતા, મ્હોડું લાવતા હતા.

તેઓને શારીરકની વાકેફી ન હતી; આ વાત ધ્યાનમા રાખીને જોઈએ તો, તેઓની રસાયનવિદ્યા જેવીજ શસ્ત્રવિદ્યા પણ અજાએબ હતી. તેઓ પથરી કાહાડતા હતા, મોતીઓ ફોડતા હતા, અને ગર્ભાશયમાથી ગર્ભ કાહાડી શકતા હતા. તેઓના પ્રાચીન ગ્રંથોમા ૧૨૭ શસ્ત્રોનું વર્ણન છે; પરંતુ તે શસ્ત્રો ઘણુકરીને અનાડી હતા. હાલમા તેઓના શસ્ત્રો એટલા જંગલી છે, કે જોકે તેઓ મોતીઓ સારી પેઠે કાહાડી શકે છે, તોપણ તેઓએ જો પથરી કાહાડવાને નસ્તર ચલાવ્યુ તો રોગી ઘણુકરીને પ્રાણ છોડી દે છે.

શિતળા કાહાડવાની ચાલ ઘણી મુદતથી આ લોકોમા છે, પરંતુ ગોશિતળા કાહાડવાનો પાઠ ચાલુ થયો ત્યાહા સુધી ઘણા લોકો મરી જતા હતા.

---

(૧) પુષ્પતેકરીને પારદભસ્મ (એટલે બાણ્ડકર્પૂર), તથા રસકપૂર, એ પદાર્થો કરવાની કૃતિઓવિષે લખવાને તે અવકાશનો કટાક્ષ છે

હિંદુ વૈદ્યો નાડી જુવે છે, તથા શરીરની ચામડી, જીભ, આંખો, વિગેરેની સુરત તથા મળમૂત્રનું સ્વરૂપ, એ પણ જુવે છે, અને રોગીનાં ચિન્હો જોઇને તેઉપરથી તેઓ બરાબર અટકળ કરે છે, એમ કેહે છે; પરંતુ તેઓની બધી ક્રિયા ટુચકી છે; તેઓનું શાસ્ત્ર તેઓને બરાબર રસ્તો દેખાડતું નથી, અને તેઓના ઉપચારો પણ હમેશાં યુક્તિભરેલા હોતા નથી. એનું ઉદાહરણ,—માણસને તાવ આવ્યો એટલે તેને તેઓ એક ઓરડીમાં ઘાલી મુકે છે, તેમાં જાણી જોઇને ગરમી કરેલી હોય છે, અને તેઓ રોગીને અન્ન આપતા નથી એટલુંજ નહીં, પરંતુ પાણી પણ આપતા નથી.

તેઓ ઓસડોની મદદે ફલજ્યોતિષ તથા જાદૂ લાવે છે. ઓસડો આપવાં તે ગ્રહોનું બળ જોઇને આપે છે, અને તે આપવાની વખતે મંત્ર ભણે છે, તથા કંઇ ટુચકા કરે છે.

જે વખતે આ લોકોમાં એ વિદ્યા જવાનીમાં હતી ત્યારે પણ ઉપર કહેલી એબોમાંથી ઘણી એબો ઘણુંકરીને તેમાં હતીઓ; પરંતુ હાલમાં આ શાસ્ત્રની ઉતરતી કળા આવી છે, આ વાત બેશક છે. હાલમાં વૈદ્યોને જે ઓસડોમાં ફેરફાર કરીને નવાં ઓસડો કરવાનાં હોય છે, તે ફેરફારો કીયા કાયદાથી થાય છે, તેઓનું એઓને મુળે જ્ઞાન ન છતાં પણ તેઓ પોતાનાં રસાયનો કરવાની ક્રિયાઓ પાર પાડે છે; જે ઓસડો આપવાનાં તે તેઓ પોતાના ગુરૂની આજ્ઞા પ્રમાણે આપે છે, પરંતુ તેઓ પોતે કંઇ શોધ કરતા નથી; અને શસ્ત્રવિદ્યા તો એવી ચુંથાઇ ગઇ છે, કે લોહી કાહાડવું, એ હજામનું કામ થઇ ગયું છે; અને હાડકાં બેસાડવા, એ ભરવાડનું કામ થઇ ગયું છે. જે ઉંટવૈદ્યો, તે ગુજરના દૂધનું પલાસતર આપવાને તૈયારજ છે, તેથી અને પણ ઘણે ઠેકાણે ખરેખર ડામ દેવાને પણ કોઇ આગળપાછળ જોતું નથી.

# પ્રકરણ પાંચમું.

## ભાષા.

"આ ભાષાની રચના અજાએબ તરેહની છે; એ ગ્રીક ભાષા કરતાં વધારે બેએબી છે; લા- ટિન ભાષા કરતાં વધારે ભરેલી ... કરતાં પણ આ આતરાય સુધરેલી છે; આ પ્રમાણેં સર વિલિયમ્ જોન્સે સંસ્કૃત ભાષાવિષે લખ્યું છે. આ પુરૂષને બીજી ઘણી પ્રાચીન તથા અર્વાચીન લોકોની ભાષાઓ સારી આવડતી હતી, માટે તેનો ઉપર કહેલો અભિપ્રાય કબૂલ કરવા લાયક છે.

આ પ્રમાણેં જે ભાષાનાં વખાણ થયાં, તેની લાયકી પ્રમાણેં તેવિષે લોકો હમેશા ધ્યાન આપતા હતા, એવું જણાય છે. હાલમાં, અતિ પ્રાચીન હોઈને લોકોમા મળી આવે છે, એવું સંસ્કૃત વ્યાકરણ પાણિનીનું છે; પરંતુ તે ગ્રંથકાર એટલો જુનાડ થઈ ગયો છે, કે અટકળેલા યુગોના પુરૂષોમાંનોજ આ એક છે એવું લોકો માને છે. તે તથા તેની પેહેલાંના વ્યાકરણકર્ત્તાઓએ પોતાના ગ્રંથોથકી જે વ્યાકરણની ઈમારત રચી મુકી છે, તેવી પૂરેપૂરી ઇમારત બીજી કોઈપણ ભાષાના અવયવોથી રચેલી નથી.

આ ભાષાનું સવિસ્તર વર્ણન જો મને કરતાં આવડતું હોત, તોપણ મેં આ ગ્રંથમા કર્યુ ન હોત, (કારણ આ તેનુ ઠેકાણું નથી); મિસ્ટર કોલ્બ્રુકના એક નિબંધમાં એવિષે કંઈ વર્ણન છે.

સંસ્કૃતમાં અસંખ્ય વ્યાકરણો તથા કોશો છે, અને વ્યુત્પત્તિવિદ્યાની દરએક શાખાના મોહોટપણા પ્રમાણેં અલંકાર તથા કાવ્ય આ વિષયોઉપર તેટલા ગ્રથો છે. અજ્જુસુધી લોકો સસ્કૃતનો અભ્યાસ કાળજીથી કરે છે, અને જો કે ત ભાષા ઘણુંકરીને ઘણા કાળ સુધી લોકોના વહિવાટમાંથી ગઈ છે, તેપણ વિદ્વાન લોકો તે ભાષાએ બોલચાલ કરી શકે છે. હવે, જેમ આ ભાષાનું સ્વરૂપ હાલ અતિઘણું ચકચકિત છે, તેવું તે કેટલા કાળ સુધી હતું, અને એ ભાષા લોકોના વહિવટમાંથી ક્યારે ગઈ, એનો નિવેડા કરવો એ શોધ કરવા જોગ વાત છે.

ગ્રીક તથા લાટિન, આ ભાષાઓ સાથે સંસ્કૃત ભાષાનો નિકટ સંબંધ છે, અને કેટલેએક ઠેકાણે તેઓનો છેક અભેદ છે; આ શોધ લાગ્યા પછી હાલની વખતમાં અંગ્રેજોને સંસ્કૃતની વધારે આસ્થા લાગી છે. આ સંબંધ યુરોપમાંના સંસ્કૃત જાણનારાઓને ઘણા કાળથી, માહીત છે, તથા તે છુટા છુટા [illegible] બતલાવી આપતા હતા; પરંતુ આણીતરફની વખતમાં જર્મન વિદ્વા[illegible] તેઓમાં પણ વિશેષે કરીને (મિસ્ટર બાપ્પ એણે) પ્રત્યયોની સરખાવણી [illegible] સંબંધ સાભેદ કરી બતાવ્યો છે.

એક વેદમાંના એક સૂક્તની ભાષા, છન્દ, તથા ઇબારત, એઓ જોઇને તેઓઉપરથી કોલબ્રુકે એવું કહ્યું છે, કે કેવળ વેદો જોયા તો તેઓમાંથીજ એવું સિદ્ધ થાય છે, કે "વેદોમાંના વિધિસૂક્તો[1] તથા અર્થવાદસૂક્તો[2] એઓનો સમુદાય જે અનાડી તથા વગરનિયમની ભાષામાં લખ્યો છે, તેને અને મળીને, લૌકિક તથા દૈવિક એવી પુરાણમાંની કથાઓ જેમાં લખેલીઓ છે, તે ભાષાના મધુર સ્વરૂપને જ્યારે તે ભાષા પામી, ત્યારપછી ઉપર કહેલાં સૂક્તોની જે હાલની રચના છે તે થઇ છે."

વેદોની ગામડીયાવાળી ભાષા શણગારીને મનુસ્મૃતિની ભાષા થઇ; પછી તે ભાષાને વધારે નમ્માસ આવીને પુરાણોની ભાષા થઇ.

સિકંદર પાદશાહના પ્રાચીન ઇતિહાસકારોએ જે હિંદવી નામો લખ્યાં છે, તેઓનું પૃથક્કરણ કર્યું છતાં ઘણાંઓનું રૂપ હાલની સંસ્કૃત ભાષા જેવું લાગે છે. તે વખતે લૌકિકી ભાષાથી દૈવિક ભાષા જુદી હતી એમ તે ગ્રંથકારોએ કહીંપણ જણાવ્યું નથી; પરંતુ અતિ જુનાં સંસ્કૃત નાટકોમાં સ્ત્રીઓ તથા અણશિખાઉ પુરૂષો, એઓને દેખાડનારાં જે પાત્રો છે, તેઓની ભાષા કમી

---

(૧) 'વિધિ' એટલે કાંઇ કરવું, અને 'સૂક્ત' એટલે 'સારું બોલાએલું'; જે સૂક્તોમાં કાંઇ કરવાવિષે આજ્ઞાઓ છે તે ભા૦ ક૦

(૨) કેવળ વાતો જેમાં છે,—જેમ રસાળ ગ્રંથ વાંચ્યેથી ભણ્યાનું પુણ્ય જડે છે, એ અર્થવાદ કહેવાય છે, અને એવા સૂક્તોને અર્થવાદસૂક્તો કહે છે. ભા૦ ક૦

ધરેલી છે, અને ઊંચા દરજ્જાના પાત્રોની ભાષા સંસ્કૃત છે.

હિંદુસ્થાનમાંની બીજી ભાષાઓ.

હિંદુસ્થાનમાંની જુદી જુદી ભાષાઓમાં જે માપથી સંસ્કૃત ભાષા ભેળાઈ ગઈ છે, તે માપ- ઉપરથી તે ભાષાવિષે કેટલાએક વિચાર સુઝે છે. ઉત્તરતરફની પાંચ ભાષાઓ,—પંજાબી, કનોજી, મૈથિલી, બંગાલી, અને ગુજરાતી, એ મૂળ સંસ્કૃતમાંથી નીકળીને તેઓમાં તે તે ઠેકાણાના તથા પરદેશોમાંના શબ્દો તથા પ્રત્યયો મળીને થઈઓ છે; પરંતુ દક્ષિણમાંની પાંચ ભાષાઓમાંથી નિદાન તામિળ, તૈલંગી, તથા કાનડી, આ ત્રણેની પેદાશ તો સંસ્કૃતથી જુદી છે, અને જેમ હિંદીમાં અરબી શબ્દો આવ્યા છે, તેજપ્રમાણે સંસ્કૃત શબ્દો આ ભાષાઓમાં પેશી ગયા છે. આ ત્રણેમાંથી તામિળ ભાષા એટલી નિર્ભેળ છે, કે બાકી રહેલી બે ભાષાઓ એમાંથી ઉત્પન્ન થઈઓ એવી અટકળ લોકો કરે છે. તૈલંગી ભાષાનો મૂળ પાયો કાયમ રહ્યો છે, પરંતુ તેમાં સંસ્કૃતની ભેળ ઘણી છે.

દક્ષિણમાંની બાકી રહેલી બે ભાષાઓમાથી ઓડિયા દેશની ભાષામાં સસ્કૃતની ભેળ એટલી છે, કે "જો તેમાંના સંસ્કૃત શબ્દો કાહાડી નાખ્યા, તો પછી તે ભાષા છે એવું કેહેવારો નહીં;" એવું પ્રોફેસર વિલ્સન્ એનું મત છે. ખરેખરૂં જોતાં, ઘણી વખતે ગુજરાતીની જગામાં આ ભાષા ઉત્તરમાંની પાંચ ભાષાઓમાં ગણે છે.

મહારાષ્ટ્ર એટલે મરાઠી, એની ગણતરી હમેશા દક્ષિણમાંની ભાષાઓમાં કરે છે; પરંતુ એ ઉત્તરતરફની ભાષાઓના જમાવમાંની છે એવો પ્રોફેસર વિલ્સન્ એનો અભિપ્રાય છે. માટે મહારાષ્ટ્ર લોકો, એ વિંધ્યપર્વતની પેલીતરફના છે; પરંતુ તેઓ અહિં ક્યારે આવ્યા તે અટકળ થઈ શકતી નથી.

# પ્રકરણ છઠું.

## વ્યુત્પત્તિવિદ્યા.

કાવ્ય.

જેને સંસ્કૃત ભાષાની વાકેફી હોતી નથી, તેની પાસે હિંદુઓના કાવ્યવિષે મત આપવાનાં સાધનો પણ ઘણુંકરીને હોતાં નથી. આ ભાષામાં શબ્દમૌરસ્ય[અ] તરફ અપૂર્વ લક્ષ પોહોચાડ્યાથી તેને વધારે મિઠાસ આવી છે, તે મિઠાસ ભાષાન્તરોમાં નહીંસરખી થાય છે; અને બીજું એવું છે, કે સંસ્કૃતમાં અપાર સમાસ કરવાને મળે છે માટે તે ભાષાને વધારે મિઠાસ આવે છે, તેજ મિઠાસ ભાષાન્તરોમાં તે સમાસો જુદી જાતની ભાષામાં કરવા લાગ્યા તો નીરસ, તથા ખેંચીતાણીને આણેલા હોય એવા થાય છે તેથી, નહી સરખી થાય છે.

સંસ્કૃત કાવ્ય અપૂર્વ છે, તથા તેમાંના સાહિત્યસંબંધો અમારા (એ૦ અંગ્રેજી) કાવ્યમાંના સાહિત્યસંબંધો કરતાં જુદા છે, તેમાટે અમારા કાવ્યની મદદે આપણને તે કાવ્યમાંનો રસ સારો લેતાં આવડતો નથી. તે લોકોની ધારણા તથા સ્ફૂર્તિ વિલક્ષણ છે, તેમાટે અમારાથી તેઓની વૃત્તિઓમાં પેસાતું નથી; અને આ દેશમાના સૃષ્ટિ પદાર્થો તથા ચમત્કારો એઓ અમારા દેશમાંના કરતાં જુદા છે, તેમાટે તેઓથકી જે તરંગો દિલમાં ઉત્પન્ન થાય છે તેઓની અગથી મિઠાસ નહીં સરખી થાય છે; અને જે શબ્દોથકી કોઇક વિષય હિંદુઓને વધારે ખુલો માલમ પડે છે, તેઓથકી તે અમને ઉલટો વધારે જાણવામાં ન આવે એનો થાય છે. એનું ઉદાહરણ;—તે સ્રીના ઓઠ પણ કેવળ સોપારીનાં ફુલોજ છે. અથવા તેના ગાલઉપર, મધૂક (એ૦ મહુડો) ઝાડની શરીસબ્જ શોભની આપે છે, અથવા તેના ગાલ ચંપાના પાંદડા જેવા છે, એવું જો કોઇએ કહ્યું, તો તેથકી અમે શું સમજનાર છૈએ? પરંતુ જેમ અમારા ઉપમાદિ

(અ) શબ્દોનો સારો મેળાપ થઇને, તેઓમાંથી ગાયનની પેઠે સારો રસ નિકલશે, એવી જે શબ્દોની રચના તે. ભા૦ ક૦

અલઙ્કુગે અમે સમજીએ છૈએ, તેપ્રમાણેં ઉપર કહેલા અલઙ્કારો હિંદુઓને સમજાતા હશે, એ સેહેજજ છે .

એટલી ઉલટાઈ છતા પણ, સસ્કૃત કાવ્યના જે થોડા નમૂના અગ્રેજીમા આણ્યા છે, તેઓમા સારીપેઠે મિઠાસ છે.

તેઓની વ્યુત્પત્તિવિદ્યામાથી અલઙ્કાર શાસ્ત્ર ની જેટલી માહિતી અમને થઈ છે, તેટલી બી અલઙ્કારશાસ્ત્ર ના કોઈપણ તે સબધી પ્રકરણની થઈ નથી, તથા તે માહિતીઉપરથી વિચાર કરતા, તે શાસ્ત્રમા તેઓએ ઘણી કારગેલિયત મેળવી છે, એવુ જણાય છે. સર વિલિયમ્ જોન્સ એણેં 'શાકુન્તલ'' નાટકનુ અગ્રેજીમા ભાષાન્તર કર્યુ છે; તે પણ્ડિતોને માનસાને કબૂલ કરવા યોગ્ય છે, તથા તે તરજુમાથી યુરોપમા આ નાટકની પ્રખ્યાતી ઘણા દિવસ થઈ છે. તે શિવાય બાકી રહેલા નાટકોમાથી મુખ્યમુખ્યોના ઉત્કૃષ્ઠ ભાષાન્તરો પ્રોફેસર વિલસન એણેં કર્યા છે, તેઓઉપરથી તે નાટકોની હાલમા અમને સારી માહિતી થઈ છે.

ખ્રિસ્તી શકના આરભના શુમારમા લખેલા નાટકો હાલમા મળે છે, તથા હાલના ૫૦ વર્ષમા બગાલામા લખેલુ એક નાટક વર્તમાન છે, એવુ છતા વિદ્યમાન (એટલે જે હાલ હાજર છે તે) નાટકોની સખ્યા ૬૦ કરતા જાસ્તી નથી. વર્તમાન કાળે અમારા દેશમા નાટકો જુદા જુદા શેહેરોમા તથા પ્રસિદ્ધ નાટકશાળાઓમા વારવાર કરે છે, તેમાટે લોકોને તેઓની મિઠાસ લાગવા લાગે છે અને હિંદુઓના ઉપર કહેલા નાટકો તો અમુક તેહેવારોને દિવસે રજવાડામાના મોહોટા શેહેરોમા એક વાર કરતા હતા એવુ થયાથી ઘણુકરીને તેઓની સખ્યા ઉપર કહ્યાપ્રમાણેં થોડી રહી છે શિવાય, વિદ્વાનોએ આ વિદ્યાના પરાદ કર્યાથી ઘણા નાટકો નહીં સાચવ્યા પણ હશે એવુ લાગે છે. એમ કેહેવાનુ કારણ, હાલના જમાનામા આ પ્રકારની કવિતાવિષે લેહજત આ લોકોમા નથી, અથવા હશે તો, તે ઘણી બગડી છે. કેટલાએક એક નાનાપક નાટકો અજુસુધી લોકોને વાહાલા લાગે છે, પરતુ આ દેશમા નાટકવિદ્યામા કાબેલ કેહેવાજોગ એવો ફક્ત એક બ્રાહ્મણ માત્ર મેં જોયો હતો, એવુ વિદ્યાગુરૂ વિલ્સન્ ખાતરીથી કેહે છે.

ઉપરનાં નાટકોમાંથી આઠનાં ભાષાન્તરો થયાં છે; અને ખરી-નાંમાંથી ૨૪ નો સારાંશ અને તેઓમાંથી કેટલાએક ફકરા અં-ગ્રેજીમાં થયા છે.

સદરનાં નાટકોમાં જોકે દુઃખપરિણામક[1] નાટકો નથી, તોપ-ણ તેઓમાં જેટલા પ્રકારો છે તેઓકરતાં વધારે બીજા કોઈપણ લોકોના અલઙ્કારશાસ્ત્રમાં નથી. તેમાં નાના પ્રકારનાં નાટકો, પ્રહસનો,[2] તથા નીતિપર્યવસાયી[3] છે; અને કેટલાંએક નાટકોમાં વિષ્કંભકો[4] હોય છે. તે બધામાંના નાના જાતિઓના વિષયોપરથી ઘણા પ્રકારો થયા છે. મુંબઈના ટેલર સાહેબે એક નાટકનું ભા-ષાન્તર કર્યું છે; તે નાટકમાં તત્ત્વવિદ્યાનાં જુદાં જુદાં દર્શનોનાં મતો હુબહુ તથા કેટલેએક ઠેકાણે રસાળ વાણીએ ઉઘાડાં કરીને જણાવ્યા છે. જે નાટકો સરળ છે, તેઓમાથી કેટલાએક વી-રોનાં પરાક્રમોનું વર્ણન કરે છે; કેટલાંએક રાજાઓની લડાઈઓ તથા તેઓના શૃંગાર, એઓવિષે છે; કેટલાંકમાં પ્રધાનોની ક-પટની વિદ્યા ઉઘાડી કરી છે; અને કંઈકમાં તેઓમાંના પાત્રોની શુદ્ધ ઘરની હાલત વર્ણવી છે.

આ નાટકોમાં જેમ વિષયો જુદા જુદા છે; તેમ પાત્રોપણ જુદાં જુદાં છે. કેટલાંએકોમાં માણસના કઉઅતબાહારનાં વિષયોનો લેશ નથી, તથા ધર્મનું નામ પણ નથી. બીજાંમા સ્વર્ગની અપ્સરા તથા ભૂલોકના નાયકો, એઓના શૃંગારો વર્ણવ્યા છે; કેટલાંએકોમાં દેવો તથા દૈત્યો આવ્યા છે; કેટલાંકમા જે-ઓનો ધર્મસાથે સંબંધ નથી એવી જારણમારણાદિ ક્રિયાઓ આણીઓ છે; કેટલાંએકોમાં પ્રારબ્ધની શક્તિ વર્ણવી છે; અને

---

(૧) જેનું શેવટ દુઃખમાં થએલું છે. ભા૦ ક૦.

(૨) જે નાટકમાં હાસ્યરસ મુખ્ય હોય છે, તેથી લોકો ઘણા હસે છે, માટે એને પ્રહસન એટલે ઘણું હસાવનારૂં એમ કહે છે. ભા૦ ક૦.

(૩) જેનો પર્યવસાય એટલે છેડો અથવા ઇરાદો નીતિમાં હોય છે, તે. ભા૦ ક૦

(૪) નાટકનો એક અંક પૂરો થઈને બીજો અંક સુરૂ કરતાસુધી વચમાંના આરી વખતમાં જે નાહાના નાહાના કડકા રઙ્ગભૂમીઉપર કરી બતાવે છે તે. ભા૦ ક૦

એ નાટકમાં નાયિકાના[૫] નિર્દોષીપણાની સાક્ષી સારૂ હિંદુઓની બી દેવતાઓ રઙ્ગભૂમિકા[૬] ઉપર આણ્યા છે.

સાધારણ રીતે જોવા જઈએ તો આ નાટકોની નજર માનવોની વૃત્તિઓ તથા સ્વાભાવિક ઠેકાણાં એઓઉપર હોય છે; અને માણસોથી મોહોટાં ભૂતોની સાથે એઓનો સંબંધ હોતો નથી. જ્યાંહાં માણસોની મદદને અર્થે આવેલા દેવોનું વર્ણન છે, ત્યાંહાં પણ એ નાટકોની નજર ઉપર કહ્યાપ્રમાણેંજ છે. નાટકમાં ફલાણા અંકો હોવા જોઈએ એવો નિયમ નથી;[૭] ઘણુંકરીને એકથી દસ સુધી અંકો ચાલવાનો પાઠ છે. જ્યારે રઙ્ગભૂમિ ખાલી થાય છે, ત્યારે અથવા કંઈ કૃત્યનો એક અંશ કરીને બીજે અંશ કરવાની અગાઉ વચમાં જે વખત ખાલી ગમાવવાની હોય છે એવી સંધી જોઇને અંકો પાડેલા હોય છે. આ નાટકોમધ્યે સાધારણરીતે કાળનો સંબંધ ઘણો તૂટેલો હોતો નથી; પરંતુ એક નાટકમાં પેહેલા તથા બીજા અંકોમાં બાર વર્ષોનો તફાવત છે. આ નાટકોમાં કાળસંબંધ કરતા સ્થળસંબંધ તરફ ઓછું ધ્યાન આપેલું છે; પરંતુ દેશ તથા કાળ એઓના સંબંધો કરતાં જે વધારે જરૂરીનો એવો વસ્તુસંબંધ તે ઘણુંકરીને બધા અર્વાચીન યુરોપિયન નાટકોનીપેઠે સારી રીતે રાખેલો છે.

આ નાટકોમાંની વસ્તુઓ, એટલે બાબદો ઘણુંકરીને દિલમાં ખુશી ઉપજાવનારી છે; તેઓમાંનાં સંભાષણો, હુબહુ પણ જરા વધારે લાંબાં છે, અને તેઓમાંના પાત્રોની ભાવિ હાલતો પ્રમાણેં જે તેઓની વૃત્તિઓ બદલાય છે, તેઓ સારી રીતે સમજાવવામાટે કહીં કહીં ઘણું ડાહાપણ બતલાવ્યું છે.

હાલમાંના પાત્રો જોયાથી પ્રાચીન કાળનાં પાત્રો કેવાં થતાં

---

(૫) કોઇ નાટકમાં જે મુખ્ય સ્ત્રીનું પાત્ર હોય છે તેને નાયિકા કહે છે, અને જે મુખ્ય પુરૂષનું પાત્ર હોય છે તેને નાયક કહે છે. ભા० ૬૦.

(૬) જે જગાઉપર નાટકમાંના પાત્રો ઊભા રહીને પોતાની કૃતી કરી બતલાવે છે તે ઠેકાણું. ભા० ૬૦.

(૭) નાટકોના કેટલાએક પ્રકારોમાં અંકોનો નિયમ છે; ઉદાહરણ, ભાણ નામનો એક નાટકનો પ્રકાર છે તેમાં એક અંક હોય છે, અને નાટિકા નામનો બીજો પ્રકાર છે તેમાં ચાર અંક હોય છે. ભા० ૨૫૫.

હતાં એવિષે કંઇ નિર્ણય કરતાં આવડે છે.' પરેખરી આ પ્રમાણે લખેલાં જે નાટકો છે, તે હાલની વખતમાં ઘણાં જુજ થાય છે; અને તે જ્યારે રમી બતલાવે છે, ત્યારે તેમાંના પાત્રોની વાણી ગંભીર તથા અલંકૃત હોય છે. તેઓના પોશાક પ્રાચીનકાળનાં પુતળાંસરખા હોય છે, અને મોહોટાં પાત્રોના મુગટો ભર અસમાની તથા સોનેરી રંગોના હોય છે. તે મુગટોનો આકાર અજાએબ હોય છે, અને તેથી, અર્વાચીન પાઘડીઓ કરતાં તે પાત્રોને વધારે શોભ આવે છે. હવે પણ નકલીઓ, માધવીઓ, તથા શીઘ્રપ્રહસનીઓ,[૮] એઓ સાધારણ છે. પરંતુ તેઓની વાણી હલકી અને છોકરવાની હોય છે, અને જો તેઓને પેહેલાંથી તાકીદ આપી નહીં હશે, તો બીભત્સ હોય છે; પરંતુ તેઓમાં સારીપેઠે અભિનય[૯] કરવાની શક્તિ તથા શૃંગારરસ હોય છે.

કાલિદાસ તથા ભવભૂતિ, એઓ ઉત્તમ નાટકકારો છે; તેઓમાંથી પેહેલો ઈસવી સનના ૫ મા સૈકામા, અને બીજો, ૮ મા સૈકામા જીવતો હતો. એઓમાંથી દર એકે ત્રણ ત્રણ નાટકના ગ્રંથો લખ્યા છે. તેઓમાંથી દરએકના બબે ગ્રંથોનાં ભાષાન્તરો થયાં છે. કાલિદાસનાં નાટકોમાં, નરમાસ તથા લાઘવ, એ ગુણો અતિસારા છે, અને તેઓમાંની બાબદોનું બયાન ઘણું રસભરેલું છે. તેના "શાકુન્તલ" નાટકની ઘણી દિવસ તારીફ થઈ છે, અને તે તારીફ યોગ્ય છે. "વિક્રમોર્વશી" નામના નાટકમાં તેથી પણ વધારે અજાએબ રસ છે, (તે રસને સંસ્કૃત નાટકકારો અદ્ભુત રસ કેહે છે.) ભવભૂતિના ગ્રંથોમા પણ ઉપર કહેલા ગુણો છે, અને સિવાય તેમાંની જે કથાની પ્રૌઢી, તથા મર્દાઈની વાણી, અને વીરશ્રી,[૧૦] એ ગુણો છે, તેવા મેં સાંભળેલા કોઈ પણ બીજા હિંદુ કવિના ગ્રંથોમાં નથી. હિંદૂ લોકોની સારાસારવિચારબુદ્ધિમાં જે એબો છે, તેજ

(૮) ઓચીતુ લોકોને હસવું આવે, એવી તરતને તરત વાતો કરીને જે લોકોને ખુશી કરેછે તે. ભા૦ કે૦.

(૯) લોકોની આગળ આવીને જેમ પુસ્તકમાં નાટક લખ્યું હશે તેપ્રમાણે કરી દેખાડવાની જે ક્રિયા તે. ભા૦ કે૦.

(૧૦) શૂરપણાનો જે જોરસોરસે. ભા૦ કે૦.

તેઓના બધા ગ્રંથોમાં છે; અને, તેઓમાં જે મનોહારિ શાન્તતા છે, તે, સૃષ્ટિના સુંદરપણાનો નિદિધ્યાસ[11] કરવાને જેવી યોગ્ય છે, તેવી જુસ્સો દેખાડવાને અથવા શાહસ બાહાર લાવવાને લાયક નથી. તેથી જો કે તેઓનું સાધારણ કાવ્ય સરળ તથા શોભાયુક્ત છે, અને તેમાં અતિ સારી ધારણાથી બનાવેલી દુનિઆનો મેહ વર્ણવેલો હોય છે, તોપણ તેઓમાં ઘણું કરીને ઉત્સાહ એટલે જોસ્સો હોતો નથી; તેને લીધે તેની ઘણી મિઠાસથી વાચનારાઓના મનમાં આભાસ થઈ જાય છે, અને તેથી ઉગ્ર મનોવૃત્તિ તથા પ્રૌઢ રસ એઓ પેદા થતા નથી. હિંદુ કવિઓને શૃંગાર તથા કરૂણા એ બે રસો અતિ સારા કરતા આવડે છે.[12] એકબીજાઓ ઉપર પ્રીતિ થવાથી હોનારો આનંદ, વિરહથી થનારી વ્યાકૂળતા, તથા ફોકટ ગએલી મતલબોને માટે વિલાપો, એઓનું વર્ણન તેઓએ અતિ સારી રીતે કર્યું છે; એકજ વસ્તુઉપર ભક્તિ રાખવી અને ઉદાર બુદ્ધિથી સ્વાર્થ છોડી દેવો, એ જે અતિ સારી મનની વૃત્તિઓ, તેઓનું બયાન કરવા જેટલી એઓની અકલ પૂરી પડે છે; પરન્તુ વીર્ય અથવા સ્વતન્ત્રતા એઓનો લેશ પણ એઓમાં નજરે આવતો નથી, અને એઓના સ્વભાવમાં વીરશ્રી નહીં હોવાથી એઓના ગ્રંથોમાંના લડવૈયાઓના સુખદુઃખોવિષે એઓના દિલમાં પેદા થએલી અસર ઘણું કરીને દેખાતી નથી; તેથી તેને બદલે એઓને * અતિશયોક્તીથી બયાન કરવું પડે છે.

સંસ્કૃત કવિઓનું મુખ્ય જોર વ્યાખ્યાનો કરવા ઉપર છે, અને તેઓમાંજ તેઓને ઘણી ખુશી ઉપજે છે. એકાન્ત અરણ્યોમાં

---

(૧૧) કંઈ વસ્તુ ધ્યાનમાં લેઇને તેવિષે વિચાર કરતા બેસવાની ક્રિયા ભા૦ ક૦

(૧૨) કવિતા વાંચ્યાથી દિલ ઊપર નાના પ્રકારની અસરો પેદા થાય છે, એવી અસરો પેદા કરનારા જે ગુણો અથવા ખુબીઓ છે તેઓને અલઙ્કાર શાસ્ત્રમાં 'રસ' કહે છે એવા સંસ્કૃતમાં આઠ રસો છે,— ૧ શૃંગાર, ૨ વીર, ૩ કરૂણા, ૪ અદ્ભુત (એ૦ અજાએબીની અથવા આશ્ચર્યની અસર પેદા કરનારો) ૫ હાસ્ય, (હસાવનારો), ૬ ભયાનક, (એ૦ બીહામણો) ૭ બીભત્સ, (એ૦ ભૂંડ) તથા ૮ રૌદ્ર (એટલે ઊગ્ર પણાની અસર પેદા કરનારો ) ભા૦ ક૦

પ્રવાહ તેને કહે છે કે, આપણે કાળ આવ્યો છે, ગુહાગમમાં ગરજ નથી, તેથીજ ચુતશ્રુત પક્ષિ શોક કરે છે, અને તેના તાજા પાદડાં શિઆગાનો પવન ઉગાડી નાખશે એવું તેને ભાસે છે. તે કામી પુરૂષ, પોતાનીગાથે આનશે ગેહુ એવી તેની પ્રાર્થના કરે છે, અને મારા વિનાપો મારી હઠી પ્રિયા તરફ તું લઈ જા, એવુ પવનને કહે છે,—આ પ્રમાણે ફારસી કાવ્યમા આનકારો હોય છે.

હવે હિંદુઓના કાવ્યો જોયા તો, તેઓમા ઉપવનની ઘટ છાયા પડી છે, ત્યાહા આગા તમાલવૃક્ષની શાખાઓ નિગઘટ્ટના પીળચરા પાદડામા પેરાઓ છે, આગાનુ ઝાડ પોતાના ઘરડા હાથો પસારીને ઊંચા પીપળાના ખડખડનારા પાદડામા ઘાલે છે, એકાતે વેનો જાળુઆના ઝાડને વીંગનો ઘેરો ઘાલે છે, અને તેના અતિ ઊંચા ડાળ ઉપરથી પોતાના નીચે લટકનારા તતુઓ છોડે છે; અશોક વૃક્ષ, પોતાના ભરપૂર ફુલોના લાંબા ઝુમખા લટકાવે છે, મોગરે, પોતાના ધોળા સફેદ ફુલો દેખાડે છે, અને બીજા ઝાડો પોતાના ફુલોના ભારે નમેલી શખાઓ ઉપરથી ફુલોનો વરસાદ વરસાવે છે. વાતાવરણ સુગંધથી ભર્યુ છે, અને મધમાખીઓનો ગણગણાટ આવે છે, તથા પાણીના વેહેળા ઝુલતા ઝુલતા વેહે છે તે સિવાય ત્યાહા ત્યાહા સામસુમ છે. રહી રહીને કોકિલપક્ષીનો શબ્દ દૂરથી સભળાઈ આવે છે, અથવા એકાદા પડોશાના ઝાડ ઉપરનુ કબૂતર અંદરનું અંદર અસ્પષ્ટ બોલે છે. એવા પ્રદેશમા કોઈએક કામી પુરૂષ જઈને બેઠે છે, અને તેની તે વખતની પ્રકૃતિને અનુકૂલ એવા તે એકાન્ત સ્થળમા પોતાના દુઃખના મોડ પૂરે છે. તેને દક્ષિણવાયુ શાન્ત કરે છે, તથા આબાના મોરનો થોડો સુગંધ આણીને તેની વૃત્તિઓ સદ્રવ[૧૪] થાય છે; આપમાળે ઓછોસરવાળે તે વ્યાકુલ થઈને જાનગુર્જના મડપમા પડે છે, અને પોતાની ગેરહાજર પ્રિયા વિષેના વિયોગમા મહાધ્રુસ થાય છે.

આ પ્રમાણે હિંદુ તથા ઈરાની નોકોના વિયોગમા વિપરીતપણુ

(૧૪) સ એટલે સહિત, અને દ્રવ એટલે ભિનાસ સદ્રવ એટલે દયા, પ્રીતિ, વિગેરે કોમળ વિકારોથી જે હૃદયને માનસિક લેહેરો છૂટે છે તેથી ભીંજાતી ...

છે, તેથી તેઓના ભાષણમાંના અલઙ્કાર પણ તેવાજ હોય છે. ઇંગ્રેજી લોકોના અલઙ્કાર સાઙ્કેતિક હોય છે, તેથી જેઓને તે સંકેતો ખબર હોતા નથી તેઓનો તેવિષે તર્ક પણ ઘણુંકરીને ચાલતો નથી. કોઇ સુન્દર સ્ત્રીનું વર્ણન કરવાનું હોય તો, તેનો બાંધો, એ કેવળ સર્વનું ઝાડજ છે; તેના કેશ, (કાળાપણામાં) કસ્તુરીજ છે; તેની આંખો કરમાઇ ગએલા નરગીજ[15] ફુલ જેવીઓ છે; અને તેના ગાલ ઉપરનો ખાડો, એ એક કુવોજ છે. આ પ્રમાણે ફારસીમાના અલઙ્કાર લાંબા મતલબના છે. હવે, સંસ્કૃતમા રૂપકાલઙ્કાર કરતા ઉપમાલઙ્કાર વધારે હોય છે; તથા તે ઉપમાઓ નવી નવી અને યથાયોગ્ય હોય છે; અને જો પેહેલાથી તેઓની વાકેફી નહીં હવે, તોપણ તે ઉપમાઓનાં કારણો ઉઘાડા ધ્યાનમા આવવા જેવા હોય છે.

સંસ્કૃત કવિઓના ગ્રંથોમા કેટલીએક હલકી બીજાઓ ચોરેલી એઠી વાતો છે, અને તેમાથી કેટલીએક ઇંગ્રેજી લોકો પ્રમાણે મનમાને તેવી પણ છે, આ વાત બેશક છે; પરન્તુ સાધારણ રીતે તે કવીઓએ પોતાની સ્મૃતિ તથા કલ્પના એઓમાથી બાબતો કાહાડી છે,—જે પૂર્વમાથી આગળના ગ્રંથકારોની માલિકા પેતાનુ કામ ચલાવતી હતી તેમાથી લીધી નથી. આ પ્રમાણે હિંદુઓના અલઙ્કારશાસ્ત્રની હકીકત થઇ, અને તેમાં, સાધારણ સંસ્કૃત કાવ્યનુ પણ થોડુ સ્વરૂપ આવી ચુક્યુ; માટે હવે બાકી રહેનો વિષય હુંઆમા કહુ છુ.

હિંદુઓના કાવ્યમાથી અતિ પ્રાચીન તથા અગત્યનો હેઇને અતિ મોહોટો જે ભાગ છે, તે વૈદિક કાવ્ય. વૈદિક તથા વીરરસપર છે. તેમાથી વૈદિક કાવ્યની "સાધારણ ઇબારત નીરસ તથા લંબાણની છે, અને તેમા અલઙ્કાર અતિ થોડા હોઇને દિરૂક્તિ[16] અતિશય છે," એવો કેલબ્રુક સાહેબે ઠરાવ કર્યો છે. એ કાવ્યોમાથી કેટલાએક ભાગોનું ભાષાન્તર થયુ છે, તે ઉપરથી ઉપલા અભિપ્રાયવિષે અંદેશો લેવાનુ કંઇ કારણ જણાતુ નથી.

(૧૫) એક જાતનું ઇરાની ફુલ છે. ભા૦ ક૦
(૧૬) દ્વિ એટલે બે, અને ઉક્તિ એટલે ભાષણ; એક વખત કહેલી વાત ફરી કેહેવી, તેને દ્વિરૂક્તિ કેહે છે. ભા૦ ક૦.

વેદોના પેહેલા ભાગમાં મંત્રો વિગેરે છે, તેઓ માત્ર પાદોના વર્ગમાં આવશે; અને તેમાનાં મંત્રો પ્રૌઢ છે, તોપણ તેઓની રચના તેની તારીફ કરવા લાયક છે એવું કેહેવાય તેમ નથી. મિસ્તર કોલબ્રુક, રાજા રામમોહનરાય, તથા સર વિલિયમ્ જોન્સ, એઓએ કરેલા ભાષાન્તરો ઉપરથી, અને સન ૧૮૨૫ના ડિસેમ્બર મહિનાના "ઓરિએન્ટલ માગાઝીન" પુસ્તકમાં છપાએલા ભાષાન્તર ઉપરથી જોતાં, તેમાં કાવ્યનિરૂપણનું[17] કશું લક્ષણ જણાતું નથી, તથા વિચારનું મોહોટાપણું અથવા વાણીની મિઠાશ એઓ પણ નથી. રોઝને કરેલા "હિંદુ'સ્મેમસ્ક્રિપ્ટસ" આ ગ્રંથમાં જે સૂક્તો તથા મંત્રો કહ્યા છે, તેઓપણ એવાજ છે.[18]

વીરરસપર કાવ્ય,— રામાયણ

વેદોની પછીની પાયરી 'રામાયણ નામે' એક મોહોટા વીરરસપર કાવ્યની છે, તેમાં "સિંહલદ્વીપ" જેર કર્યાની કથા છે. તેનો કર્તા વાલ્મિકિ, એ તે વખતે વિદ્યમાન હતો એવું કેહે છે; પરંતુ જો તેમ હશે, તો કોઈ રીતેથી પણ પોતાનીજ વખતના લડવૈયાઓને અમાનુષીય ગુણો આપીને તેઓને મદદગાર વાદરાની ફોજ અપાએ નહીં. એઉપરથી એવું જણાય છે, કે મૂળની વાત થયાને ઘણો કાળ ગયા ઉપરાન્ત, જ્યારે તે વાતમાંના ખરેખરા મુદ્દાનો લોકોને વિસારો પડી ગયો, ત્યારે, પછી ગ્રંથકારે એવો વિલક્ષણ અનર્થાર કરવાને હિમ્મત

(૧૭) જેને કવિતા હોય છે તે કાવ્યિક, અને તેનો જે રૂપ તે કાવ્ય નિરૂપણ. ભા૦ ક૦

(૧૮) મિસ્તર રોઝેને એ ગ્રંથ ઋગ્વેદનું જેટલું ભાષાન્તર કર્યું છે, તે ઉપર ઉપરથી જોયાથી તે ગ્રંથ વધારે લાયકીનો છે એમ લાગતું નથી. એ વેદ, પંચમહાભૂતોની દેવતાઓ તથા આકાશમાંના ગ્રહો, એઓને ધ્યાનમાં લેઈને કરેલાં સૂક્તોનો જથ્થો છે તે સૂક્તોમાં તેઓની સ્તુતિ કરી છે, અથવા તેઓ પાસે કંઈ માગ્યું છે; પરંતુ તેઓમાં વિશેષ જુદા પ્રસંગો નથી, તથા વિશેષ કહેવા જેવા મજાના રસ પણ નથી. ઈશ્વર કર્તાની સ્તુતિ, અને પ્રકૃતિરૂપી જગતના માંહે જે દેવતાઓ છે, તે દરએક દેવતાની સ્વાધીનતા મનાય જે પરિણામો તેઓ ગ્રાહ્ય છે, અને તેઓ સાથ ભાગલીઆ ના ઠરેલ છે, તેઓ, આથી પણ મોટા પરમાત્માથી થએલી છે, પણ ફરીને કેવળ સૃષ્ટિ મળેલી માટેજ છે

ઍંચીને એ ગ્રંથ રચ્યો હશે. આ તર્કઉપરથી આ કાવ્યમાંનો નાયક (રામ) એ ઘણો પ્રાચીન હતો એવું જણાય છે, પરંતુ આ કારણને લીધે તે કાવ્યના પ્રાચીનપણાને બટ્ટો લાગતો નથી. રામાયણ, એ પ્રાચીન છે, આ વાતવિષે તો તકરાર નથી, કારણ એની ભાષા જેટલી વૈદિક ભાષાની નજીક નજીક છે, તેટલી બીજા કોઈપણ સંસ્કૃત કાવ્યની નથી: એનો સંક્ષેપ મહાભારતમાં છે, એવું હોઈને મહાભારત એ ગ્રંથપણ ઘણો જુનો છે.

મહાભારત

મહાભારત, એ ગ્રંથ વેદોની રચના કરનાર જે વ્યાસ તેણે કર્યો એવું કહે છે; પરંતુ ભારતમાંજ એવો લેખ છે, કે એ ગ્રંથ વ્યાસે એક પુરુષને કહ્યો; તેની પાસેથી તે બીજી નાને પુરુષને મળ્યો, પછી ત્રીજાએ તેને હાલનું રૂપ આપ્યું; બીજું તેજ ઠેકાણે એવું વર્ણવ્યું છે કે, હાલના ૧,૦૦,૦૦૦, ભારત ગ્રંથમાંથી, ૨૪,૦૦૦ ગ્રંથ વ્યાસે કર્યો છે. તેમાંની ભાષા સારીપેઠે સુધરેલી છે, તેઉપરથી એ ગ્રંથ ઘણો પ્રાચીન નથી એવું સાબેદ થાય છે; અને તેમાં યવનોવિષે ઉલ્લેખ આવેલો છે. (તે જો યુનાની એટલે ગ્રીક લોકો હશે તો) તેઉપરથી એવું જણાય છે કે ભારતનો કેટલોએક ભાગ તો ખ્રિસ્તની અગાઉના ૩૫૦ વર્ષોની આણીતરફનો છે. હવે, ખ્રિસ્તની પહેલાં બે અથવા ત્રણ સૈકા સુધી એ ગ્રંથ હિંદુઓને સારી રીતે માહિત હતો, એવો એક સારા વિચારવાન ગ્રંથકારનો અભિપ્રાય છે, અને તેવિષે સંદેહ લેવાનું કંઈ કારણ નથી. હવે, ઉપર કહેલા બેઉ ગ્રંથો જોતાં, બેઉમાંના નાયકો વિષ્ણુનાજ અવતાર છે, તોપણ રામાયણમાં, રામ, એ બહુ ઠેકાણે માણસના રૂપે જોવામાં આવે છે; અને કૃષ્ણ, એ માનવરૂપી પરબ્રહ્મ એવું કહીં કહીં વર્ણવ્યું છે તોપણ તેની કૃતિઓમાં કહીં ઈશ્વરપણું દેખાતું નથી, અને ભારતમાંના જે જે લેખોમાં જ ગભિનન્તાની ભાવે તેનું સર્વવ્યાપકપણું બતાવ્યું છે, તે તે લેખો તે ગ્રંથના બીજા ભાગની આણીતરફના વખતનો છે, એમ કહેવાને જગા છે; આ વાતોઉપરથી ઉપર કહેલા ગ્રંથોના કાળવિષે થોડુંક ભાન થાય છે.

કોલબ્રુક સાહેબે જે વૈદિક કાવ્યને દોષ આપ્યો છે, તેમજ ઉપર કહેલા વીરરસપર કાવ્યોને પણ દોષ આપ્યો છે; પરંતુ

વાત છે, અને લડાઈઓ કરતા તેનું વર્ણન કરવું એ હિંદુઓની બુદ્ધીને વધારે યોગ્ય છે, તે માટે આ કથામા જે મુદ્દા સગલતા આવી છે તે ભૂમીની છે. હાલના ભારતમા ભગવદ્ગીતા નામે એક બીજી ઉપકથા છે તે મૂળગ્રંથ કરતા પુષ્કળ આણાતરની છે, એવી અટકળ કરે છે. ઇશ્વરી વિદ્યાવિષે એક વિવક્ષિત દર્શનમાના મતો કાવ્યરીતે સમજાવવાસારૂ આ ગ્રંથ કર્યો છે, અને તેમાની ભાષા તથા દૃષ્ટાંતો, એઓની સુબોધતા તથા રસ, એઓના લોકો વખાણ કરે છે હને મુમો વતાનિરે, તેની લાયકી કેટલી પણ હો પરંતુ મૂળકાવ્યની જોડણીમા એ કથા જે યુક્તિએ લાગૂ કરી છે, તે યુક્તિ ઘણી વખાણના લાયક છે, તથા જે વાતરૂપી બારણાથકી તે કથાનો ભારતની અંદર પ્રવેશ કર્યો છે, તેનું માર્દવ (એટલે નરમાસ) તથા શોભ, એ ગુણોપણ તેવાજ ઘણા વખાણના લાયક છે

પુરાણોમાનો જે કથાભાગ છે, તે ઉપર કહેના વીરરસપર કાવ્યોની જાતિનો છે. 'હિંદુપુરાણકથાઓવિષે શોધ" આ નામના કર્નલ કેનડીના ગ્રંથમા તેણે ઉપર કહેના ગ્રંથમાનો જે ભાગ લીધા છે તે રસાળ તથા અનર્ડુગેથી ભરેલો છે

ઈ૦ સ૦ ૧૮૨૬ ના સેપ્ટેમ્બરના ઓરિએન્ટલ માગાઝીનમા બોરાયનકૃત રામાયણના કેટલાએક ભાગોનું વિસ્તાર એલિમે ભાષાન્તર ગ્યુ છે તે બીજા ભાષાંતરો કરતા યુરોપિયન લોકોની રૂચિને વધારે પસંદ છે પણ તેમા એક ઠેકાણે ટીપ ઘાલી છે તે ઉપરથી તે યથાશબ્દ ભાષાંતર છે કિંવા નથી એવિષે સંશય આવે છે, તે માટે તે હિંદુઓના કાવ્યનો નમુનો છે એવુજ કેવળ કેહેવાતુ નથી

મેઘદૂત આ કેવળ શબ્દવર્ણનપર કવિતાનો એક માસનો છે. તેમા એક સ્વામીથી હાકી વર્ણનપરકવિતા મુકેનો ગંધર્વ પતાની સ્વામા રેહેનારી સ્ત્રીને એક વાદળાને સંદેશો કહી મોકલે છે, અને સ્વર્ગમા જતી વખતે તેને રસ્તામા જે દેશો આવશે તેઓનું વર્ણન તેનીપાસે કરે છે

આ કાવ્યમા વરસાદનુ સુરૂ થવું એ જે હિંદુઓનો ઘણો વાહાનો વિષય, તે લેખને તના ઉપર ગ્રંથકારે પંડિતાઈ કરી છે,-

તેઓની અકલ વધારે ચાલી હશે એવી અટકળ મારાથી કરાતી નથી.

ઉપર કહેલા ગ્રંથોશિવાય બીજા ઘણા સંસ્કૃત પદ્ય ગ્રંથોનાં ભાષાન્તરો થયાં છે; તો પણ હવે આ વિષય ઉપર ઠીકજ વ્યાખ્યાન થયું છે, અને એવા વ્યુત્પત્તિવિદ્યાના આધાર ઉપરથી લોકોની હાલત વિષે જે "અભિપ્રાયો મનમાં લાવવાના તેઓ વધારે કામના નથી એવું સમજીને આ બાબદ હવે પૂરી કરવી મુનાસીબ છે. પરંતુ હિંદુઓની વાતો તથા દન્ત કથાઓ, એ જે તેઓની વ્યુત્પત્તિનો ભાગ કેહેવાનો રહ્યો છે, તે ઘણો મોહોટો છે, અને આ બે પ્રકારનાં વ્યાખ્યાનો કરવાની વિદ્યા, તેઓએ બીજી બધી મનુષ્ય જાતિને શિખવી એવું જણાય છે; માટે તે બેઉનું વર્ણન કર્વું જોઈએ.

વાતો તથા દન્તકથાઓ.

યુરોપિયન લોકોમાં અતિ પ્રાચીન હોઇને હાલમાં હાજર છે, એવી જે બિદ્પૈની વાતો" છે, તેઓ મૂળે અરબ્તમા કેક તેર્યાને તેવીઓજ છે, અને તેઓ ઉપરથી બીજા દેશમાની તેવી વાતો રચીયો છે, એવો પત્તો પક્કો લાગ્યો છે.[૧૯] 'અરેબિયન નૈટ" સરખી વાતોમા વાતો કેહેવાની જે યુક્તિ, તે પણ હિંદુઓએજ મહાડેલી છે, અને યુરોપમાના તથા પૂર્વતરફના દેશોમાની ઘણી એક જાણીતી કથાઓના વિષયો તેઓના છે, તે કથાઓ તેઓની દેશભાષામા જોઈએ તો સરળ છે, અને તઓમા જોરનો તથા ગૌરવ એઓ પણ નહીં જેવા નથી. હાલમા એવુ બયાન કરવાની ઇબારત છેક બદલાઈ ગઇ છે, અને જે ગમ્મતના તથા ચિત્રવિચિત્ર અવકાશ, આરબી તથા ફારસી કથાઓને એટલી મોહક કરે છે, તેઓ હિંદુઓની કથાઓમા મુદ્દલજ નહીં જેવા થયા છે, આ વાતજ માત્ર ધ્યાનમા ગણવા જોગ છે.

---

(૧૯) તેઓ ઘણુંકરીને પંચતંત્ર આ ગ્રંથમાં મળી આવે છે. બા૦ ક૦.

# પ્રકરણ સાતમું.

## નાજૂક કલા.

### ગાયન.

હિંદુઓની ગાયનવિદ્યાવિષે સર વિલિયમ્ જોન્સ તથા મિસ્તર પાટર્સન્ એઓએ વર્ણન કર્યું છે. તે વર્ણનઉપરથી, તે વિદ્યા શિરસ્તાદાર તથા મુશ્કેલી છે એવું જણાય છે.

હિંદુઓના ગાયનમાં ૮૪ રાગ છે, તેઓમાંથી ૩૬ સાધારણ વહિવટમાં છે. પ્રત્યેક રાગની ઢબ વિશિષ્ટ (એટલે જુદી જુદી) છે, તથા તેઓથી ધારેલો રસ એટલે ભાવ ઉત્પન્ન થશે, એવી તેઓમાં શક્તિ છે એવું જણાય છે.

તેઓના નામો વર્ષમાંની ઋતુઓ ઉપરથી તથા અહોરાત્રમાંના મુહુર્તો ઉપરથી રાખેલાં છે; અને પ્રત્યેક રાગ, એ, તે તે ધારેલી વખતેજ ગાવો, એવો તેઓમાં કંઈ ગુણ છે એવું કેહે છે.

જેમ હિંદુસ્થાનમાંની બીજી વિદ્યાઓ પડતી દશામાં આવીઓ છે, તેપ્રમાણેજ ગાયનવિદ્યા એ પણ ખરાબમાં આવી છે; અને હાલમા જે રાગો ગાય છે, તે જો અણશિખાઉ માણસે સાંભળ્યા, તો તેમાં કંઈ આટલા ભેગે છે અથવા આટલી ગુંથાગુંથ કરીને રચના કરી છે, એવું કાનને લાગતું નથી. તે ઘણું કરીને બધા એક પ્રકારના છે; તેઓમાં સારીપેઠે મધુરતા તથા કોમળતા છે, અને તે બીજા કોઇ પણ લોકોના ગીતો થકી ઓળખતાં આવડે છે. જો તેઓનું ખરેખરૂં સ્વરૂપ જાણવું હશે, તો કોઈ માણસ પાસે તંબુરા ઉપર તે રાગો ગવરાવીને સાંભળવા જોઈએ.

સાધારણ ગાણાની વખતે સારંગી અને પખવાજ હોય છે; તેઓનો આવાજ મોહોટો તથા કઠોર હોય છે. તે આવાજમાં ગવૈયાઓનો આવાજ 'ડંકાઈ' જવા માટે તેઓને એટલી ઊંચી રાંપ લેવી પડે છે, કે તેણેકરીને બધી નરમાસનો નાશ થાય છે

## ચિત્રો કાઢવાં.

હિંદુસ્થાનમા ચિત્રો કાઢવાની કળા અજુ સુધી બચપણમા છે. ઘરોની ભીંતો ઘણું કરીને પાણીમા કરેલા રંગોએ, અને ક્યારે ક્યારે તેલમાના રંગોએ, ચિતારેલી હોય છે. પુરાણોમાની કથાઓ, લડાઈઓ, સવારીઓ, પેહેલવાનોની કુસ્તીઓ, સ્ત્રિઓ, પુરૂષો તથા જાનવરો, આ બધાના ચિત્રો કાહાડેલા હોય છે. તે ચિત્રોની બાજુએ બીજી જગા મૂળેજ હોતી નથી, અથવા હોય તો, મહીં એકાદ ઝાડ હોય છે, અથવા દૃષ્ટિશાસ્ત્રના નિયમો મનમા ન આણતા, અને રંગોની છાયા ક્યાહા કેવી કમ જાસ્ત જોઈએ તે બાબદ લક્ષ ન દેતા, એકાદું ઘર વચમાજ અડાવી દીધેલુ હોય છે. એઓના જેવા ચિત્રો મિસરી લોકોની કબરોની ભિંતોઉપર છે, તેઓસિવાય બીજા લોકોમા એઓની ચિત્રવિદ્યાને ઉપમા આપવાને લાજુ કંઈ નથી. એ સિવાએ એઓ ચુનામા બીજા રંગો તથા કેટલાએક ચીકણા પદાર્થો મેળવીને તે રંગોએ નાહાના નાહાના ચિત્રો કાહાડે છે, તેઓમા માણસોની તસવીરો પણ હોય છે. હિંદુ લોકો પાસે સુંદર સોનાનો વિગેરે મુલામો ચઢાવેલા હાથે લખેલા પુસ્તકો પુષ્કળ છે; પરંતુ તેઓઉપર જે ચિત્રો કાઢેલા છે, તેઓકરતા તેઓઉપરની બાજુની નકશી સરસ છે. હિંદુઓના નાટકોમા તસવીરોવિષે ઘણા ઉલેખો આવ્યા છે, તે જો ન હેત, તો એ કળા તેઓએ મુસલમાનોપાસેથી લીધી એવો તરાય મને જણાયો હોત. હવે મુસલમાનોના ધર્મમા તસવીરનો નિષેધ છે, એમ છતા તેઓએ તે વિદ્યામા હિંદુઓને ઘણા પછવાડે મુક્યા છે.

---

## ચિત્રો કોતરવાં.

હિંદુઓ સરખા અનેકેશ્વરમતપરાયણ[1] લોકોમા પથ્થરના ચિત્રો કોતરવાની કળા ઉત્કૃષ્ટ પૂરેપૂરી હાલતમા આવવી જોઈએ એવી કોઈપણ અટકળ કરશે, અને, આ કળામાના હુશીઆર

---

(૧) ઇશ્વરો ઘણા છે, એવું મત પાળનારા લોકો. બા• ૬૭

લોકોને પોતાની બુદ્ધિ ખરચવાને કંઈ ઉદ્યોગ ન હતો માટે તે આ દેશમાં અતિ સારી હાલતમાં આવી નહીં એવું ખચિત ન તે અતિ માઠી હાલતમાં ન આવવાના કારણો જુદાંજ છે. લોકોએ અસંખ્ય મૂર્તિઓ કરીઓ છે; સિવાય ગર્ભગુફાઓ તથા દેવાલયોમાં પત્થરના પુતળા, તથા ભીંતો કોરીને તેઓમ ચિત્રો કોડાવ્યાં છે. એ કોડાવેલા ચિત્રો ઘણુંકરીને બેપડ હોય છે; કેટલાએકમાં નાના પ્રકારે ભરેલા હોય છે, તથા ઘ એકમાં માણસોની વૃત્તિ જણાવનારા રૂપો કાઢેલા હોય છે. કેટ ચિત્રો મોહોટા ખુબીદાર હોય છે; અને આવા કોતરેલાં આ કાઢેલા ચિત્રોમાંથી કેટલાએકોની આકૃતીની તથા ચર્યાની, ખુ માગનાર હોય છે. હવે હિંદુઓને શારીરકનું[2] જ્ઞાન કંઈજ ના રનાયૂ તથા અવયવો, એઓના ઉઘાડા માલમ પડવા કે સ્વરૂપતરફ પણ તેઓ ધ્યાન આપતા નથી; જુદી જુદી અ કૃતીઓના માપતરફ છેક દુર્લક્ષ કરે છે; અને ઘણા ચિત્રો ક ઠેકાણે કેમ દાહાડી બતાવવા તે હુનર તેઓ જાણતા નથ આ બધા કારણોને લીધે ઉત્તમ કોતરેલા હિંદુ પુતળા યુરોપિ પુતળાની સાથે છેક દૂરથી પણ સરખાપણું પામનાર નથી.

---

## શિલ્પશાસ્ત્ર.

હિંદુઓએ બાંધેલી ઇમારતો ઘણીઓ છે, તેઉપરથી તેઓ શિલ્પ માલમ હતુ એવો નિશ્ચય થાય છે. તેઓના શિલ્પગ્રં પુસ્તકોમાંથી કેટલોએક ભાગ ગયો છે, તેમાં જે લખ્યુ છે કબૂલ કર્યુ તો, તે વિદ્યા પ્રાચીન કાળેજ હિંદુઓને માલમ હ એવું જણાઈ આવે છે.

રામરાજ નામે એક એતદ્દેશીય ગૃહસ્થે શિલ્પ ઉપરના વિદ ગાન ગ્રંથો વિષે એક, વિચારપૂર્વક તથા કંઈ ન છુપાવતા નિ બંધ લખ્યો છે, તેમાં તેણે હિંદુઓએ શિખવેલી શિસ્તનુ આ સાર બયાન કરેલુ છે. તેઉપરથી એવું જણાઈ આવે છે,

---

(૨) શરીરની રચના સમજાવનારું શાસ્ત્ર ભા૦ ૬૦

આ શાસ્ત્રના મૂળતત્ત્વો હિંદુઓને સારા સમજાયા હતા, અને તેઓઉપરથી તેઓએ ઘણા નિયમો બાંધ્યા હતા.

(૧) ઉપાન, (૨) કમ્પ, (૩) ગળ, કણ્ઠ, ગ્રીવ, અથવા કન્ધર, (૪) ઉત્તર (૫) વાજિન (૬) પ્રતિવાજિન, (૭) પટ્ટિક, (૮) આલિઙ્ગ, (૯) અન્તરિત, (૧૦) કુમુદ, (૧૧) પદ્મ, તથા (૧૨) કપોત, આ પ્રમાણે (૧૨) પ્રકારના કઠોરા એટલે મોલ્ડીંગ કહ્યા છે. એઓમાંથી કેટલાએક પ્રકાર અંગ્રેજ લોકોમાં છે, તથા કેટલાએક એઓમાં વધારે છે. ઉપપીઠો (એટલે થાળું અથવા પડથાર), અધિષ્ઠાનો (એટલે કુંભી), સ્તંભમધ્યભાગ (એટલે થાંભલો), બોધિક (એટલે ઉપનો ભાગ અથવા ભરણી,) તથા લગ એ બનાવોના આકારો તથા માપો જણાવ્યા છે. કેટલેએક ઠેકાણે એઓની સંખ્યા મોટીજ છે — ફક્ત કુંભીઓ ચોસઠ પ્રકારની વર્ણવેલી છે. સ્તંભોના નિયમિત પ્રકારો નથી પરંતુ થાંભલાના નીચેના વ્યાસના ૭ પરથી દસ પરગુણી સ્તંભની ઉંચાઈ ગણે છે. અને તેના માપ પ્રમાણે ભરણી, ગાળાની પહોળાઈ વિગેરે ઠેરવે છે. હિંદુ શિલ્પના નિયમો કહેવાને અહિંયા અવકાશ નથી. હાલમાં હિંદુસ્થાનમાં જે દેવી ઈમારતો છે તે વિષે સાધારણ અભિપ્રાય માત્ર હું આપું છું. આ ઈમારતોની ઢબ મિસરી ઈમારતો સરખી છે એવી અટકળ કરે છે પરંતુ જેમ અહીંની ઈમારતો તથા તેઓનો સામાન એ બેઉ મોટા ભારી છે તથા તેઓમાંથી કેટલાએકોમાં કોતરેલું કામ ઘણું છે, તેજ પ્રમાણે મિસરીઓમાં છે, એટલું માત્ર એ એઓનું તથા તેઓનું સરખાપણું છે. બેઉ દેશોમાં મોટા દરવાજાઓઉપર મોટા બુરજો બંધવાની ચાલ છે પરંતુ મિસર દેશમાં દરવાજાની પ્રત્યેક બાજુએ એક બુરજ હોય છે, તથા હિંદુસ્થાનમાં ફક્ત દરવાજાઉપર હોય છે. મિસર દેશમાંના કેટલાએક વડા સ્તંભોસરખા સ્તંભો હિંદની ગુફાઓમાંના દેવાલયમાં છે, એટલાજ હિંદની તથા મિસરની શિલ્પમાં સરખાપણા મળી આવે છે.

મિસરી ઈમારતોમાં પિરામિડોનો[1] ઉપયોગ કરે છે, અને

(૧) એક જાતનો અણીદાર ઘુમટ ના૦ ૭૦

પ્રત્યેક ઇમારતની બાજુઓ શિખરમુધી અંદર પડતીઓ હોય છે, તથા તેઓ જઇને જે અગાસીને મળે છે, તે અગાસીનો ગળથો ઉંડો તથા ખુલો દેખાઇતો હોય છે. મિસરી શિલ્પમાંના જે ઉપર કહેલા બે વિશેષ પ્રકારો તેઓમાંથી એકપણ હિંદુસ્થાનમાં નથી. ઘણાં દેવળોની આગેનાં સભામણ્ડપો પિરિમિડ જેવા હોય છે; પરંતુ તેઓના ઘુમટો અંદરથી પોકળ હોઇને, તેઓને ભીંતોનો અથવા સ્તંભોનો આધાર હોય છે. પિરિમિડાકૃતિ નક્કર ઘુમટ મૂળેજ કોઇને ખબર નથી; અને હમણાં કહેલા પોકળ ઘુમટોઉપર પણ પુતળાં વિગેરેઓની જે શોભા કરે છે, તેનેલીધે મિસરી તથા આ પિરિમિડોમાં છેકજ સરખાપણું નહીં જેવું થાય છે. તેઓની ભીંતો હમેશાં ઉભી લંબાકૃતિ હોય છે, અને દેવળોનાં શિખરો હળવે હળવે નાહાનાં થતાં જાય છે તેઓનો પ્રકાર કંઇ વિશેષ છે.

દક્ષિણહિંદુસ્થાનમાં ઉપર કહેલાં દેવળોના બુરૂજોને (એટલે શિખરોને) માળ હોય છે, તેઓમાંનો પ્રત્યેક ઉપલો માળ તેની હેઠેના માળ કરતાં સાંકડો હોય છે. ગોદાવરીની ઉત્તરતરફ જે દેવાલયો છે, તેઓનાં શિખરો ઘણુંકરીને ઉપર અણીપડતાં ગયા છે; પરંતુ તેઓનો બાહારનો ભાગ વાંકો વળેલો હોય છે, તેથી તે શિખરોનાં તળોકરતાં મધ્ય મોહોટો ફુલેલો હોય છે. તેઓનુ શિખર છેક અણીદાર હોતું નથી; પરંતુ તેને માથે એક ચપટો ઘુમટ હોય છે, અથવા બાજુ કંઇ તરેહવાર શિખર હોય છે, અને તેઉપર હમેશાં સુવાળાનો ફુંઓ ઘુમટ અથવા ત્રિશૂલ, અથવા તે દેવની બીજી કંઇ વિશેષ નિશાની હોય છે. દેવળના બીજા ભાગકરતાં શિખર સાદુ હોય છે, પરંતુ તે છેક સાદુ હોય છે એમ નહીં; ઘણુંકરીને તેને ઘણા કળશો હોય છે, તથા બીજી નાના પ્રકારની શોભા કરેલી હોય છે.

ગર્ભાગાર (એટલે દેવાલયોમાં જે કોટડીમાં મૂર્તિ બેસાડેલી હોય છે તે કોટડી) હમેશા નાહાની અને ઘણુંકરીને ઘનાકૃતિ હોય છે. તેને એક દરવાજો હોય છે, જેથી અંદર પ્રકાશ આવે છે નથી આવતો. દેવઆગળ જે મુકવું હોય તે દરવાજે આવીને અંદર, કિંવા દરવાજાઆગળ મુકે છે. અને પ્રાર્થના કરવી હોય તો તે ત્યાંહાંજ કરે છે. ઘણાં નાહાનાં દેવાલયોમા ફક્ત મૂર્તિને

બેસવાની કોટડી માત્ર હોય છે; પરંતુ મોહોટાંમાં તે કોટડીઉપર એક મોહોટો ઘુમટી કળસ હોય છે, અંદર આવવાને વચમાં વિસ્તીર્ણ સભામણ્ડપો હોય છે, અને ફરતા સભામણ્ડપો તથા સ્તંભાવલિઓ હોય છે; તેઓમાં બીજા દેવાલયો તથા ધર્મશાળાઓ વિગેરે હોય છે. શ્રીરંગગામ અહિંયાંના દેવાલયને સાત વાડા છે, તેઓમાંથી છેક બાહારનાનો પરિઘ નજીક નજીક બે કોશ છે. તે સભામણ્ડપમાં તથા દેવપાસે જવાની વાટમાં, એવી ઓરડીઓ કરેલી હોય છે, કે પ્રત્યેકને સ્તંભની પુષ્કળ હારોની જરૂર પડે છે, તે સ્તંભો ઘણુંકરીને ઉંચા, બારીક, નાજૂક તથા સારા જડેલા હોય છે; જેમ કંઈ તાડોનીજ હારો લાગીઓ છે એમ જણાય છે.

સાધારણ કોટડીઓ ઘણુંકરીને તેઓ કરતાં કમી ઉંચાઈની હોય છે, અને તેમાં તથા બીજે ઘણે ઠેકાણે નકશીદાર થાંભલા હોય છે; તે ગોલ, ચોરસ, તથા અષ્ટખુણીયા અથવા ત્રણે પણ ભેગા હોય છે. કયારે કયારે કુંડાં જેવા કાપેલા હોઈને, તેઓઉપર વેલો કોતરેલી હોય છે; કયારે તેઓઉપર જનાવરોની આકૃતિઓ કાહાડેલીઓ હોય છે, અને કયારેક તેઓની સાથે માણસોનાં ટોળા પણ હોય છે.

દેવાલયના જે વધારે મજબૂદ ભાગો હોય છે, ત્યાંહાં ગોલ તથા ચારસ સ્તંભોનાં ઘણાં ઝુમખાં હોય છે, અને ત્યાંહાંના ખુણા ઘણા અંદર પડતા તથા બાહાર પડતા હોય છે, તેમાટે ઉપરના ગલથાને ત્યાંહાજ બાંધા આવીને તે કામ ભવ્ય તથા ચિત્રવિચિત્ર દેખાય છે. દારવાજાના થાંભલા તથા ઓતરંગ, ખાતાં, તથા બીજા ભાગો, એઓ મોલીનના ઉંડા હાંસીયાથી ઢકેલા હોય છે; અને ઝાડો, ફુલો, ફળો, મનુષ્યો, જાનવરો, તથા કલ્પિત ભૂતો. એઓનાં અસંખ્ય ચિત્રો તેઓઉપર કોતરેલાં હોય છે. સારાગ અતિશય ચાટકણે જેટલી શોભા સુઝે છે, તે ત્યાંહાં આણેલી હોય છે. ઉપરનાં ચિત્રોમાં ઝાડો તથા વેલા એઓ જે કોતરેલાં હોય છે, તેવી સફાઈના માલા પૃથ્વીઉપર બીજી જગાએ વિરલાજ મળશે.

પુષ્કળ ઠેકાણે ભિંતોઉપર ચિત્રો કાહાડેલાં હોય છે; તેમાં દેવોની લડાઈઓ તથા બીજી કથાઓ હુબહુ જણાવેલીઓ હોય છે.

તેજપ્રમાણે લગની નીચેની બાજૂએ કથાઓમાંનાં ચિત્રો કાઢે છે, તેણેકરીને લગને વધારે શોભા આવે છે.

એકાદ ઠેકાણે, ઉપર કહેલા પ્રકારના દેવાલયો ઘણાં બાંધેલાં હોય છે. એનો દાખલો:—ઓડિયા દેશમાં ભુવનેશ્વર કરીને સ્થાન છે, ત્યાંહાના મોહોટા દેવળના કળશથકી કેળાગમ પણ જોયુ, તો પચાસસાઠ પત્થરી કળશો દેખાય છે. તેઓમાથી એકની પણ ઊંચાઈ પચાસ સાઠ ફુટકરતાં કમી નથી, અને કેટલાએક ૧૫૦ થી ૧૮૦ ફુટ ઊંચા છે.

તુંગભદ્રાના ડાબા કિનારાઉપર વિજયનગર આહિંયાં જે દેવળોના કળસો છે, તે આઓકરતાં પણ ભવ્ય છે.

જો કે હિંદુઓના દેવળો ઘણા મોહોટા હોય છે, તોપણ પ્રાચીન ગ્રીક દેવળોની સાદી શોભા તથા ખુબસુરતી, અથવા મુસલમાની મસીદોના બાહાર પડતા ઘુમટો તથા ઊંચા મેહેરાબો એઓની ભવ્યતા, એઓની બરાબરી તેઓથી થતી નથી. જે ભાગો લાંબાપોહોળા હોય છે, તેઓ ઊંચા હોતા નથી, અને જેઓ ઊંચા હોય છે તેઓ સાંકડા હોય છે; જુદા જુદા ભાગોની ગોઠવણ સારી કરેલી હોતી નથી; અને હિંદુઓનાં સર્વ શિલ્પકામોતરફ જોયુ એટલે એવી ખાતરી થાય છે, કે, જેમ બીજા કામોમા બારીક કામની સફાઈ તથા સૌંદર્ય એઓતરફ હિંદુઓની નજર હોય છે પરંતુ બધું કામ એકદમ ધ્યાનમાં લેઇને તેઉપર તેઓની કલ્પના ચાલતી નથી, તેજ પ્રમાણે શિલ્પમાપણ તેઓની અવસ્થા છે. ગુફાઓમાના દેવાલયોમા માત્ર કલ્પનાની મોહોટાઈ તથા ભવ્યતા એઓ નજરે પડે છે.

દેવળોના જે કંઈ સારા ભાગલા છે, તેઓઉપરથી તે ઘણા પ્રાચીન કાળના તથા પવિત્રતાના સ્થાનો હતા, એવી જોનારાઓના મનઉપર અસર થાય છે; અને તે ઠેકાણે જે વિલક્ષણ ઘુપાઈની અસર પેદા થાય છે, તે થકી, એવું તે ધર્મનું સ્વરૂપ નથી, તથા તેમાંના પ્રતિ દિવસના સરભરાનો અતિ પરિચય થયા પછી તેવી અસર થવી એવી તેઓની યોગ્યતા પણ નથી.

જોકે અર્વાચીન કાળની બાંધણીનાં દેવળોમાં મુસલમાની ઢબની ભેળ છે, તોપણ, તેઓનું સાધારણ સ્વરૂપ ચમત્કાર લાગવા જોગ અપૂર્વ છે, તથા તેવી બાંધણી બીજા કોઈપણ લોકોમા

નથી. આ ઉપરથી આ દેશમાં શિલ્પનાં મૂલતત્ત્વો પ્રાચીન કાળે પણ સમજાયા હતાં એવું અનુમાન આપણે કર્યું તો ચાલશે. પરન્તુ જે ભવ્ય ઈમારતોની હાલમાં તારીફ થાય છે, તેઓ ઘણી જુનાકડ છે એવું માનવાને કારણ જણાતું નથી. પર્વતોમાંની ગુફાઓ પણ અતિ પ્રાચીન છે એમ નથી. તે ઓમાં જે કોતરેલા લેખો છે, તેઓની લીપિ ખ્રિસ્ત પેહેલા નિદાન ત્રણ સૈકાની પેહેલીથી ચાલુ હતી, તથા તે હાલ વહિવટમાં નથી. તે લેખોઉપરથી એવું જણાય છે, કે બૌદ્ધોની ગુફાઓ ખ્રિસ્તી શક કરતાં જુની છે; પરન્તુ જે હિંદુઓની છે, તેઓની ભીંતોઉપર જે પૌરાણિક ચિત્રો કાઢેલા છે તેઓઉપરથી, તે નિદાન ઈસ્વી સનના આઠમા કિંવા નવમા સૈકા જેટલી અર્વાચીન છે એવું બેગડ જણાય છે. મદ્રાસની દક્ષિણે મહાબલિપુરમ્[અ] આહિયા જે કોતરેલુ કામ છે, તે અતિ પ્રાચીન કાળનું છે એવું કેહે છે, પરન્તુ તે જ્યાહા છે ત્યાહાના લોકોમાં જે કથાઓ ચાલુ છે તેઓમાં તે ખ્રિસ્ત પછી બારમા કિંવા તેરમા સૈકામા કર્યું એવું છે, અને ત્યાહાની ઈમારતોની ભીંતા ઉપર જે કોતરેલું કામ છે, તે ઉપરની કથાનું ખરાપણું પણ સાબેદ કરે છે.

બાંધેલા દેવાલયોમાંથી જે કેટલાએક અતિ વિખ્યાત છે, તે ઘણા અર્વાચીન છે. ઓડિયા દેશમાંનું જગન્નાથનું દેવળ (જેની આપણે આગલી કીર્તિ સાંભળીયે છૈયે, તે,) તથા તેજ પ્રાન્તમાંનું "કાળુ દેવળ" એઓ હિંદુઓના અતિ પ્રાચીન દેવાલયોમાના છે, એવો લેખ છે, એમ છતા, એઓમાંથી પેહેલુ ઈ૦ સ૦ ૧૧૯૮ મા તથા બીજુ ઈ૦ સ૦ ૧૨૪૧ મા પૂરૂં થયુ એ પ્રસિદ્ધ છે. બીજા માહોટા દેવળોમાંથી ઘણા એઓ કરતા વધારે પ્રાચીન છે, એ નિઃસશય છે, તેઆ ઘણા પ્રાચીન છે, એનો ખાતરી જોગ એકે વિષે પણ આધાર નથી, અને તેઓ પ્રાચીન નથી એવું અનુમાન કરવાને કારણો છે.

હવે, દેવાલયો કરતા રાજમહિલે બાંધવામાં તેઓએ બાહારના કિત્તા જોઇને વધારે ફેરફાર કરવા; પરન્તુ જોકે તેઓમાંથી પણ

(અ) એ શબ્દ મૂળગ્રંથ પ્રમાણે લખ્યો છે　બા૦ ક૦

છે; તે પાણી સુધી તથા ઘણુંકરીને પ્રત્યેક બાજુની લંબાઈ સુધી હોય છે, અને ઘણે ઠેકાણે ઉપર દેવળો હોય છે, તથા કહીં પગથીયાંવચ્ચે દેરડીયો હોય છે. બીજા પ્રકારનામાં આવાં દેવળો વિગેરે બધાં ઉપર માત્ર હોય છે. મોટેના તળાવો, એ ઘણુંકરીને ગામોપાસે સ્નાન વિગેરે કામોસારૂ બાંધેલા હોય છે. પરંતુ તેઓ ખેતીના કામમાં પણ આવે છે. બીજા પ્રકારના તળાવો એટલે બંધો, એઓ હમેશાં ખેતીસારૂ બાંધે છે. તેઓમાંથી કેટલાએક મોહોટાં પ્રચણ્ડ કામો છે, અને તેઓના બંધોની ઉંચાઈ તથા મજબૂતી, એ બંને જોઈ તો તે ઉત્કૃષ્ટ છે, તેઓમાંથી કેટલાએકોના પરિઘ એક કોશ હોઈને તેઓ મગરૂર જેવા બન્યા છે, તેઓનું પાણી મોહોટા પ્રદેશને પૂરૂં પડે છે.

હિંદુઓમાં એક ચમત્કારિક તરેહના કુવા હોય છે. તેઓની ઉંડાઈ ઘણુંકરીને બહુ હોઈને પોહોળાઈ પણ ઠીકજ હોય છે. હાલની વખતના કુવા ઘણુંકરીને ગોળ હોય છે, પરંતુ તેઓ કરતા જે પ્રાચીન છે તે ચોરસ છે. તેઓને ફરતા ઉમદા તથા મજબૂત ગોખ હોય છે. પુષ્કળ ઠેકાણે પગથીયાં હોય છે, તે ઓનો આરંભ કુવાથકી કેટલાએક અંતરઉપર હોઈને, તેઓ ગોખની નીચેથી, પાણી સુધી જાય છે.

હિંદુઓના જે અતિશય ખુબીદાર પૂલો છે, તેઓના થાંભલા પત્થરના છે, તથા તે થાંભલાઓઉપર ઉભા કરીને તેઓઉપર પત્થરના બારે નાખીને જડેલા છે એવા પૂલો દક્ષિણહિંદુસ્થાનમાં ઘણા છે. બીજા એક પ્રકારના પૂલો છે તેઓમાનો વચનો ભાગ પત્થરની ચુનાગચ્ચી કામનો હોય છે, તથા તેને આણીબાજી મેહેરાબદાર કમાનો હોય છે, પરંતુ આ પૂલોનું પ્રાચીનપણું શંકાભરેલું છે, અને પત્થરના એક થરઉપર બીજો જરા ચડતા થર, એવા રચીને પ્રાચીન હિંદુઓ જે કમાનો કરતા હશે તે હો, પરંતુ તેઓ શિવાય તેઓને કમાનો માહિત હતીઆ, અથવા તેઓને ખુબીથી કરતા આવડતા હતા, એવું કંઈ જણાતું નથી.

મુસલમાન લોક યવનો એટલે જે કમાનો તથા જે શિખરતરસો ઉભા કરતા હતા, તેપણ હિંદુઓના શિલ્પનો એક પ્રકાર છે. આવો એક ઉત્તમ નકશીદાર સ્તંભ ચિતૂરમાં છે, તેની ઉંચાઈ ૧૨૦

૫૯ છે. એવોજ વિજયસ્મારક કમાનનો એક ઉત્કૃષ્ટ માસલો ઉત્તરગુજરાતમાં વડનગરમાં છે. તે હિંદુઓના શિલ્પકૌશલ્યના ઉત્તમ નમૂનામાંનો એક છે.

---

## પ્રકરણ આઠમું.

### બીજી કળાઓ.

કાપડ વણવું — હિંદુસ્થાનમાંનાં બીજાં કારખાનાં કરતાં કાપડ વણવાનાં કારખાનાંની પ્રખ્યાતિ અતિશય છે. અહીંના કાપડોની શોભા તથા નાજુકપણાની ઘણા દિવસસુધી તારીફ થતી હતી, અને અહીંના કાપડની સફાઈ સરખી બીજા કોઈપણ દેશમાંનાની સફાઈ અદ્યાપિ થઈ નથી.

હિંદુ લોકો રેશમનું કામ ઘણું ઉત્કૃષ્ટ કરતા હતા; અને એ કસબ એઓપાસે ઘણા પ્રાચીન કાળથકી છે, તથા રેશમ કેવી રીતે ઉત્પન્ન કરવું તેનું પણ ત્યારથકીજ એઓને જ્ઞાન હતું એવું સંભવ છે.

સોનેરી તથા રૂપેરી જરીનું કામ પણ એઓને સારૂં આવડતું હતું. અને એ કામ પ્રથમ હિંદુસ્થાનમાં થવા લાગ્યું એવું પણ કદાચિત્ સંભવે છે.

રંગ ચઢાવો — હિંદુ લોકો પાસે જેવા કેટલાએક ઉમદા તથા પાકા રંગો છે, તેઓની બરાબરીના હજુસુધી પણ યુરોપમાં થતા નથી.

સોનાનું કામ કરવું — હિંદુઓની રીઝ બારીક કામઉપર છે, તેથી તેઓને સોનાનું કામ ઘણી સારી રીતે કરતા આવડવા લાગ્યું છે.

આ દેશમાં સ્વાભાવિકજ રત્નો ઘણાં મળે-છે, તેમાટે આ લોકોની જવાહિરવિષે પ્રખ્યાતિ થઈ છે, તેઓની કૌશલ્ય ઉપરથી થઈ નથી; એમ કહેવાનું કારણ એવું, કે એ કામમાં તેઓની રીઝ એરસી-નરસી છે, કે તેઓને પોળાં મોતી તથા હિરા

પસંદ પડે છે; અને જો કે તેઓ પાહાણાના ઘણા ભપકાદાર દાગીના કરે છે, તોપણ તેઓની પાહાણા બેસાડવાની તરેહ પણ અનાડીજેવીજ છે.

સર્વ કામો કરવાની હિંદુઓની રીતો ઘણી સારી છે, અને તેઓને સામાન થોડો લાગીને તે થોડી મેહનતે સાથે લેઈ જતા આવડે છે. કોઇને લુહારનુ કામ પડે તો તે લુહાર પોતાની એરણ તથા અજાએશ ધમણ લેઇને તેને ઘેર જાય છે. તેથી પણ થોડી મેહનતે સુથાર પોતાનું કામ કરે છે; કારણ તેને જમીનઉપર કામ કરવાનુ મળે છે, અને જે વસ્તુ પકડવાની હોય છે, તે, તે હાથે અથવા પગોની આગળીઓથી બરોબર પકડી શકે છે.

# પ્રકરણ નવમું.

## ખેતી.

આ દેશમાની જમીન તથા હવા સારી, એમાટે અહીંની ખેતીનુ કામ ઘણુ સાદુ છે. અહીંનો ખેડુત, પોતાનુ હળ દ-રરોજ માથે લેઈને ખેતરમા જાય છે, અને બે નાહાનાસરખા બળદો જોડીને દાણા પેરવાને ઉતગો ચાસ પાડે છે. પેરણીનુ કામ ઘણે ઠેકાણે ઓરણી (એટને પાભર)થી કરે છે, અને તેની પાસ ૭ વાસની નળીઓમાથી દાણા પડે છે. પછી એક ફળી ઉપર અથવા દાતાળઉપર માણસ બેસીને ઢેફા સાફ કરે છે. પાવડા, કોદાળા, તથા બીજા થોડો સામાન હોય, એટને એનીના હથીઆરો થાય. કાપણી દાતરડાએ કરે છે, તથા ઢોરોના પગનીચે ખુંદાવીને અનાજ કાઢે છે, અને તે ધાન્ય ગારાઓ ઘેર લાવીને જમીનમા મેહોટા ગુપ્ત ભોયરામા ભરી રાખે છે. પ્રત્યેક ખેતરની હદની નિશાનીઓ તજવીજે કરેલી હોય છે; પરંતુ ખેતરોને ઘણકરીને વાડ હોતા નથી; અને કદી કદીં જુદી જુદી જાતના પાકો થાય છે તે જેટલા બાદ કરીને, બાકીના ખેતરો એકસરખા અનાજથી ભીંગરેલા હોય છે.

હવે, હિંદુસ્થાનમાંની ખેતી આપ્રમાણે સાદી છે, તોપણ તેમ કંઈ વધારે ગુણ છે તેમાટે આ દેશમાં ખેતીના કામમાં જે હુનર તથા જે ઉદ્યોગ લાગે છે તેમ બીજા દેશોમા લાગતા નથી; અને કેટલીક રીતની ખેતી છે, તે મૂજેબ પેહેલાં કહી તેપ્રમાણે સેહેલી નથી.

ઉન્હાળામાંનાં અનાજોને જોઈએ તેટલું વરસાદનું પાણી મળે છે; શિયાળામાના ઘણુંકરીને બધાં વાવેતરોને હુનરથી કીધેલા ઉપાયોએ પાણી પાવું પડે છે. એ પાણી, નદીઓ, વેહેળા, તથા તળાવો, એઓમાથી આણે છે; પરંતુ ઘણુંકરીને કુવાનું લે છે. આ દેશના ઉત્તમ બાગોમાં પ્રત્યેક ખેતરમાં એક કુવો હોય છે, તેમાથી પાણી કાઢીને નીકોથી લેઈ જાય છે, અને માટીના બારીક બાંધ બાંધીને કરેલા નાહાના નાહાના ક્યારાઓમાં લાવે છે. કુવામાંથી પાણી કાઢવાને કોસ લગાડે છે, તથા તેને બળદો જોડે છે. આવા કોસમાં ઘણુંકરીને એવી યુક્તિ કરેલી હોય છે, કે તે ઉપર આવે એટલે આપોઆપજ ખાલી થાય છે.

કેટલીએક જમીનમાંનું રાન કાઢી નાખવામાટે ત્રણ ચાર વર્ષે તે જમીન નીદવી પડે છે. જ્યારે ભીનાશનો દમ જમીનમાં સારો હોય છે, તે વખતમાં તે નીદવાને મોહોટા હળો લેઈને તેઓને પાડા જોડે છે, તથા ઉંડા ચાસો પાડે છે. સાધારણ ખેતીને ખાતર નાખતા નથી, પરંતુ શેરડી તથા કાછી ખેતીને ઘણું ખાતર જોઈએ છે. ઘણી રીતનાં ખેતરોને સારી તજવીજે વાડ્ય કરવી પડે છે; ક્યારે ક્યારે તેઓની ચોતરફ ગાર અને પથરોની ભિંતો કરે છે, પરંતુ ઘણુંકરીને, થુવર, ખરસાંડી, કુંવાર, તથા બીજાં મજબૂત કાંટેરી ઝાડો તથા બીજાં કાંટેરી ઝાડવાં તથા વેલા, એઓની ઉચી વાડ્યો કરે છે; તેમાથી કોઈનો અંદર પ્રવેશ થતો નથી.

ખેતરમા પખીઓ આવીને નાશ કરે છે માટે તેઓને ટાળવાસાર મોહોટી મેહનત લેવી પડે છે; પરંતુ કેટલીપણ કરી તથાપિ તે પુષ્કળ પાકનો નાશ કરે છે. તેઓને બીવરાવવાસાર કેટલાએક પુતળાં કરી રાખે છે, તેઓથકી કંઈ કામ થાય છે, પરંતુ મુખ્ય ઓળખાર રખવાળઉપરજ હોય છે; તેને ખેતરવાગે

એક ઉંચો માળો કરી આપેલો હોય છે. ત્યાંહાં ઉભો રહીને તે બુમો પાડે છે, તથા ગોફણેં ગોળા મારતો રેહે છે. તે ગોફણના દરેક ફટકારામા "ફાઉડન" એવો શબ્દ થવો, એવી તે ફેરેલી હોય છે.

એકજ જમીનઉપર જુદા જુદા પ્રકારનાં અનાજો વારાફરતી કેમ પોખવા એ હિંદુઓ સમજે છે; પરંતુ તેઓની જમીનનું સત્વ અક્ષયી છે, તેમાટે ઘણુંકરીને તેની ઉલટપાલટ કરવાનું કારણ પડતુ નથી. તેઓ જમીનની પ્રતો અતિ બારીક નજરથી ઠેરવે છે; અને પ્રત્યેક જમીનમાં કયો પાક સારો થશે તથા તે જમીન કેવી ખેડવી એની તેઓને સારી માહિતી છે. એક ખેતરમા જુદા જુદા પ્રકારના ધાન્યો એકઠા કરીને પેરવાની તેઓની એક અણસમજની ચાલ છે, તે ધાન્યોના પાકો ક્યારે ક્યારે એકદમ આવે છે, તથા ક્યારે ક્યારે એકપછી એક આવે છે.

જે વાતોનું વર્ણન ઉપર આવ્યુ છે, તે વાતો લોકોને તથા મુસાફરોને અડચણ કરે છે. એનુ ઉદાહરણ;— કેટલીએક ઋતુઓમા, ગામો તથા પ્રવાહો એઓની પાસેના પ્રદેશોમા માત્ર વાડચોથી, રસ્તા સાંકડા થઇને ઘણા માણસો જવાને ઘણી અડચણ થાય છે, પરંતુ તે પ્રદેશ બાદ કરીને બાકી સર્વ દેશ રાજમારગ પ્રમાણેં ખુલ્લો તથા જનાઆવનારાને મેહેલો હોય છે. તેપ્રમાણેંજ નદીઓ તથા તળાવો એઓમાથી જે નીકો તથા નેહેરો બાંધીને લેઈ જાય છે તેઓપણ મુસાફરોને ઘણી અડચણ પોહોચાડે છે.

હવે, હિંદુસ્થાનના જુદ જુદા ભાગોમાંના પ્રદેશોની હાલત નાના પ્રકારની છે, એમાટે આ પ્રકરણમા જે વિચારો ઉપર કહ્યા છે તેઓને જ્યાહાત્યાહા અપવાનો છે; અને તેઓમાથી બંગાળા, ચોલમણ્ડલનો (એટલે કોરોમાન્ડેલ) કિનારો, તથા બીજા ડાંગરની પેદાશના દેશો, એઓને તો એ ઘણુંકરીને છેકજ લાગુ નથી. તે દેશોમા ડાંગરના ખેતરોમાં પાણી વાળીને તે ભરવા પડે છે, ઘણુંકરીને ધરૂ કાઢીને ફરીથી લાવણી કરવી પડે છે;

(ન) આ શબ્દમાં ત્રણનો આંક છે, ને 'ઘ'નો અતિ લાંબો ઉચ્ચાર કરવાને માટે નિશાની છે, તેને પ્લુત સ્વરની નિશાની કેહે છે ભા૦ ક૦

અને એ ખેતીને મેહનત ઘણી પડે છે, તથા તે કરવાને ત્રાસ ઘણો આવે છે..

---

# પ્રકરણ દસમું.

## વેપાર.

પરદેશોસાથે વેપાર

પુષ્કળ એશઆરામના પદાર્થોનાં નામો મનુસ્મૃતિમાં આપ્યાં છે, પરંતુ તેઓમાંથી કેટલાએક પદાર્થો પરદેશોમાંથી આવેલા હતા એમ જણાતું નથી. હવે, તે જણસો જોઈએ તેટલી મળતી હતી, તેઉપરથી હિંદુસ્થાનના જુદા જુદા પ્રાન્તોનો પોતપોતામાં ઘણો વેપાર હતો, એમ જણાય છે.

જોખમના વેપારમાં પૈસા આપ્યા હોય તો વ્યાજ કેટલું લેવું, તે, "સમુદ્રપર્યટનો તથા મુસાફરી મુસાફરીઓ એઓવિષે સારા માહીતગાર પુરુષોએ" ઠરાવ્યું છે, એવું મનુસ્મૃતિમા એક ઠેકાણે[1] કહ્યું છે. મૂળ ગ્રંથમાં "સમુદ્ર" એવો જે શબ્દ છે, તે દેશની અંદરના જલપ્રવાહોને લાગુ થતો નથી, તેઉપરથી, મનુસ્મૃતિ થઈ તેટલા પ્રાચીન કાળે પણ હિંદુઓ વાહાણમાં બેશીને સમુદ્રોમાંથી જતા હતા, એ વાત નક્કી થઈ એમ માનીએ તો ચાલશે, પરંતુ તે વખતે તેઓની સફરો કિનારે કિનારે થતી હતી એમ સંભવે છે. એથીપણ પ્રાચીન કાળમાં ભૂમધ્યસમુદ્ર ઉપરનાં બંદરોસાથે એઓનો વેહેવાર બેશક હતો, પરંતુ તે બધો મુસાફરીએ હતો, કિંવા કેટલોક જળમાર્ગે હતો; અને તે મુસાફરીએ હો અથવા જળમાર્ગે હો, પરંતુ તેમાં હિંદુઓ પોતાના દેશની હદબાહાર જતા હતા કે નહીં, એ વાતનો નિવેડો થએલો નથી. એ વેપાર આરબોના હાથમાં હતો, અને તેમાંનો કેટલોએક સિંધના પશ્ચિમકિનારાઉપરથી અંદરના ગાંઠડા ગ્યાભાતમાંથી નમ્રતાસાથે

---

[1] (૧) અ૰ ૮ શ્લો૰ ૧૫૬—૧૫૭.

આવતો હતો, તથા ત્યાંહાંથી અફગાનસ્તાનમાંથી સિરિઆ તથા મિસર આ દેશોમાં જતો હતો; તથા બીજો વેપાર ખુશકીએ અથવા સમુદ્રમાર્ગે બાબિલોન્ તથા ઇરાન આ દેશોમાં જતો હતો, એમ નથી ગણાતું એમ નહીં. હિંદુસ્થાનની પશ્ચિમતરફના સમુદ્રોની જે પેહેલી ઉઘાડી હકીકત હાલ હાજર છે, તે ઉપરથી જોતાં, તે બાજુએ હિંદુઓનો વેપાર હતો એવી નિશાનીઓ નજરે આવતી નથી. સિકંદરપાદશાહના આરમારનો મુખ્ય નિઆર્કસ્ એ ઈસવી સન પહેલાના ૩૨૬ મે વર્ષે સિંધુનદઉપરથી ફ્રાત નદીસુધી કિનારે હંકારી ગયો, ત્યારે એકપણ વાહાણ વાટમાં તેના જોવામાં આવ્યું નહીં; અને તેણે મુદ્દામ એવું સ્પષ્ટ લખ્યું છે કે મચ્છીમાર હોડીઆ માત્ર મને જણાઈઓ, અને તેઓ થોડેજ છેટે રહીને ત્યાહાંપણ વાડી હતીઓ. સિંધુનદઉપર પણ, બેડીઆ (એ૦ મછવા) હતીઆ, તોપણ તે થોડી અને નાહાની હતીઓ એમ જણાય છે, કારણ મોહોટાં મોહોટા વાહાણોમુદ્દા પોતાનું બધું આરમાર સિકંદરને પોતાને બાંધવું પડયું, અને તેઉપર ભુમધ્યસમુદ્રમાંના ખલાશીઓ રાખવા પડ્યા, એવું આર્રીઅન્ નામે યુનાની ઇતિહાસકારે લખ્યું છે. એજ ગ્રંથકારે, હિંદુઓના વર્ગોની ગણતરી કહેવામાં, જ્યાહાં (વેપારી તથા શિલ્પી એઓનું એટલે) ચોથા વર્ગનું વર્ણન કર્યું છે, ત્યાહાં "વાહાણો બાંધનાર તથા નદીઓ ઉપર મછવા ચલાવનાર ખલાશીઓ આ વર્ગમાના" છે, એવું લખ્યું છે; તેઉપરથી તેની માહિતીમાં આવેલા એવા સમુદ્રમાની સફર કરનાર ખલાશીઓ તે વેળાએ નોહોતા એવી અટકળ કરીએ તો ચાલશે.

**પશ્ચિમકિનારાઉપરથી વેપાર.**

એપછી ખ્રિસ્તી શક પહેલાના બીજા સૈકામાના એક ગ્રંથકારે કેટલીએક હકીકત લખી છે, તેજઉપરથી પશ્ચિમતરફના દેશોસાથે હિંદુસ્થાનના વેપારવિષે કંઈ જ્ઞાન થાય છે. આ ગ્રંથકર્તાને મિસર તથા આરબસ્તાનનો દક્ષિણભાગ, એઓની વચ્ચેના વેહેવારની માત્ર માહિતી હતી, પણ તેણે અરબના માલમાં તજ તથા ગરમાળાની સીંગો એ બે જણસો લખી છે, અને આરબસ્તાનના યેમન્નામે પ્રાન્તમાના બંદરમાં હિંદુસ્થાનમાથી વાહાણો આવતા હતા એમ તેણે ખુલ્લું કહ્યું છે. પણ આ

છે, અને ઘણુંકરીને બધા મુલકમાં લેવદાસ એ શબ્દ પણ માલમ નથી.

**લગ્નનો સંસ્કાર.** લગ્નની વખતે ઘણા સંસ્કારો કરે છે, પરંતુ તેઓમાંથી દિલમાં અસર કરનારા એવા જવલેજ હોય છે; તે સંસ્કારમાં વરકન્યાના હાથમાં હાથ ઘાલીને દર્ભથી બાંધે છે, એ એક સંસ્કારછે; પરંતુ પ્રત્યેક ડગલે એક એક મંત્ર ભણીને સાત ડગલાં ચાલવું એ સંસ્કાર જેને સપ્તપદી કેહે છે, તે બધા સંસ્કારોમાં જરૂરીનો છે. સાતમું ડગલું ભર્યું, એટલે પછી તે લગ્ન ફરવાનું નથી એવું કેહે છે. લગ્નના આઠ પ્રકારો ઉપર કેહેવામાં આવ્યા છે, તેઓમાંથી ઉપલો પ્રકાર માત્ર ચાલુ છે, બાકી બધા રદ પડ્યા છે.

છોકરીના બાપે જમાઈ પાસેથી કંઈ લેવું નહીં એવી જે અટક મનુમાં વારેવારે કહી છે, તે તે વખતકરતાં હાલમાં ઘણી સખ્તીથી ચાલુ છે. તેવિષે લોકો એટલો ગર્વ રાખે છે કે, છોકરી આપ્યા પછી જન્મસુધી જમાઈ પાસેથી અથવા બનેવી પાસેથી કંઈ મદદ લેવી એ બેઆબરૂનું કામ છે એમ સમજે છે. વરે કન્યા માગવામાટે સસરાને ઘેર જરૂર આવવુંજ જોઈએ, અને લગ્ન પણ ત્યાંહાંજ થવું જોઈએ.

જમાઈ આવ્યો, એટલે તીમલી રીતે પ્રાચીન કાળના આદર કરવાના રીવાજો પ્રમાણે તેનો સ્વીકાર કરે છે. તે વખતના પગેણાચાર પ્રમાણે હાલમાંપણ મધુપર્કનો સંસ્કાર કરવામાટે ગાય આગળ લાવે છે; પરંતુ હાલમાં તેને નહીં મારવી એવી જમાઈ વિનંતી કરે છે, તથા પછી તેને છોડી દેછે.

રાજાઓનાં લગ્નો થવાનાં હોય છે ત્યારે કન્યા બીજા દેશમાંથી આવે છે, માટે તેના બાપસારૂ એક હંગામી ઘર બાંધે છે; પરંતુ તેમાટ મોહોટું ખર્ચ કરીને શોભા કરે છે. બધાં લગ્નોમાં, વર કન્યાને લેઈને જ્યારે પોતાને ઘેર જાય છે તે સમારંભ મોહોટો હોય છે, તથા તે વખતે બંને પક્ષોના સામર્થ્ય પ્રમાણે જેટલો ઠાઠ કરાય તેટલો કરે છે.

બંગાલામાં એ સમારંભો વધારે ઉમદા હોય છે, અને તે વખતે લાખો રૂપીઆ ખર્ચ થાય છે, એ પ્રસિદ્ધ છે. વર તથા કન્યા, એઓ ઘણુંકરીને નાહાના છોકરાં હોય છે. કન્યા, હમેશા

અપ્રાપ્તયૌવન હોવી જોઈએ, એવું તેઓનું મત છે, તથા સાધારણ પાક જોતા બન્ને ઘણુકરીને દશ વર્ષોની અંદર હોય છે. એ ઉતાવળા લગ્નો પરસ્પરોમા પ્રીતિભાવ ઉત્પન્ન ન કરતા પુષ્કળ ઠેકાણે જલદીજ જુદાઈનો ભાવ પેદા કરે છે, તથા પછી તે બન્નેના આખા જન્મો તેમજ જાય છે. ·

નસીહત

હિંદુ માબાપોની પ્રીતિ પોતાના નાહાના છોકરાઉપર વધારે હોય છે, પરંતુ છોકરા જાણતા થયા એટલે તેઓના ટટા થાય છે, પોતાની મિલકતની જોઈએ તેવી વ્યવસ્થા કરવાને બાપને ધર્મશાસ્ત્રઉપરથી ઘણુકરીને અટકાવ હોય છે તેથકી એ ટટા પેદા થાય છે

કુલીન કુટુંબોમાના છોકરાઓને મોહોટા પુરૂષો સરખા (નાહાની ઢાલતલવાર ઈત્યાદિ સુદ્ધા) પોશાક આપીને સભામા આણે છે, તથા તે છોકરાઓપણ મોટેરા લોકો પ્રમાણે, યથાયોગ્ય તથા આદરસત્કારપૂર્વક વર્તે છે.

હલકા લોકોના છોકરા રસ્તામા આળોટતા હોય છે, એકમેક ઉપર ધુળ ફેંકે છે, અને વિલાયતમાના છોકરા કરતાપણ વધારે બેદેલ હોય છે. આ વયના શુમારમા તેઓ ઘણુકરીને ઘણા સુંદર હોય છે.

લખવુ તથા સાદા હિસાબકિતાબ થવા, એટલે સાધારણ લોકોને શિખવાનુ બન્યું. ઘણા શેહેરોમા, તથા કેટલાક ગામડામા નિશાળો હોય છે, તેઓમા જનારા છોકરાઓને દરમાહ કંઈ થોડુ દ્રવ્ય આપવુ પડે છે દક્ષિણહિંદુસ્થાનમા પ્રત્યેક છોકરાને ૭ થી ૮ રૂપીયાસુધી વર્ષનુ ખર્ચ આવે છે એવી અટકળ છે, પરંતુ બીજા પ્રદેશોમા આ ખર્ચ ઘણુજ થોડુ હોવુ જોઈએ બંગાળા તથા બાહાર એઓમા શિખનારને કંઈ થોડુ અનાજ અથવા કાચુ શાક આપે છે, એટલે થયુ

નિશાળોમા ગુરૂ, એ કામ શિક્ષકોની મદદે ચલાવે છે, એ પદ્ધતિ મદ્રાસનો ક્રિસ્તી જેઓનિ ઈંગ્લંડમાના લોકોએ લીધી છે.

મદ્રાસનો ગવર્નર સરટામસમનરો એણ એવી અજમાસ કરી છે, કે તે ઈલાકામાની સરકારી નિશાળોમાના વિદ્યાર્થીઓની સંખ્યા બના ઈલાકામાના છોકરાઓના એકદરનો એક તૃતીયાંશ કરતા કમી છે. હવે એ માન જો કે ઓછુ છે, તોપણ છેક

રેહેનાશી હોય છે, તે તે ગામનું નામ તે પોતાના નામ પેહેલાં (અથવા આગળ) જોડે છે. એનુ ઉદાહરણ,—કડપે કડીગવ (કપાનો કડીગવ,) તથા કૃષ્ણગવ વિચુરકર (એટલે વિચુર નો કૃષ્ણગવ.[૨] જ્યાહા કાગળપત્રોમા નામ લખવાનુ હોય ત્યાહા પોતાના નામને બાપનું નામ જોડે છે આ પાઠ એશિયાખંડના ઘણુકરીને બંધા ભાગોમા ચાલૂ છે; પરન્તુ તે આણી તરફના લોકોએ કાચિત્ મુસલમાનો પાસેથી લીધો હશે.

કોઈ યુરોપીયન ગૃહસ્થ હશે, તો તે પેહેલા કિવા શેવટના, એવા જોઈએ તે નામે કોઇને હાક મારશે, પરન્તુ પેહેલુ નામ કદાચિત ગામનુ હશે, તથા શેવટનુ તે પુરૂષના બાપનુ અથવા તેની જાતીનુ હશે

કેટલાએક લોકો પોતાના કિતાબો બદલે છે, તેમાટે નામોવિષે બીજી એક અડચણ પેદા થાય છે, પરન્તુ તે મુખ્યત્વે કરીને મુસલમાનોમા થાય છે. મિસર દેશમાના ઉમરાવો પણ પોતાના નામો એમજ બદલે છે.

હિંદુ લોકો, સાધારણ રીતે, મુએલાના મુડદા બાળે છ પરતુ ગોસાઈ, વેરાગી, સન્યાસી, વિ ઊનરખર્યા ગેરે દિક્ષા લીધેના લોકોને આસન વનાવેના મેડે લાજ કારે છે. મરણાસન્ન મનુષ્યને દરવાજા બાહાર દર્ભના આસનઉપર બેસાડે છે પછી ત્યાહા વેદસૂક્તો તથા પ્રાર્થના ભણે છે, અને તુલસીના પાના તેનાઊપર નાખે છે, જો ગંગા તાહાથી નજીક હશે, તો લેવાય તો ગંગાકાંઠે લે છે. એના ગંગાકાંઠે લીધેના માણસો, સાજા થાય તોપણ, ફરીથી પાછા પોતાના કુટુંબમા આવતા નથી આમ કેહે છે, અને જોવા જતા આના લોકોની તથા તેઓના વશજોની વસ્તીએ બંધેલા ગામો ગંગાકાંઠે છે, એવું કેહે છે પરન્તુ જેઓને આનિતેની સારી માહિતી હોવી જોઈએ, તેઓ એવું કેહે છે કે એવા ગામો નથી. તથા એવી ચાલ નથી, એ ઉપરથી, સાજા થએલા માણસને પાછો આવવા દેતા નથી એવું જે કેહેવું છે, તે ઘણુકરીને

(૨) લોકોના ઓહોદાઓઉપરથી પણ તેઓના આડ નામો પાડે છે (જેમ ચિટનીસ, દેશમુખ, ઇ૦ બા૦ ક૦ )

આપીને શિવાય ૫,૦૦,૦૦૦ રૂપીયા ગરીબોને વેંહેચ્યા, (નાદાન કરજદાર લોકોને છોડવાસારૂ જે ૨૦,૦૦૦ રૂપીયા ધર્મ કરવાની ચાલ છે, તે રકમ ઘણુંકરીને આ પાંચ લાખમા આવી હશે એમ લાગે છે.)

હિંદુઓની વિધવાઓ પોતાનાં ધણીના શબો સાથે ક્યારે ક્યારે પોતે બળી મરે છે, આના સતી દહનને સતી એમ કેહે છે. એ ક્રૂર ચાલ ક્યારે સુરૂ થઇ, તેનો નિશ્ચય કેહેવાતો નથી. સતીવિષે મનૂમા ઉલ્લેખ નથી, અને વિધવા, પોતાના ધણીના મરણપછી જીવતી રેહેશે એવિષે તેના મનમા સરાવજ હતો નહીં એવુ જણાય છે; કારણ ધણીના મરણપછી તેની અદાવાન્ તથા તત્પર વિધવાએ કેમ ચાલવુ એવિષે તેણે લખ્યુ છે.[3] કેટલાએકોના મતે સતીને પ્રાચીન ગ્રંથોનો તથા મુખ્યતે કરીને ઋગ્વેદના આધાર છે; પરંતુ તે વાક્યોનો અર્થ કઇ તેવો થતો નથી એવુ બીજા કેહે છે. ડૈઓડોરસ આ યુનાની ગ્રંથકારે ખ્રિસ્તજન્મપૂર્વેના પોતાનો ગ્રંથ લખ્યો છે, તેમા ઈસવી સન પૂર્વે ૩૦૦ વર્ષોની પેલીતરફ યુમિનિસની ફોજમા કોઈ સતી ગયાનુ ઉદાહરણ આપ્યુ છે, તેઉપરથી એ ચાલ ઘણી પુરાતન છે એવુ ખચિત્ જણાય છે. એક પુરૂષને ઘણી બાયડીઓ હોય તો સતી જવાનો હક્ક વડીલ સ્ત્રીનો છે, તથા ગર્ભવતી સ્ત્રીઓને વૈધવ્ય આવ્યુ છતા તેઓને બાળવીઓ નહીં એવો નિયમ હતો, આ, તથા એવીજ બીજી વાતો, તેણે પોતાની બખરમા લખી છે, તે હિંદુઓની ચાલો સાથે સારી મળે છે, અને તેણે મરકાગતિકોનુ જે યથાતથ્ય વર્ણન કર્યુ છે, તે ઉપરથી તેનો વૃત્તાન્ત આધારવાળો છે, અને તે વખતે સતી જવાની ચાલ (હાલના જેટલી જો કે રેવાજમા આવેલી નહીં હોય તોપણ) પૂરી સ્થપાઈ ગઇ હતી, એવિષે મોડી માત્ર સંશય નથી

ધણીના મરણ પછી વિધવાની સ્થિતિ ઘણી નીચ થાય છે, એથકી આ સતી જવાનો પાઠ પડ્યો, એવુ ડૈઓરસનુ મત હતુ અને મિશનરી પાદ્રી લોકોનુ મત પણ તેવુજ છે. હા, જો સતી

---

(૩) અ૦ ૫ શ્લો૦ ૧૫૬ ઇત્યાદી

જવાનું કારણ એટલું વ્યાપક હશે, તો આ પાઠ આટલો જાણે નહીં હશે; માટે સ્ત્રી સતી ગયાથી, પોતાને તથા ધણીને લાગલુંજ સ્વર્ગસુખ મળવાની જે આશા હોય છે તે, તથા આવો દેહત્યાગ કરવાથકી થનારી જે કીર્તિ તે, એ બે કારણો કંઈ થોડી મા-ક્ષાલકારાભાસી વિધવાઓના મનમાં પ્રેરણા કરીને, એ ઘોર ક્રિયા કરવાને તેઓને તૈયાર કરે છે, એ કલ્પના વધારે ગમે છે.

વિધવાની માલમત્તા પોતાને મળવી માટે તેનાં સગાં તેને સતી જવાવિષે ઉત્તેજન આપે છે એવું કોઈનું કહેવું છે; પરંતુ સર્વેજ ઠેકાણે વિધવાની મત્તા હોય છે એમ નથી, અને જ્યાંહાં હોય છે ત્યાંહાં પણ કોઈ લોકો તેની સાથે આવી વર્તણુક કરતા હશે, એમ કહેવું આ સાધારણ માનવ સ્વભાવવિષે, ઘણોજ કઠોર અભિપ્રાય છે. ઊલટું જોતાં, ઘણુંકરીને બધા પ્રસંગે (બિલકુલ સર્વ પ્રસંગે,) તેના સગાં તેને સતી ન જવાવિષે મનઃપુરઃસર (એક દિલથી) કહેતાં હોય છે, અને તેણીએ ન જવું માટે, પોતાના કહેવાના પીઠપુરાવાને જો તેનાં નાહાનાં છોકરાં હશે, તો તેઓને આગળ લાવે છે; તેમજ તેના કુટુંબના જે દોસ્તો હશે તેઓને તથા સરકારના અમલદારોને મધ્યસ્થમાં નાખે છે. આ પ્રકારે બધાઓએ ભગેમો ગંખવા લાગે છે. જો સતી મોહોટા કુળમાની હશે, તો તેની સમજણ પાડીને બુદ્ધિ ફેરવવાસારુ ખુદ રાજા જાય છે; કારણ ઘણી સતીઓ ગર્વિઓ તો ગતયને અપાય છે એવું સમજે છે. આવી વેળામાં વિધવાનું ચિત્ત ચુકવીને તેટલામાં સંધિ સાધીને શબ લઈને બાળી નાખેછે, એ પણ સતી ન જવા દેવાની એક સાધારણ યુક્તિ છે.

સતીનું દહન કરવાના પ્રકારો ઘણા છે. બંગાલામાં પ્રેતને તથા સજીવ વિધવાને ચિતાઉપર સુવાડે છે, અને સતીથી ન ઉઠાય માટે મજબુત દોરડીઓ તથા વાંસની લાકડીઓ ઉપરથી બાંધી લેછે. ઓરિસા દેશમાં જમીનમાં ખાડો ખોદીને તેમાં ચિતા રચેલી હોય છે, તથા તે વિધવા તેમા પડતું મુકે છે. દક્ષિણમાં, તે સતી જનારી સ્ત્રી ચેહઉપર બેશીને પોતાના ધણીનું માથું ખોળામાં લેછે, અને ધુમાડે દમ ઇંધાઈ જતા સુધી, અથવા ચિતાના ચારે ખુણાના થાંભલા પુરીને તેઓઉપર મોહોટાં

લાકડાનું જે છાપરૂં કરેલું હોય છે તે પડીને તેનો ચુરો થતાંસુધી, તે તેમજ હોય છે.

સતીનું દહન થતાં જોવું, એ મોહોટું ખેદકારક છે; પણ તે જોનારના મનમાં દયા વધારે પેદા થાય છે, કિંવા વધારે આશ્ચર્ય ઉત્પન્ન થાય છે આ નિર્ણય કરવો કઠણ છે. જોવા જતાં, તે વિધવાની શાન્તતા અમાનુષીક હોય છે, અને તેની ચોતરફના લોકો તેને સન્માન આપે છે, એવું છતાં, તેની વૃત્તિ સૌમ્ય હોય છે, અને લોકોને જે ચીજની ભેટ આપવાની, તથા યાનપ્રમાણે પામેનાઓનો સતકાર કરવાનો તે કરનામાં યત્કિંચિત્ પણ કમી ન થવું માટે તે તજવીજ રાખતી હોય છે, તેમાટે તેની શાન્તતાનો તથા માન આપનારેની લાયકીનો પ્રકાશ વધારે પડે છે; તથા આણીમેર તેની સામે જે દુષ્ટ મૃત્યુ ઉભો હોય છે, તેની બિહીક તેના મનમાંપણ હોતી નથી એમ ઉઘાડું જણાય છે, તેમાટે તેનું મરણ લોકોના મનને બમણી અસર કરે છે. હવે આ વાતનો વિચાર જો કરવા જઈએ, તો બુદ્ધીનો ગ્રહ ઉનરો થાય છે, અને અતિ વિખ્યાત ગર્વિષ્ઠાભિમાની અથવા સ્વધર્માભિમાની એઓએ જે સ્વદેહાર્પણ કરયાં તેઓપણ જેનાકરતાં શ્રેષ્ઠ નથી, એવું કર્મ કરવાને એક અનાથ દુર્બળ પ્રાણી ભક્તિની લેહની મદે સમર્થ થાય છે, આ વિચાર મનમાં આવ્યો, એ ટેને અમારો બધો ગર્વ નહીંસરખો થાય છે. ગુજરાતમાં જે સતીઓ જાય છે તેઓને અફીમ દઈને અસાવધ કરે છે, એવું મેં સાંભળ્યું છે, પણ બીજા ઘણુંકરીને બધા પ્રદેશોમાં એવું અનુચિત કરતા નથી. સતી જવાની વખતે જે અસ્કારો કરવાના તે કેટલાએક સ્ત્રિઓ સ્વસ્થ ચિત્તે તથા ધૈર્યે કરે છે, તે જોઈને આશ્ચર્યજ લાગે છે, અને આવા પ્રસંગે, કરતી જવાળાઓ ચાલી છતાં વચ્ચે ખુલી બેસીને ઈશ્વરની પ્રાર્થના કરે છે, અને ઘણુંકરીને છેક ન ડગમગતાં, જેમ હમેશાની રિવમેનાવ મને હાથ જોડીને બેસે છે તેપ્રમાણેં હાથ જોડીને બેઠેલીઓ એવી સ્ત્રિઓ લોકોએ જોઈ છે. પણ કેટલીએક સ્ત્રિઓ ચેહ ભાગીને નીકળી છતાં, તે આગમાં પામેના લોકોએ તેઓને અંદર હડસેલી મુકી એવાંપણ ભયંકર ઉદાહરણો બન્યાં છે. એવી એક રાક્ષસી વાત મગાનામાં બની આવી, તે વખતે ત્યાંહાં એક અંગ્રેજ

ગૃહસ્થ હતો, તેણે તેના પ્રાણઘાતનું નિવારણ કર્યું; પરંતુ બીજે દિવસે તે બાઈએ તેને અતિ કઠોર બાબતો બોલીને કહ્યું, કે મારી અપ્રતિષ્ઠા થવાને તું કારણ છે, અને જો તું મને આડ આવ્યો ન હોત, તો હું આ વખતે પોતાના ભર્તાર સુધાં સ્વર્ગવાસનું સુખ ભોગવતી હોત, અને મારી પછવાડે રહેલા લોકોપણ મારૂં કલ્યાણ ચિન્તત.

સતીનો પાઠ હિંદુસ્થાનમાં સર્વત્ર છે એમ નથી. કૃષ્ણાની દક્ષિણતરફ ક્યારેપણ સતી જતી નથી, અને પેશવાના મુલકસુધાં બધા મુંબઈ ઇલાકામાં વર્ષે ૩૨ સતીઓ થાય છે.[૪] બાકી રહેલા દક્ષિણતરફના પ્રદેશમાં સતી જવાનો પ્રચાર ઘણુંકરીને આ કરતાં પણ વિરલા છે. ઉત્તરહિંદુસ્થાનમાં તથા બંગાલામાં આ પાઠ એટલો સાધારણ છે, કે ફક્ત બ્રિટિશ સરકારના રાજ્યમાં પ્રતિ વર્ષે સેંકડો સતીઓ જાય છે, એવા સરકારી રિપોર્ટોના દાખલા છે.

ઘણા પુરુષો પણ આત્મઘાત કરી લે છે, પરંતુ જેઓ અસાધ્ય રોગોએ ઘણા દિવસ મરતા પડેલા હોય છે, તેઓ ઘણુંકરીને આવાં કામો કરવાને બાહાર પડે છે. આ ઘાત કરવો તે આગમાં પડતું મુકીને, અથવા ચિતાઉપર બેશીને બળી જઇને, અથવા નદીમાં કુદકારો મારીને, અથવા જગન્નાથના પવિત્ર માનેલા રથનીચે કચરાઈ જઇને, કિંવા એવીજ બીજી રીતે પ્રાણ આપે છે.

મિસ્તર સ્ટર્લિંગ, એ ૪ વર્ષ સુધી જગન્નાથમાં હતો; તેટલી મુદતમાં તે ગાડીનીચે ૩ લોકો મરણ પામ્યા; તેઓમાંથી એક ઓચિંતો ગાડીનીચે આવ્યો, તથા બીજા જે બે હતા તેઓ અતિ વેદનાકારક પુષ્કળ રોગોએ ગ્રાસેલા હતા.

વંશપરંપરાના ચોરો

હિંદુલોકોમાં કેટલીએક ચમત્કારિક વાતો છે. તેઓનું વર્ગીકરણ કરતાં આવડતું નથી. જેમ બધા ધંધા કરનારી જાતો તેઓમાં છે, તેમ ચોરોની પણ જાત છે; તેમાંના લોકો એવું સમજે છે, કે ચોરી કરવી એ પોતાનો વંશપરંપરાનો ધંધોજ છે.

---

(૪) આ દયાળુ સરકારે એ ચાલ બંધ કરી છે બા૦ ક૦.

વસ્તીવાળા પ્રાન્તોની સરહદઉપર, રેહેનાર જે પાહાડી લોકો છે, તેઓ ઘણુંકરીને આ પ્રકારનાજ છે; અને સપાટ પ્રદેશોમા પણ હલકી તથા મોહોટી ચોરીઓ કરવામા ઘણી હુશીઆર એવી જાતો છે. યુરોપમા પેહેલા આ પ્રકારના ચોરો હતા, તથા કેટલાએક અજુપણ છે, તેઓને ગિપ્સી એમ કેહે છે.

આ લોકોનો આ વશપરંપરાનો ધંધો થયાથી, તેઓની તે કામમા વધારે કામેલિયત થઈ છે. તે એટલી, કે, હિંદુસ્થાનમાના ચોરો જેટલા હુશીયાર છે, તેટલા બીજે કહીંપણ નથી. ચોરો પોહોરેગીરો છતા, સઘળાઓની આંખોમા ધુળ નાખીને સાવધગીરીએ, તત્પરતાએ, તથા સફાઈએ, તેઓ કેવી ચોરીઓ કરે છે, અને જ્યાહા મોહોટી સકટની જગા હોય છે ત્યાહાથી પણ કેવી લુટ મારી લેઈ જાય છે, તેવિષે મુસાફર લોકો પેટ ભરીને વાતો કેહે છે. કેટલાક, જમીનનીચેથી ભોંયરા ખોદીને, બંદોબસ્તવાળા ઘરોમા નીકળે છે. બીજી કોઈતરફથી પણ પ્રવેશ કરે છે, પાછા નીકળી જવાસારુ ૧/૨ દરવાજા ઉઘાડે છે, અને લુટવાના કામે લાગે છે. કયારે કયારે તેઓ નાગા હોય છે, અથવા શરીરે તેલ ચોપડીને આવે છે, તથા કટારો પણ લેઈને આવે છે, તેમાટે તેઓને પકડવુ, એ મોહોટુ બીહામણુ કામ હોઈ પકડ્યા પછી ઝાલી રાખવુ પણ કઠણ પડે છે.

એઓમાની એક જાત છે તેને ઠગ એમ કેહે છે.—તેઓ જુદા જુદા વેષો લેઈને સર્વકાળ આખા દેશમા ફરતા હોય છે. વેષ લેવાના કામમા તેઓ પૂરા કાબિલ છે. કોઈ માર્ગે જનાર મુસાફર પાસે દ્રવ્ય છે એનો પત્તો તેઓને લાગ્યો, એટલે તેઓ તેના પેરમા પેસીને તેના ટોળામા મળે છે, અને તેનીસાથે જતા જતા સંધિ જોઈને તેને ઠેકુ દે છે, અથવા તેના ગળાને ફરતો રૂમાલનો ફાસો ઓચિંતો ઘાલે છે, અને લોહીનો લેશ ન કાહાડતા તેનો પ્રાણ લેઈને, તેને એવી ચતુરાઈએ દાટી નાખે છે, કે તેનુ શુ થયુ એની ખબર લોકોને આવતા પેહેલા ઘણી વખત નીકળી જાય છે. ઠગ લોકો, ભવાનીનુ સ્તવન કરીને પોતાની લુટમાથી અમુક હિસ્સો તને આપીશ, એવી તેને માનતા માને છે. ધર્મ અને પાપ, એઓના મિશ્રણનો આ પ્રકાર, એપણ આ લોકોમા એક વધારેજ છે, એમ કહું તો ચાલશે; પરંતુ

પશ્ચિમતરફના દેશોમાંના ચાંચીઆ તથા લુંટારૂ લોકો એઓપણ માડોના ફરીને પુનાની દેવતાને એવી માનતા કરે છે, અને ઠગોમાં ઘણુંકરીને બધા મુસલમાનો હોય છે, તેઓ મેતાનને એવીજ માનતા માને છે. યુરોપમાંપણ જે વખતે લોકોમાં શાકુનપિશાચાદિકોઉપર ભરોસો હતો, તે વખતે ત્યાંહાંપણ એવી માનતાઓઉપર ભરોસો રખાતો હતો.

ચોરોની જાત ઘણા દિવસોથકી જુદી રહી છે, તેમાટે બીજા લોકો તે લોકોની દયા કરતા નથી, અને તેઓને આ દુનિઆમાં તથા આગળની દુનિઆમાં એવી બંને ઠેકાણે શિક્ષા મળશે એવું માને છે:—જેમ કંઈ આ બધાઓના પૂર્વજો છેક પુણ્યવાનજ હતા!

ગામના રખવાળદારો ઘણુંકરીને આ જાતના હોય છે અને તેઓ વિશ્વાસુ તથા કામમાં હુશીઆર હોય છે. તેઓ ફક્ત હાજર હોવાથી તેઓની જાતના ચોરોથકી ઉપદ્રવ થતો નથી, અને તેઓની હુશીઆરીથી તથા ચોકસાઈથી પારકા ચોરોનું કંઈ ચાલતુ નથી. ગુજરાતમાં આ પ્રકારની એક જાત છે, તે લોકોને પગી કેહે છે; તેઓ ચોરોનાં પગલાઉપરથી તેઓનો પત્તો લાવે છે, એવી તેઓની પ્રખ્યાતિ છે. જો આડવા પગ હોય, તો સુકા પ્રદેશમાં સાધારણ લોકોની નજરે કંઈ પગલાં જણાતા નથી; પરંતુ પગી હોય તો, તે તેનાં પગલાંનો પત્તો કોઈ પણ ઠેકાણે ઓળખી શકે છે; અને આ નિશાનીએ તેઓ ચોરોનો પત્તો કેટલે છેટે સુધી લગાડે છે, તે જો કહીયે તો, તે કોઈ ખરૂં પણ માનનાર નથી.[૫]

(૫) એક વખતે ખેડામાં એક પલટણ હતી, તેની જમાતીના ખાતાના સામાનની ચોરી થઈ. તેનો પત્તો કાહાડવાને એક પગી આણ્યો; તેણે તેનો પત્તો અમદાવાદ સુધી ઠેઠ ઠીક કાહાડ્યો. પછી તે શેહેરના રસ્તામાં, પગ નહીં મળે એવો થયો; તોપણ આગળ સામેના સોહેરા દરવાજા બાહાર ફરીને પગલું શોધી કાહાડીને તે તેની પછવાડેજ ચાલ્યો. ને ચોર એક વેહેળામાં પેઇને પાણી પાણીમાંથી ગયો હતો, તેથી એને ઘણીવાર સુધી થાગ લાગ્યો નહીં; તથાપિ આ પ્રમાણે ૧૦/૧૫ કોશ તેનો કેડો લઈને, શેવટે એણે તેને પકડ્યો, અને ચોરીનો માલ પાછો આણ્યો.

બીજી એક જાત છે તે કેવળ માનનું સરક્ષણ* કરે છે, આ જાતો ભાટ તથા ચારણ એના ભાટ તથા ચારણ નામો છે. તે રજપુત લોકોમા સ્તુતિપાઠકો (એટલે વખાણ કરનાર) તથા રાજાઓની આગળ લનકારણી કરનાર હોય છે, તથા તેઓને મોટો માન આપે છે. તેઓનુ રહેવુ હિંદુસ્થાનની પશ્ચિમતરફના પ્રાન્તોમા છે. રજપૂતરયા નોમા તેઓ પોઠીઓ લેઈ જાય છે તેઓને ચોરોનો ડર તો નથીજ, પરંતુ જકાતની પણ તેઓને છુટ હોય છે ગુજરાતમા તેઓ ઘણુ મોતુરૂપ લેઈ જાય છે, અને તેઓ જે દેશોમા થઈને જાય છે ત્યાહા, જો મજબૂત પેહેરે હોય તોપણ ચોરોની આગળ તેનુ કઈ ચાલતુ નથી, એવુ છતા એવે પણ ઠેકાણે તેઓને કઈ હાનિ થતી નથી. તેમજ રજવાડાઓ જે ડુંગરે, પોતપોતામા તથા મુખ્ય સરકાર પાસે પણ કરે છે, તેઓના એઓ જામીન હોય છે. તેઓના સ્વરૂપની પવિત્રાઈથી, તથા માથાફોડીયા હઠીના સ્વભાવથી તેઓને વચારે ઉપયોગ આવે છે જો કોઈ ભાટ કઈ દ્રવ્ય લેઈ જતો હોય, અને તેની પાસે કોઈ ચોર આવ્યો, તો તે તેને એવો ડરાવે છે, કે જો તુ મારી પાસ આવીશ તો હુ ત્રાગુ કરીશ, અથવા જો કોઈએ તેની પાસે કરાર કર્યો હોય અને તે તે પ્રમાણે નહી ચાલે તો તે તેમજ બીવરાવે છે, તથા જો તેણે તેનુ સાભળ્યુ નહી તો તે પોતાના શરી રમા કટાર ખોસવા માંડે છે અને જો બાકી સવ ઉપયો ન ચાલ્યા તો તે પોતાના કાળજામા કટાર ખોસી મરી જાય છે કેટલેએક ઠેકાણે તેઓ પોતાના છોકરાનુ માથુ કાપી નાખે છે અથવા જો તે કરારના ઘણા જામીનો હશે તો બધાઓ મળીને કોનુ માથુ પેહેલુ કાપવુ તેની ચીઠીઓ નાખે છે એવા કૃત્યોથકી બદનામી થાય છે, અને ભાટચારણનો જીવ લીધાનુ પાપ માને બેસવાનો ડર હોય છે, તે બેઉ સબંધેથી અતિશય હઠીના લોકો હોય છે તેઓ પણ રસ્તાઉપર આવે છે એઓનુ વિશ્વાસુપણુ નકલ કરવા જેવુ છે એઓની જાતનુ માહોટાપણુ જે છાપથકી રહ્યુ છે, તે છાપ રાખવામાટે જીવ ખોવાને પણ તેઓ આગ ળપાછળ જોતા નથી

બ્રાહ્મણોમા આજ પ્રકારની એક ચાલ છે તે એવી, કે તેઓ

ફરની એ તેઓનો ઉઘાડો વધો હોય છે, અને જો સરકારનું જોર વધારે ન હોય, તો તેઓ પોતાના પડોશી લોકોની સાથે હમેશા લડતા હોય છે. જો કોઈએ તેઓનીઉપર સવારી કરી, તો તેઓ છુપાઈથી તથા ચપળતાથી લડાઈ ચલાવે છે, અને શત્રુ તેઓની ઉપર હલ્લો કરે એટલામા, અથવા ઘણુંકરીને તેઓની નજરમા એઓ આવતા પેહેલાજ પથ્થરોમાથી તથા ઝાડોની ગાઈઓમાથી પોતાના શત્રુઓપર તીરોનો મેહ વર્ષાવીને નાશી જાય છે.

તેઓના ગામડા પમરેલા હોય છે, અને તે તેઓ એક ઠેકાણેથી કાઢીને બીજે ઠેકાણે લેઈ જાય છે. તેઓના નાહાના નાહાના જમાવો હોય છે, અને તેઓના જે નાયકો હોય છે તેઓની સત્તા ઘણી હોય છે. તેઓ થોડી ઘણી ખેતી કરે છે, અને તેમાથી જે પેદાશ થાય છે તેના ઉપર, તથા સૂપાસ મુલ્કોમા લુંટાલુટ કરીને, અથવા જણસોની અદલાબદલી કરીને પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓ ક્યારે ક્યારે શિકાર કરે છે; પરંતુ તેઓના નિર્વાહનો મુખ્ય ભરોસો તેના ઉપર હોતો નથી. . ઘણુંકરીને આ બધા લોકો ઘણા પ્રદેશોમા મહુડાના ઝાડોના ફૂલો ખાઈને પોતાનો નિર્વાહ કરે છે.

તેઓ હિંદુઓના દેવોમાથી બે ત્રણેને ભજે છે, પરંતુ તેઓ શિવાય તેઓના દૈવતો ઘણા છે, તેઓ નિરક્ષિત ઉપકાર અથવા અપકાર કરે છે. પોતાની મેળે નીકળેલી શિલાળાઓની જે ધારેલી દેવતા છે, તેની ઘણુંકરીને બધે ઠેકાણે વધારે બીક રાખેછે.

ઉપર જે દેવતાઓ વર્ણવીઓ છે તેઓને તે લોકો કુકડાના બળી આપે છે; આના પેહેના દેવઉપર અભિષેક કરે છે, અને શરીરમા દેવી આણીને ધુણનારા ભક્તોની આજ્ઞા પાળે છે, પોતાના બ્રાહ્મણોને માનતા નથી, તથા મુએલાના શબ ડાટે છે; અને છોકરા થયા પછી તેઓના જન્મોના, તથા લગ્નના તથા ઉત્તર કાર્યના કેટલાએક સંસ્કાર હિંદુઓના તથા તેઓના સરખાજ છે. તે બધા લોકો ભાતના મદ્યો ઘણા પીએ છે, અને તેઓમાથી ઘણુંકરીને બધા ગાવન કરીને તે મારા ખાય છે. ગંગાથકી ગુજરાત સુધી વિંધ્યાચળ નામનો જે પર્વત પૂર્વપશ્ચિમ લાગેલો છે તે, અલાહબાદથકી મચ્છલીપટ્ટણના અક્ષાંશ સુધી, તથા

તેની આગળ પણ કુટક કુટક કન્યાકુમારિકા કેપ સુધી જે પોહોળો જંગલી પ્રદેશ દક્ષિણ઼ોત્તર છે તે, આ બે પ્રદેશો તેઓનાં મુખ્ય ઠેકાણાં છે. કેટલેએક ઠેકાણે જંગલો નહીંગરમાં થઇને ત્યાંહાં વસ્તી થઇ છે, અને ત્યાંહાંના રેહેનારા લોકો સપાટીના પ્રદેશમાં રહેલા છે, તથા ગામની ચોકીપેહેરો, શિકાર, તથા તેઓના સ્વભાવને અનુકૂળ એવા બીજા ધંધા કરે છે. કેટલેએક ઠેકાણે તેઓની લુંટાલુટથી સપાટ મુલકનું જંગલ થઇ ગયું છે, અને કેટલેએક ઠેકાણે ઘાતકી જાનવરોને રેહેવાની જગાઓમાં પેહેલાં ગામડાં હતાં એવી નિશાનીઓ નજરે પડે છે.

ઉપર જે સરખાપણાં કહ્યાં છે તેઉપરથી કોઈ એવું કેહે છે, કે એ બધા જંગલી લોકો એકજ છે; પરંતુ બીજી કેટલીએક વાતોમાં તેઓ જુદા જુદા છે, અને પ્રત્યેકનું નામ જુદું જુદું છે, તેથી (જ્યાહા જુદી ભાષાઓ રહીઓ હશે ત્યાંહાં) તેઓની સરખામણી કરીને તે બધા લોકો એકજ છે કિંવા નહીં, આ વાતનો ઠરાવ થશે તો થશે.

ભાગલપુરમાં જે જંગલી લોકો છે, તેઓને પાહાડી કેહે છે. બંગાલા તથા બહાર એઓની પશ્ચિમતરફ જે મોહોટો જંગલી પ્રદેશ છે, તેમધ્યે જે જંગલી લોકો છે તેઓને કોળ લોકો કેહે છે; તેઓ મિરઝાપુરપાસેના વિંધ્યપર્વતસુધી ફેલાએલા છે. વિંધ્યપર્વતનો જે ભાગ તે પ્રદેશપાસે છે તેમાં, અને ત્યાંહાં જે મોહોટું અરણ્ય છે તેના મધ્યભાગમાં તથા દક્ષિણતરફ જે જંગલી લોકો છે, તેઓને ગોંડ કેહે છે. તેની પશ્ચિમતરફનો જે વિંધ્ય પર્વતનો ભાગ છે, ત્યાહાંના લોકોને ભીલ કેહે છે, અને પશ્ચિમતરફના બધા પાહાડોમાંના લોકોને કોળી કેહે છે. પૂર્વે, બહારમાંના કોળ નામેં જે લોકો કહ્યા, તેઓની સાથે આ કોળી લોકોનો કંઈ થોડો સંબંધ છે એવું સંભવે છે, અને હિંદુસ્થાનને દક્ષિણછેડે કોબાડી નામના જે લોકો છે તેઓની સાથે પણ વખતે કંઈ સંબંધ હશે. ગુજરાતમાં મોહોટા વેગાન નજીક પશ્ચિમતરફ જંગલોમાંથી તથા ડુંગરોમાંથી કોળી લોકો ફેલાએલા છે. અને દક્ષિણેતરફ સહ્યાદ્રિના કેટલાએક ભાગમાં તે લોકો છે.

આ દેશના બીજા ભાગોમાં ઉપર કહેલા જંગલી લોકો જુદ

જુદા નામે પ્રસિદ્ધ છે, પરંતુ તેઓમાં ઉપલી જુમોની પ્રસિદ્ધિ વધારે છે.

આ લોકોની મુળની હકીકતવિષે નિશ્ચય નથી. હિંદુ લોકો એ દક્ષિણમાં ચડાઈ કરી તે વખતે તેઓ હાલના સ્થિતિમાંજ હતા, અને જે કોઈ તેઓમાથી સમને મદદ થયા તેઓની, દન્તકથા તથા કાદમ્બરી એઓમા, એક વાનરની જાતજ બનાવી મુકી છે.

પ્રાચીન કાળે આ બધો દેશ ઉજ્જડ હતો, અને તેમાના જે ભાગમા હાલના જંગલી લોકો રહે છે, તે હજી પણ ખેડાયલા નથી. આ ચેગાનનો જે મોહોટો પ્રદેશ, જેને ગોંડવણ કહે છે, તે વર્હાડ તથા કટક આ સમૃદ્ધ દેશોની વચ્ચે છે, અને તેમા કહીં થોડી થોડી ખેતી થએનો એનો પણ મુલક છે; ત્યાંઉપરથી દક્ષિણમાની મૂળની હાલત તથા તનો પછી થએલો સુધારો, એવિશે અનુમાનાર અટકળ કરતા આવડે છે.

ઉત્તરહિંદુસ્થાનમા જે જંગલી લોકો હતા, તેઓ આગળના લોકોમાથી જીતાના વગરના રહેના લોકો હશે,—તેઓથકી શૂદ્ર વર્ણ થયો કિંવા, તે કારણે પણ તેઓની ભાષામા તમીલ ભાષાના જો ભેળ હશે, તો જેઆને મૂળે હિંદુલોકોએ જીતા તેઓની પણ પેહેનાના લોકોમાથી બાકી રહેના જે લોકો, તે એ હશે આ વાત શક્ય લાગે છે.

વાયવ્યતરફના ડુંગરોમા તથા હિમાલયની નાચેની શાખાઓમા પાહાડી લોકોની બીજી જાતો છે; પરંતુ તે ઉપર કહેલીઓથકી ઘણી ભિન્ન છે, અને તેઓનુ રૂપ તથા ચર્યા એ તેઓનો દેશ તથા ચીન એઓની વચ્ચેના જગામાના લોકો સરખા છે. પાહાડીલોકોવિષે યુનાનીલોકોએ કહીં જુદુ બયાન કર્યુ નથી, પરંતુ સ્થિની નામે લાટિન ગ્રંથકારે એઓવિષ ઘણીવાર લખ્યુ છે.

એતદ્દેશીય લોકોના સ્વભાવવિષે કરાર કરવાને
હિંદુસ્થાનમા આવેના બ્યથજ લોકોને હોની જો સ્વભાવ
ઈએ તેરલી સગવડ નથી ઈંગ્લંડમાપણ પોતાના
દરજ્જા બાહારના લોકોવિષે થોડીજ માહિતગારી હોય છે, અને તેપણ વર્તમાનપત્રોથકી તથા પુસ્તકોઉપરથી થાય છે, એવા પત્રો તથા પુસ્તકો હિંદુસ્થાનમા નથી. સિવાય એતદ્દેશીય

લોકોનો ધર્મ તથા રીતભાતો એઓ આડાં આવીને તેઓનો તથા અમારો નજીકનો સંબંધ થતો નથી, અને તેજ કારણથી તેઓના તથા અમારા વેહેવારો પણ થોડાજ થાય છે, અને એકબીજાના અભિપ્રાયો પણ જુદા હિતથી એકબીજાઓને સમજાતા નથી. આ લોકોનાં કુટુંબોમા શું થાય છે તેવિષે, લોકવાર્તાઉપરથી માત્ર, જે અમને સમજાય છે તે સમજાય છે, તે શિવાય કંઈ સમજાતુ નથી. સંસારમાના જે અસંખ્ય વેહેવારોમા માણસના સ્વભાવની નરમાશ વગેરે નજરે આવે છે, તેઓમા અમે એકબીજાઓ સાથે ભળતા નથી.

હિંદુસ્થાનમા અમારા (એટલે અંગ્રેજ) લોકો જુદા જુદા રૂપે આવે છે,—જેમ (બીજા ધર્મના) મિશનરી પાદ્રી, ન્યાયાધીશ (જડ્જ,) પોલીસ માજીસ્ત્રેટ, મહસૂલી તથા જકાતના કામદારો, તથા રાજકીય વકીલો. આ બધાઓની નજરે જે લોકો આવે છે, તેઓ અતિ સદ્ગુણી લોકોમાના હોય છે એમ નથી, માટે, જો કોઇને તેવા લોકો જોવાનો શોક હશે, અથવા પોતાના ફાયદાઉપર નજર કરીને જોવાની ખાએશ થશે, તો માત્ર તેઓ નજરે પડે છે. બીજું એવું થાય છે કે જે કંઈ અમારી નજરે પડે છે, તેઓમાના ગુણદોષો અમે અમારા દેશમાની રીત પ્રમાણે ઠારાવિયે છિયે. એનો દાખલો,—હિંદુસ્થાનમાનો કોઈ માણસ એકાદ હસે પ્રસંગે જો છોકરાની પેઠે રડવા બેઠો, તો તે સાધારણ માણસપણાની લાયકી પ્રમાણે કંઈ કામો કરવાને અથવા હું ના કેહેવાને, સર્વ પ્રસંગોમા અસમર્થ હશે, એવો અમે લાગતોજ સિદ્ધાન્ત કરિયે છિયે, અથવા તુ જણાય છે, એમ જો કોઈ પોતાને કેહેવા દે, તો, તે એમ કેહેવા દેનારો સર્વ પ્રકારનું નીચપણુ કરવાને આનાકાની કરશે નહીં, એમ અમારા લોકો કેહે છે. તેમજ, અમારા ગ્રંથકારો બેંગાળાનો ગેરો વાળે છે. એના દાખલો;—ઓરેસા તથા બંગાળી, આ લોકોનુ એકસરખુંજ વર્ણન કરે છે, અને મહાભારતમાના સરદારોએ જે પાપો કર્યા હશે, તે હાલના લોકોને માથે નાખે છે. ઘણા લોકોના અભિપ્રાયો હિંદુલોકોની વિરુદ્ધ પડેલા છે. એમ જો કહ્યુ તો હિંદુલોકોમાંથિ જેઓની સોહબત અતિશય કાળથી થઈ છે તેઓના એઓવિષે અભિપ્રાય હમેશા ઉત્તમ

છે, એવો કોઈ જવાબ આપશે પરંતુ જો એમ થયુ તો તેમા હિંદુલોકોની કંઈ તારીફ સમજવી નહીં કારણ કે, કોઈ પણ લોકોનો સહવાસ ઘણા દિવસ થયો, એટલે તેઓવિષે આપણા મનમા તેવાજ અભિપ્રાયો ઉત્પન્ન થાય છે, એવો માણસનો સેહેજ સ્વભાવજ છે હવે જે અંગ્રેજ લોકો હિંદુસ્થાન છોડીને પાછા પોતાના મુલકમા ગયા છે, તેઓએ, ખરેખર ઉત્કૃષ્ટ તારીફ કરવા લાયક લોકોની સાથે હિંદુઓની સરખામણી કરીને એઓવિષે જે અભિપ્રાયો આપ્યા છે તેઓ આ દેશમા છતા આપેલા અભિપ્રાયો કરતા વધારે સારા છે,—આ વાત માત્ર હિંદુલોકોને કારણસુદ્ધા અનકૂળ છે

આ કારણને માટે, જોકે આપણા મનઉપર હિંદુલોકોવિષે ઉલટી અસર પેદા થાય છે, ત્યારે તેઓવિષે એકમ નિશ્ચયાત્મક બુદ્ધિ કરવી કામની નહીં પરંતુ એવુ છે તોપણ ખરેખર જોતા હિંદુલોકોના સ્વભાવમા કેટલીએક મોહોટી એબો છે એ ખચિત છે એ એબો મુખ્યત્વે કરીને સારાસારવિચારબુદ્ધિ સરખી કારણોથકી ઉત્પન્ન થાય છે પરંતુ તેઓના શરીરનો બાંધો પણ કેટલાએકોનુ કારણ છે, તથા દેશદેશની હવાપાણી થકી પણ કંઈ ઉદ્ભવે છે

એ દેશમાની કેટલીએક જાતમાના લોકો બીજાઓ કરતા ખચિત કમકીમત છે અને એઆ ક્ષયી દેશમા રેહેનારા લોકો છે, તેમાટે એઓની શક્તિ દાહાડે દાહાડે ઘટતી જાય છે, આ વાત સેહેજજ છે

જો આકાશ દેશમા ફક્ત ગરમી હશે તો તેના સબબથી માણસ કદાચિત નબળો થશે નહીં જો તે ઉષ્ણતા અનિવાર્ય તથા એકસરખી હશે, તો ટાહાડના કડાકાથી જેમ શરીર દૃઢ થાય છે, તેમ તે ઉષ્ણતાથી પણ શરીરમા ધારિષ્ટ આવે છે જો એવી હવા હોઇને દેશ પાકનગરો હશે અને કઠણ મેહનત કરીને મેળવેલું અન્ન બીજા લોકો લુટી નહી લેઈજાય એવી તજવીજ કરવાની જો તહીંના લોકોને ફરજ હશે, તો આરબ લોકો સરખુ તેજ તથા ધૈર્ય ઊપજ થશે હવે, હિંદુસ્થાનમાની હવા ઉષ્ણ છે, અને અહીંની જમીન પાકવાળી છે, તેને લીધે લોકોને ઘણી મેહનત કરવી પડતી નથી, અને અહીંયા એટલી જમીન છે કે

વસ્તીનું માન જો કે ઘણુંકરીને અપાર વધ્યું, તોપણ તેટલા લોકોના નિર્વાહને તે જમીન પૂરું પાડવા જોગી છે. બીજું, આ દેશમાંના વરસાદને લીધે ઉષ્ણતાનું જોર ભાગે છે; અને અહીંયાં અસંખ્ય વૃક્ષો તથા અરણ્યો છે તેઓએ કરીને પણ તેનું કંઈ નિવારણ થાય છે. આ દેશમાંની સર્વ વસ્તુઓ ઉદાસીનસુરતી ઉત્પન્ન કરવાને કારણ થાય છે. તેને નિવારવાને બીજા દેશના લોકોને પણ ઘણું કરણ પડે છે. હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાના લોકોની પ્રકૃતિમાં જે જુદા જુદા માનનું અંતર છે, તેણે કરીને ઉપરની કલ્પના સુદૃઢ થાય છે. એને ઉદાહરણ,—ઉત્તરતરફના સુકા પ્રાન્તોમાં શિઆળામાં ઠંડી ઘણી હોય છે, તેમાટે તેણીમેરના લોકો, બીજા લોકોની સાથેં સરખાવી જોતાં, અધિક શૂર તથા ચપળ છે; ડુંગરાળ તથા પાકવગરના દેશમાં રેહેનાર મરેઠા, સાહસી તથા મેહેનતુ છે; એમ છતાં, બંગાલાની હવા ભીની છે, ત્યાહાં ડાંગેરના બે પાકો આવે છે; અને તાડ તથા વાંસ એઆનાં ઝાડો ઘણા હોવાને લીધે ઘરો બાંધવાને કારીગરીનું કારણ પડતું નથી, તેમાટે હિંદુસ્થાનમાંના બીજા સર્વ લોકો કરતા ત્યાહાંના લોકો ઘણા નામર્દ છે. હવે, આ લોકોમા ઉદ્યોગ છેક નહીં સરખો થયો નથી તથા પ્રસંગવશાત્ શ્રમ કરવાની ઈચ્છા પણ એઓને થતી નથી એમ નથી; પરંતુ સાધારણરીતે આ સર્વ લોકોને વિશ્રાન્તિની પ્રીતિ છે, આ એક તેઓનો વધારે ગુણ છે. આ લોકોમાં જેવી સૌજન્યભરેલી છે, તેવુંજ બીકણપણું પણ છે; અને આ બે મૂળ એઓથકી તેઓના બાકીના સર્વ દુર્ગુણો નિર્માણ થાય છે. આ લોકોમાં જે બીકણપણું છે. તે શરીરસામર્થ્યના અભાવને લીધે વધારે છે એમ નથી; પરંતુ મેહનત, તથા આડચણો એઓમાં આળસને પડવું પડશે એવી જે એઓને બીતિ હોય છે, તેથકી તે પેદા થાય છે. રાજાનો જુલમ, તથા ધર્મસંબંધી ખોટી સમજણો એઓથકી ઉપર કહેલું આળસ તથા બીકણપણું કદાચિત્ ઉત્પન્ન થયા હશે. મૂળ પ્રકૃતિ પણ કંઈ તેઓને કારણ હશે, એમ તેઓને જાણ્યાઓ; પરંતુ જો આવો સ્વભાવ થવાને ઉપરના બે કારણો પૂરાં હોત, તો ચીના તથા બ્રહ્મ એ લોકો પણ એવાજ થયા હોત; પરંતુ તેઓ તેવા નથી. પેહેલા અતિ ઘણા

ઉદ્યોગી છે, તથા બીજા નિત્યશાન્ત છે. વિચાર કરીને જોતાં, એ બે એંગો એઓની ઉપર કહેલી સ્થિતીથકી થઈઓ હશે, અથવા તેઓથકી એઓની ઉપર કહેલી સ્થિતિ પેદા થઈ હશે; આ બંને વાતોનો શરખોજ સંભવ છે.

ખરાપણાનો અભાવ એ હિંદુઓનો અતિ મોહોટો દુર્ગુણ છે. પૂર્વતરફના લોકોમાં જુઠું ઘણું બોલે છે, પરંતુ ઓમાં પણ હિંદુઓએ બાકીના લોકોને પછવાડે નાખ્યા છે. કોઈએ જુઠાનો આરોપ આણ્યો છતાં પણ, તેઓને ગુસ્સો આવતો નથી! કેટલીએક ધારેલી વાતોમાં પોતાનું લેશમાત્ર બદનામ થયું એમ જણાયું છતાં જે એકારો હિંદુ પ્રાણ લેવાને ચુકશે નહીં, તેજ હિંદુ જો કોઈએ તેના ખરાપણાવિષે શક આણ્યો, તો "મને જુઠું કહીને મું મળવાનું છે?" એવું કેહે છે.

ખોટા સોગન ખાવા, આ એક જુઠાઈનોજ વિશેષ પ્રકાર છે. એ પણ બીજા જુઠાઈના ગુન્હા પ્રમાણે આ લોકોમા સેહેજજ ચાલે છે; પરંતુ એશિયાખણ્ડમાના બીજા દેશો કરતાં હિંદુસ્થાનમાં ખોટા સોગનના ગુન્હા વધારે છે એમ નથી. ભૂતકાળની હકીકતોવિષે એટલું દુર્લક્ષ કરનારા એવા જે એ હિંદુઓ તેઓ ભવિષ્ય કાળના વચનોવિષે એટલો આદરો મનમા આણશે એ વાત અશક્ય છે. ખાસગી વ્યવહારમાં વિશ્વાસઘાતના ગુન્હા જેટલા હિંદુસ્થાનમાં થાય છે, તેટલા ઈંગ્લંડમાં થતા નથી; પરંતુ જોકે આવુ છે. તોપણ હિંદુસ્થાનમાંના ઘણે હિમે લોકો પોતાનું વચન પાળનારા છે. સર્વ કરતા, સરકારી સમંધના લોકોમા જુઠાઈ અતિશય છે, તથા હિંદુસ્થાનમાં આવા લોકાનો વિસ્તાર મોહોટો છે, અને જમીનના મહસૂલસંબંધી જે રિત છે, તેજથકી રૈયતઊપર જુલમ થઇને, અતિ નીચ ગામડીયાને પણ પોતાનો બચાવ ઘણીવાર જુઠું બોલીને કરવો પડે છે.

કેટલેએક ઠેકાણે જો સરકારના કંઈ દોષો હોય, તો રૈયતમાં ઊલટા સારા ગુણો પેદા થાય છે. હિંદુસ્થાનમાના મોહોટા સાહુકારો તથા સરાફો એઓ પોતાના વચનો એકનિષ્ઠાઈથી પાળે છે. એમ જો ન હોત, તો અહીંયાં, સ્તનિશાક એટલો અનિયમિત હોવાથી, વેપાર ચાલી ન શકત જ્યાંહાં કારણ પડશે, ત્યાંહાં

કપટ તથા હુશીયારી એઓ હિંદુઓમા સ્વભાવતઃ નહીં સરખાં નથી. તેઓ, મોસનાય, આર્જ્ની, તથા લાઘવી છે. જેની સાથે તેઓને કામ પડશે, તેના મનની વાતો તેઓ શોધી કાહાડશે; તેની તબિયત જોઇને ચાલશે; તેની વૃત્તિ નરમ કિંવા ગરમ કરશે; પોતાની મતલબને યોગ્ય એવા રૂપે આહિતની વાત જણાવશે; અને રાજાઓના મનમા નહીં છતા પણ તેઓએ એઓના કામોને સહાય થવું એવું એઓ પરોક્ષ યુક્તિઓએ કરશે. પરંતુ એશિયાખંડમાંના બીજા લોકો કરતા. અથવાં હિંદુસ્થાનમાંના પણ મુસલમાનો કરતા હિંદુલોકોના સ્વદ્દિતુરે ઘણુંકરીને કમી સાહસી તથા કમી દુષ્ટ હોય છે; હિંદુસ્થાનમાના મુસલમાનો હિંદુલોકોમા રહીને તેઓસાથે વેહેવાર રાખવાને લીધે જોકે તેઓનો મિજાજ નરમ થયો છે, તોપણ તેઓ અદ્યાપિ હિંદુઓકરતા વધારે સાહસી તથા વધારે દુષ્ટ છે.

હિંદુસ્થાનમા જે રાજાઓ થયા, તેઓના ખામીભરેલા બંદોબસ્તોથકી એ લોકો ગુણભ્રષ્ટ થયા છે એવું ઘણુંકરીને જણાય છે. સારા કામમા લાચ લેવી એ એઓના મતે બહુધા વખાણવા લાયક છે; અને નઠારા કામમા લાચ લેવી આ 'વધારે મોહોટો અપરાધ' છે એવું તેઓ માનતા નથી, ક્ષમાર્હ છે એવું સમજે છે. પૈસાની બાબતમા દગો કરવો એ મોહોટું શરમભરેલુ કામ છે એવુ તેઓ માનતા નથી, અને સરકારના પૈસા ખાવા એ તો તેવું છે એવું ઘણુંકરીને છેકજ સમજતા નથી.

એજ પ્રમાણે મુખસ્તુતિ તથા મનાસવાપણુ, એ જે ખામીઓ એઓમા છે, તે પણ એઓના સરકારથકીજ પેદા થઇઓ છે. જુદા જુદા લોકોમા આદરસત્કારને માટે બોલાવવાની રીત જુદી હોય છે, તથા કહીં ઓછું ને કહીં વત્તુ બોલે છે; પરંતુ જેવ તેવી સરખામણી કરીને જોયું તોપણ એ લોકો જે મુખસ્તુતી કરે છે તે છેકજ અણઘટતી હોય છે.' એઓમાં જે સવાસલાપણું છે, તે તેઓના રાજાઓના પરાધિકાર સ્વભાવથી પેદા થયું છે. જો કેટલાપણ જવાબ મળ્યો, તોપણ તે છેતરો એવુ તેઓ કદીપણ સમજતા નથી; એ તેઓના નાના પ્રકારના જોગ નહીં પૂરા થયો અથવા જેટલી વાતો તેઓના તરફની થવા જેવી હશે તેવી થઇને, અથવા ઇનસાફ કરનારને કંટાળો ઉપજીને,

અથવા પોતાની મતલબ પાર પડવાની આશા છુટે ત્યાંહાસુધી, તેઓ કજીઆઓ ચલાવવાને કદીપણ શરમાતા નથી

જે લોકો પ્રત્યક્ષ જુની રીતને જનની આગળ પડતા નથી, તેઓ ઘણા ખળવાદી હોય છે, તથા તેઓનુ વઢવાનુ જોર શાબ્દપણ્ડિતાઈઉપર ઘણુ હોય છે. એવાજ હિંદુઓ છે. એઓ ધુર મગતાસુધી દિવાની લઢા લઢે છે, અને કે પ્રસંગે વાદ કરતા છતા તપી જાય છે. તે ન મતે તેઓની ચર્ચા સાધારણ સ્થિતિકરતા એટલી જુદી હોય છે, કે તેઓવિષે અણવાકેફ માણસો એમ જણાય છે, કે એઓ હવે હાથધાઈઉપર આવીને એકબેકનુ લોહી કાહાડશે.

હિંદુઓનુ પરોપકારીપણુ કહ્યુ, તો તે તેઓની જાતમા અથવા ગામોમા માત્ર હોય છે, પરતુ ત્યાહા અતિશય હોય છે એટ્રુ પણ ઘણી વેળા થાય છે જેઓ સરકારના કારભારી અથવા આશ્રિતો હોય છે, તેઓ તે રાજ્યની સત્તાવિષે ઉત્સુકતા જણાવે છે, તેની પેલીમેર આ લોકોના નોકરીપણાની રેઉ જતી નથી. કાહારે કાહારે લઢાઈમા, તથા જ્યાહા તેનો સમધ ધર્મસાથે હોય છે ત્યાહા મુખ્યત્વે કરીને, એ લોકો મોટી લોકોપકારી બુદ્ધિ જણાવે છે, પરતુ એઓના મનમા વધારે રાજાસામક્તિ હોતી નથી, કોઈ રૈયત હય, તો તે જેમ પોતાની જન્મભૂમિની તરફથી વઢે છે તેમજ બીજા રાજાની ચાકરીમા રહીને પોતાના દેશના રાજાસાથે પણ લઢે છે, અને જે દેશમા તે માણસ પેદા થયો તે દેશઉપર જે તેની પ્રીતી હોય છે, તેકરતા જેનુ અન્ન તે ખાય છે તેનીઉપર હમેશા વધારે હોય છે.

હિંદુઓ, નીતીના કેટલાએક નિયમો તોડે છે, એ જે ઉપર જોવામા આવ્યુ છે તોપણ તેઓ ઠેક સત્વરહિત છે એવુ તેઉપરથી કોઈએ સમજવુ નહીં. જે વાતો ઉપર લખીઓ તેઓ બાદ કરીને, બાકી બધા નીતીસબધી નિયમો તેઓ પાળે છે, અને તેઓમાથી જે કેટલાએક નિયમો તેઓની નજરે વધારે મહત્વના છે, તે એઓએ છોડવા એવા પ્રસંગ પારો જો કે એઓને મોહિત કરતા હોય છે, તોપણ એઓ તે નિયમો પાળે છે અને ઉદાહરણો — કોઈ બ્રાહ્મણ પોતાનો પ્રાણ છોડશે, પરતુ નિષિદ્ધ અન્ન ખાનાર નહી, જો એકાદા જુલમી

રાજાએ અથવા ચોરોની ટોળીએ ગામવાળાઓઉપર ધાડો બેસાડયો, તો તે કબૂલ નહીં કરવાસારૂ પટેલ સર્વપ્રકારના હાલ ખમશે: જે ચાકર લેણદેણના હિસાબમાં ધણીને ઠગીને કેટલોએક પૈસો ખાય છે, તેની પાગેજ જેટલું જોઇએ તેટલું દ્રવ્ય જો સાચવી રાખવાસારૂ આપ્યું તો કંઈ ડર નથી. ખરાબ કામમાં પણ જેઓ[illegible]ીજાઓને લાંચ આપી હશે, તેઓને ઊઘાડા ન કરવામાટે લોકો સજા પણ ભોગવશે.

તેઓમાં મર્દાઈ નથી એ મોહોટી એબ છે. તેઓના રાજ્યની રચના ગુલામગીરીની છે; તેઓના આચાર અંધળા છે; તેઓની કથાઓનું બારૂડ મનમાને તેવું છે; તેઓના તત્વદર્શનોમાં અમથા ઝીણા વેધો તથા શબ્દ પણ્ડિતાઈ છે; તેઓનાં કાવ્યોમાં ઉદાસપણાની નરમાશ છે; તેઓની રીતભાત નામર્દીની છે; મમલહતો કરનીઓ તથા વખત ગમાવવી આ વાતોની તેઓને પ્રીતિ છે; તેઓનો સ્વભાવ આર્જવી છે: પોતાની સ્થિતિ બદલવાને તેઓ બીહે છે; હલકી કારમનરીઓમાં તેઓ આનંદ પામે છે, સારાસારવિચારબુદ્ધિએ પસંદ કરવા લાયક ઇતિહાસઉપર તેઓ વધારે ધ્યાન આપતા નથી; આ બધાં પ્રમાણોઉપરથી આ લોકોમા, સાધારણ રીતે સ્વભાવ તથા બુદ્ધિ એઓનાજ વધારે બળવાન ગુણો તેઓમાં નથી એમ જણાય છે.

જો બીજા દેશોના લોકોની સાથે એઓની સરખાવણી કરી, તો એ દોષ તેઓને સાધારણ રીતે લાગુ થાય છે; મગર સર્વ પ્રકારના લોકોને એ સરખો લાગતો નથી, તથા કોઇને પણ હમેશા લાગુ થાય છે એમ નથી. આ દેશમાંના મજુર લોકો ઉદ્યોગી તથા નિરોગી હોય છે; અને બીજી વર્ણોના પણ લોકોને કંઈ સબળ હેતુ હોય તો, અથવા ક્યારે ક્યારે કેવળ રમતને વાસ્તે પણ તેઓ મોહોટી મેહનત લેછે તથા ઘણી વારસુધી તગની રહે છે.

કોઇએ એઓઉપર સખ્તીએ હલ્લો કર્યો છતાં, તેને હઠાવવાની એઓને ટેવ નથી; ઘણા દિવસ નિરાશા થઇ તથા આપત્તિ આવી, તો એઓ હિમ્મત પકડી શકતા નથી; એવું છતાં, એઓએ જે શૂરપણું ઘણે ઠેકાણે દેખાડયું છે, તેથી વધારે અતિશય બહાદુર લોકોએ પણ દેખાડયું નથી." પોતાનો ધર્મ તથા

પોતાનુ શરણ બચાવવાને માટે તેઓ દિલાસા છતા આપશે. વિલાયતની વગેરે ફોજે પોતાનો પગ પાછો ખેંચી લીધાઉપરાન્ત આગાડી બેંગાલમાનુ હિંદુ લશ્કર જે વખત આગેવાની કરીને બાહાર પડ્યુ છે; અને તેમાથી એક વખતે તેઓની સામે જટવાને કેંચ લશકર (નુ ઈંગ્લીશ લશ્કરની આપીને આવી ટોળીઓ એકદમ આગેવાની કરીને મૃત્યુના મ્હોમા ગઈઓ, એ દાખલા આગળના ઇતિહાસમા આવશે. ખાનગી વેહેવારમા પોતાના શરીરને કંઈ બટ્ટો લાગ્યો એમ એક વખત જો તેઓના મનમા આવ્યુ, તો તેઓ અતિ નીચ વર્ણમાના લોક હશે તોપણ આત્મઘાત કરવાને આગળપાછળ જોતા નથી.

હલકા મરણથી એઓ ઘણા બીહે છે એવુ છતાં, તેઓ મૃત્યુને તુચ્છ માને છે, આ વાત અજાયબ છે.* હવે આપણી કમબખ્તી ટળતી નથી એવી ખાતરી થયા પછી અતિ નીચ હિંદુ પણ ઘણી ધડાઈથી તેની સામે થાય છે. પોતાના મિત્રોની સાથ આનંદથી બોલે છે, પોતાના હમેશાના શાન્તપણામા બિલકુલ ફરક નહીં થવા દેતા મૃત્યુની વાટ જોતા રહે છે. તેઓની ઉપર કહેલી શાન્તતા યુરપમા પણ તારીફ કરવા લાયક છે.

હિંદુઓના સ્વભાવના અતિ સારો નમુનો રાજપૂતોમા તથા રજવાડાના બીજા લોકોમા મળે છે; તેજ લોકોમાથી અમારા લશ્કરમાના ઘણા શિપાઈઓ રાખેલા છે. આ લોકોના સ્વભાવમા આગળના હિંદુઓના વધારે ગુણો હોઇને, તેઓમાની ઘણી એબો નહીં જેવી થઈ છે. મોટાઈ તેજ, જોરની સાથે હિમ્મત, અને ઉદાર એકનિષ્ઠા, એ ગુણો આ લોકોમા છે; એઓની રીતભાતો સંધ્યાકાળના કિરણોજેવી સૌમ્ય તથા અંતઃકરણ સદય છે, અને એઓનો સ્વભાવ છોકરા સારખો આનંદી તથા કેવળ બાળક સરખો સરળ છે.

બધા ગામડામા રેહેનારા જે લોકો છે, તેઓ સાલસ તથા પ્રિયગુણી છે, તેઓના કુટુંબમાના માણસો એકબીજાઓઉપર પ્રીતિ કરે છે, અડોશીપડોશીઓઉપર માયા રાખે છે, અને, મર્યાદ શિવાય બાકી બધાઓની સાથે પ્રમાણિકપણાથી તથા સાફ દિલે ચાલે છે.

શેહેરી લોકોનો સ્વભાવ એઓથી જરા વધારે હરદમખ્યાલી હોય છે, પરંતુ તેઓપણ નિરૂપદ્રવી તથા તપાસીને ચાલનારા

હોય છે; તેઓના હાથે લોકોમાં ફસાદ જનને થાય છે. તથા પોતપોતામાં પણ ટંટા થોડાજ થાય છે. બધી વાતોનો વિચાર કરી જોતા, સરકારના સંબંધના લોકો જે જુદા મુકીએ, તો ઇંગ્લંડમાના એજ વર્ગના લોકોની સાથે એઓનુ ઠીકજ સરખાપણુ છે. ઇંગ્લંડમાના ધર્મના તથા રાજ્યરીતના કારણથી ત્યાહાના વચલા દરજ્જાના લોકોની હાલત અહીંના એ દરજ્જાના લોકોની હાલત કરતા ખુલ્લી રીતે વધારે સારી છે, અને તહીંના મજુર લોકોમાં પણ ઘણા લોકો એવા છે કે તેઓ સરખા નીચ હાલતમાના લો... હિંદુસ્થાનમા નથી, પરંતુ જોકે તે તરફની હાલત એવી રીતે સારી છે, તોપણ વિલાયતમાના મોહોરા મોહોટા શેહેરોનો જે ફચરો છે, તેસરખા દુષ્ટ લોકો હિંદુસ્થાનમા કહીં પણ નથી, તેમજ ધુર્ત, ઠગ તથા સર્વ પ્રકારના ધુતારા, આ લોકોના જે ગોળાનૈ ટોળા જેમ ઇંગ્લંડમા મોહોટા લોકોમા મળીને અથવા હલકા લોકોનુ લોહી ચુસીને દમાખાઉઉપર પોતાની ઉપજી વિકા ચલાવેછે, તેઓનુ નામ પણ હિંદુસ્થાનમાના લોકોને ખબર નથી. હિંદુસ્થાનમા કેટલાએક પાતકો થાય છે, તેવા દુષ્ટ પાતકો બીજા દેશોમા થતા નથી (*) ઠગ લોકોવિષે બયાન ઉપર કર્યુ છે, જાણીજોઇને વિશ્વાસઘાત કરવાની બાબતમા જેમ તે લોકો અતિ વેર કરવા લાયક છે, તેમજ ક્રુર કર્મોને માટે ડાંકા લોકો છે.

લૂટ કરવાસારૂ લોકોના જમાવો એકત્ર થાય છે તેઓને ડાંકુ કેહે છે. તેઓ રાત્રે તજવીજથી કોઇના મનમા ન છતા એકાએક ગામઉપર જઇને પડે છે. જે લોકો આડા આવે છે, તેઓને ઠેર મારે છે, અને જેઓએ દ્રવ્ય લપાવી રાખ્યુ છે એવુ તેઓને લાગે છે, તેઓના હાલહવાલ કરે છે, એટલુ કરીને બીજે દિવસે પ્રાત કાળે તેઓ ગામની વસ્તીમા મળી જાય છે, અને લોકો તેઓથી એટલા બીહે છે કે, જો તેઓને કોઇએ ઓળખ્યા, તો કોઇ આગેવાન થઇને તેઓઉપર તોહમત આણવાને ધણકરીને બાહાર પડતા નથી. એના ગુન્હા ઇંગ્લંડમા પણ ક્યારે ક્યારે ઘણા થતા હતા, પરંતુ તેઓમા કઇ રાજકીય કારણ

(*) પૃ૦ ૩૧૬ જો.

હતુ; તેવું એઓમા હોતું નથી, તથા તેઓ એઓ જેટલા દુષ્ટ હોતા નથી. હિંદુસ્થાનમા પાછળના ૩૦૦ વર્ષોમા જે કારકીર્દિઓ થઈઓ, તેઓમા સરકારનો અમ્મલ ઢિલો હોવાને લાધે એવા દગા થતા હતા; પરંતુ બ્રિટિશ સરકારના કડક અમ્મલ નીચે તે જલદી નહીં સરખા થતાં આવ્યા છે. ઠગ તથા ડાંકા, આ લોકોમા હિંદુઓની બરાબરીએ તો મુસલમાનો છે. આવા મહાપાતકોથકી જે કપારી પેદા થાય છે, તેઉપરથી, જે દેશમા આવા પાપો થાય છે ત્યાહાના લોકોમા વધારે કુબુદ્ધિ હશે, એવી* કલ્પના પ્રથમ દર્શને મનમા આવે છે; પરંતુ અધિક શોધ કરશો તો, આ સમજ ઉડી જાય છે. ઠગ એ ઘણુકરીને એક જુદાજ લોકો છે; અને ડાંકા એ જીવઉપર ઉદાર થએલા મારા હોય છે તેઓનુ કામ ટોળુ હોઇને તેઓ પોતાનું આયુષ્ય લુંટ લુટમા ગમાવે છે. બાકી રહેલા લોકોમાથી દેશમા અસ્વસ્થતા ઉત્પન્ન કરવા જોગ વૃત્તિના એવા લોકો ઘણુકરીને થોડાજ હોય છે. ઈ૦ સ૦ ૧૮૩૨ મા "હૌસ્આફ્ કામન્સ્" આ સભા આગળ કેટલાએક રિપોર્ટો હાજર થયા હતા, તેઓઉપરથી ઈંગ્લંડ તથા વેલ્સ્ એઓમા દર ૨,૦૩,૨૮૧ મનુષ્યમા એક માણસ વર્ષે ફાશી ગયો હતો, અને બગાલ જીલ્લામા દર ૧,૦૬,૧૮૨ લોકોમા એક ફાશી ગયો હતો,[૮] તથા ઈંગ્લણ્ડમા દર ૬૭,૧૭૩ મા એક કાળાપાણીની જન્મટીપ પામ્યો હતો, તથા બગાલ જીલાકામા દર ૪,૦૨,૦૧૦ મનુષ્યોમા એક પામ્યો હતો.

ઇંગ્લણ્ડકરતા બગાલામા પત્તો ન લાગેલા ગુન્હા ઘણા હોય છે, એવુ જો કબૂલ કર્યું, તોપણ આ બે દેશોમા સરખા ગુન્હા થાય છે એમ કેહેવાને અચારજ તર્ક કરવો જોઇએ.

આ દેશમા જે ખુનો થાય છે, તેઓ અદેખાઈ અથવા કંઈ બીજા એવા કારણથી થાય છે, લોભની આશાએ નિશ્ચે કરીને થતા નથી; એમાટે અહીંના મનુષ્યજાતિપે વધારે ખરી નથી.

---

(૮) ઈંગ્લણ્ડમાં ૧૨૩૨ ને ફાંશીની સજા ઠરીને તેઓમાંથી ૬૮ ફાંશીએ ગયા, તથા બગાલામાં ૫૯ ને તે શિક્ષા ઠરીને બધાઓની અમલમાં આવી. આ વર્ણનમાં ઈંગ્લણ્ડની વસ્તી ૧,૩૦,૦૦,૦૦૦ તથા બગાલાની ૬,૦૦,૦૦,૦૦૦ ધારી છે

યુરોપિયન લોકો સઘળા દરવાજા ઉઘાડા મુકીને સુવે છે; તથા તેઓની ચીજવસ્ત દિવસ પ્રમાણે જ્યાંહાં ત્યાંહાં પડેલી હોય છે; એવું છતાં, તેઓનું નુકસાન થયું એવી ફરિયાદ થોડીજ વાર સાંભળવામાં આવે છે. પ્રત્યેક ગૃહસ્થના ઘરમાં ઘણા ચાકરો હોય છે, પરંતુ ઘણુંકરીને થોડીજ વસ્તુઓ તાળાંકુંચીઓની અંદર હોય છે; એઉપરથી તેઓનો એકુળીતઓઉપર ભરોસો હોય છે આ વાત સારી રીતે સિદ્ધ થાય છે.

હિંદુસ્થાનમાંના લોકોમાં કૃતજ્ઞતા નથી, એવો આરોપ તેઓની ઉપર વારંવાર આવે છે; પરંતુ જેઓ એ તોહમત લાવે છે, તેઓએ, લોકોમાં કૃતજ્ઞતા પેદા થવા જેવું, કંઈ કરેલું હોય છે એવું જણાતું નથી. જે ધણીઓ ખરેખરા માયાળુ તથા ડાહ્યા હોય છે, તેઓના હિંદુસ્થાનમાંના ચાકરો તેવીજ રીતે ચાલે છે. અને આ બાબતમાં પૃથ્વીના કોઈપણ લોકોની સાથે તેઓ બરાબરી કરશે; અને આજારીમા, અથવા અડચણોના તથા સંકટોના પ્રસંગોમાં જે જે લોકોએ એઓનો અનુભવ લીધો છે, તે તે ઘણુંકરીને બધા લોકો એઓની નિમકહલાલી તથા દાઝવિષે સાક્ષ આપે છે. તેઓના સરકારઉપર તેઓની જે ભક્તિ હોય છે, તેનો દાખલો આપવા જેવી પ્રસિદ્ધજ થઈ ગઈ છે. તે ઘણુંકરીને કૃતજ્ઞતાથીજ પેદા થાય છે; પરંતુ કહીં કહીં જાતઉપરથી પણ હોય છે. અમે લોકો પરદેશી છતા, અમારા સિપાઈઓના વિશ્વાસુપણાના જે દાખલા બની આવ્યા છે, તેઓની બરાબરીના બીજા દેશોમા તે તે દેશની ફોજોમાં પણ મળવા મુશ્કીલ પડશે.

હવે, આપ્રમાણે કૃતજ્ઞતા, નીચેના દરેજ્જાના લોકોમા છે એમ પણ નથી. જેઓએ અધિકારઉપર છતાં હિંદુસ્થાનમાંના લોકોને આશ્રય આપ્યો હતો, તે લોકો, તે આપનારાઓના અધિકારો જઈને તેઓની બેઆબરૂ થયાઉપરાન્ત પણ, તેઓની સાથે એકનિષ્ઠપણાથી ચાલ્યા છે, અને તેઓના નિરાશ્રિત કુટુંબોને પણ તેઓએ છોડી દીધા નથી.*

[1] આ પ્રકારનું એક ઘણું અપ્રમાણ ઉદાહરણ બની આવ્યું છે તે આ પ્રમાણે —એક અંગ્રેજ ગૃહસ્થ બંગાળામાં મોહોટા અધિકારઉપર હતા, તે બરતર્ફ થઈને પોતાના દેશમાં ગયા ઉપરાન્ત એક સમયે મોટી આપત્તિની આવેલી અડચણમાં પડ્યો તે ગૃહસ્થે પૂર્વે એક

હિંદુ લોકોમા પરદેશી લોકોની ભેળ થયાથી તેઓનો સ્વભાવ બદલાયો છે, તો હજી પણ તેઓ સ્વભાવથી ગરીબ તથા નમ્ર છે. તેઓની જે લડાઈઓ મુસલમાનો સાથે થઈઓ, તેઓમા જે ક્રૂર કતનો બની આવીઓ, તેઓનો બદલો લેવાને એઓ પ્રવૃત્ત થયા હશે; અને મનુમા લડાઇવિષે જે ઉદાર બુદ્ધિના નિયમો એટલા પ્રખ્યાત છે, તે આ લોકો હાલમા પાળતા નથી. એવુ છતા પણ, બીજા એશિયાખણ્ડસ્થો કરતા, અથવા હિંદુસ્થાનમાનાજ મુસલમાનો કરતા, હિંદુ લોકો લડાઈમાના બદીવાનો સાથે વધારે દયાભરેલી રીતે ચાલે છે. બ્રિટિશોના લશ્કર સાથેના બજારબુણગામાના જે લોકો ટિપૂ સુલતાનના હાથમા આવતા હતા, તેઓના જમણા હાથો તથા તેઓના નાકો તે કાપી નાખતો હતો. એવું છતા, એવા પ્રકારના લોકોને પોતના લશ્કરે લુટ્યા પછી, તેઓને પોતપોતાને ઘેર મૂળનો વવો ચલાવવાસારૂ પાછુ જવાય માટે બાજીરાવ સાહેબ નામનો છેરનો પેશવો દર માણુસને થોડુ પેટીયુ તથા એક એક રૂપીયો આપતો હતો અધિકાર પામેલા બ્રાહ્મણોએ પહેલા રાજાના લોહીમા પોતાના હાથ વગલાવ્યા છે, એનો આરોપ તેઓના ઉપર આવ્યો છે ખરો, અને બદલો લેવાના જે સ્વાભાવિક રસ્તા, તે બધ હોવાથી તેઓ એવુ કામ કરવાને ઘણુકરીને તૈયાર થયા હશે; પરન્તુ તેઓમા જે અતિ દુષ્ટ છે, તેઓપણ કોઇનો પ્રાણ લેવાને, (તથા તે પણ તેના ઉપર શસ્ત્ર નાખીને લેવાને,) નાખુશ હોય છે સાધારણ રીતે હિંદુઓ દયાવાન તથા પરોપકારી છે; પરન્તુ તેઓમા ઉદ્યોગપુરઃસર ઉપકાર કરવાની બુદ્ધિ કમી છે. એનુ મુખ્ય કારણ જાતિભેદ એ છે, તથા તેઓની બુદ્ધિમા જે કઈ જડપણુ છે તે પણ કારણ છે, એઓમાથી પહેલા કારણને લીધે તેઓમા

---

નાહોરી પદવીના અતદ્દેશીય ગૃહસ્થઉપર ઊનકાર આવ્યા હતા, તેણે આ પ્રસંગે તે અગ્રેજને ૧,૦૦,૦૦૦ રૂપીયા ઊપર દૂધ આપ્યું, અને તે તે પાર લે નહીં, તથા તે અગ્રેજના હાથથી પછી કંઈ તેનું કામ થવાનું હતું એવું પણ મૂળેજ ન હતું આ ઊદાર દોસ્ત જાતનો મહારાષ્ટ્ર બ્રાહ્મણ હતો આ જાતના લોકોને બીજી જાતોની પણ કરીને છેક થોડી દયા હોય છે, અને અધિકાર પામાસ્તી એઆ અતિ નિર્દય તથા ખરાબ થાય છે, એવુ છતાં, એનો દાખલો તેઓમાંનો છે

કાકપુટ પડે છે, તથા બીજા કારણને લીધે તેઓને પોતાનાં તથા બીજા લોકોના મઠો અસર કરતાં નથી.

આ લોકો ભીખારી લોકોની સાથે જે રીતે વર્તે છે; તે ઉપરથી તેઓના સ્વભાવમાંની ઉપર કહેલી એબ જણાઈ આવે છે. બધા લોકો બ્રાહ્મણોને અન્નદાન કરે છે, તથા વૈરાગીઓ વિગેરે ધર્મને બહાને ભીખ માગનારાઓને ભીખ આપે છે; પરન્તુ એશિયાખણ્ડના ઘણુંકરીને બધા ભાગમાંના લોકોની આવ પાત્રાપાત્ર વિચાર ન કરતા ધર્મ કરવાની છે, તેને લીધે કેવળ દરિદ્રે પીડાએલાઓનું દૈન્ય દૂર થતું નથી; તથા એજરીતે યુરોપમાં પણ તેઓની દાદ કોઈ લેતું નથી.

ગરીબ લોકો, સાધારણ રીતે, અલ્પ દ્રવ્યને લીધે ઘણું ખરચ કરે છે, અને વિવક્ષિત પ્રસંગે શ્રીમાન્ લોકો ઠાઠને માટે પૈસા ઉડાડે છે, એવું છે તથાપિ, હિંદુઓ મિતવ્યયી, તથા કંજુસના લોભી પણ હોય છે. તેઓનું હમેશાનું ખરચ થોડું હોય છે, અને પોતાની પુંજી વધારવાસારૂ પૈસો પરભારે વેપારમાં નાખીને અથવા ભારે વ્યાજે કરજે આપીને પોતાનો સાચવેલો પૈસો વધારવાને, સર્વ પ્રકારના લોકો આગળપાછળ જોતા નથી.

યુરોપિયનોના છોકરા કરતા હિંદુઓના છોકરા અધિક ચપળ તથા બુદ્ધિમાન્ હોય છે. બાર ચૌદ વર્ષોના હિંદુ છોકરાની માનસ શક્તિ આશ્ચર્યકારક હોય છે; અને તેઓ મોહોટા થયા ઉપરાન્ત તેઓની તે શક્તિ બુઠી થાય છે, તે વાત પણ તેવીજ આશ્ચર્યકારક છે.

હવે, નાહનાથકી મોહોટાસુધી એ બધા લોકો સારા જાણુ હોય છે, અને આ જાણપણું કનિષ્ટ પ્રતીના લોકોમાં આપણી નજરે વધારે પડે છે. તેઓની ટાપટીપની વર્તણુક તથા તેઓની ભાષા, એઓ તેઓના વરિષ્ઠોથકી (અમારા સરખા) વધારે જુદી હોતી નથી.

આ લોકોમા મોહોટા દુર્વ્યસનો નથી; એજ બાબદમાં માત્ર હિંદુઓની વધારે વાહવા કરવા જેવી છે. તેઓના દેશમાંની હવા તથા તેની સાથે લગતી બીજી વસ્તુઓ એ જોઈ તો, બીજા દેશોમાંના લોકોકરતાં એઓ કમી બગની હોવા જોઈએ એવી અટકળ ઘણુંકરીને કોઈ કરનાર નથી, અને આ લોકોમાં મદ્યપીપણું અમારા જેટલું હોતુ નથી, તથા બીજાં વ્યસનોમાં પણ, એઓ અમારા જેટલા નિલાજરા નથી. આ વાતની

તુલના કરીને જોઈએ તો, હિંદુઓની રીતભાતો વધારે શુદ્ધ છે એવું તેઓનું શ્રેષ્ઠત્વ સિદ્ધ થઇને, અમારૂં ગર્વનું નાક મારૂંજ કપાય છે.

આપ્રમાણે જે તેઓના વખાણ કર્યા છે, તેઓસાથે તેઓની સભ્યપણાની ચાલ શોભતી નથી; કારણ તેઓના ભાષણમા અતિશય અપશબ્દો આવે છે, અને તેઓ તેવિષે કંઈ અંદેશો મનમા લાવતા નથી. પરંતુ એ તેઓની વર્તણૂક તેઓના સરળ સ્વભાવથકી પેદા થાય છે, કારણ, "જે વસ્તુ થવામા દોષ નથી, તેનું નામ લીધુ તોપણ દોષ નથી, એવું તેઓની સરળતાને લીધે તેઓના મનમા આવે છે;" એવુ કહીને કોઈ વિદ્વાન્ આ આરોપની રદી કરે છે, અને આ લોકોની બીજે પ્રકારે વર્તણૂક સારી મર્યાદશીલ હોય છે, તેઉપરથી ઉપરના અભિપ્રાયને ટેકો મળે છે.

જો કે એ લોકો સ્વભાવે સ્તબ્ધ, તથા મનનશીલ છે, તોપણ મડળીમા આવ્યા તો, એઓ આનદવૃત્તિના હોય છે. એઓને સભાપણ તથા રમત ગમે છે, અને વાતો કેહેવામા તથા ઠઠ્ઠાબાજીમા એઓને ઘણો આનદ થાય છે; પરંતુ એકાદી વખતે એ ઠઠ્ઠામશ્કરી શુદ્ધ તમાસગીરો સરખી થઈ જાય છે. એઓનું ભાષણ ઘણુકરીને નઠારૂં હોય છે, એવું પેહેલા કેહેવામા આવ્યું છે, પરંતુ આ નઠારાપણુ સાધારણ રીતે તેઓના સ્વભાવમાજ છે, અને શિવાય ગર્વ તથા ઠાઠમાઠ કરવો, એઓતરફ પણ એઓનુ વળણ છે.

સાધારણ રીતે યુરોપરપો કરતા હિંદુસ્થાનના લોકો ઠીંગણા છે; અને શરીરે તો તેઓ કરતા વધારે મુડાવલા છે.[૧૦] અમારા કરતા તેઓની ચાલ સારી છે, તથા સૌંદર્ય વિશેષ છે; તથા તેઓનું બળ જોકે કમી છે, તોપણ તેઓ શરીરે અમારા કરતા વધારે ચપળ હોય છે.

તેઓનો વર્ણ બદામી છે, તેઓના કેશ લાબા, ઘણુંકરીને પાતળા, તથા હમેશા કાળા ભમરજેવા હોય છે. તેઓની દાઢીમુછ લાબી તથા બળવાન હોય છે, (પરંતુ એઓમાના થોડાજ લોકો દાઢીઓ રાખે છે). તેઓની સ્ત્રિઓનુ સૌંદર્ય તથા લાવણ્ય સારૂંજ હોય છે, અને તેઓમા મર્યાદા તથા સાદાપણુ પણ

(૧૦) ઉત્તરહિંદુસ્થાનમાંના લડાઈઆ લોકો સાધારણ ઈંગ્લિશ લોકો કરતાં ઘણા ઊંચા છે

હોય છે, તેમાટે ઉપર કહેલા બે ગુણોનું તેજ અધિક પડે છે.

હિંદુલોકોના શરીરની સ્વચ્છતા, એ દાખલો આપવા જેવીજ પ્રસિદ્ધ થઈ ગઈ છે. તેઓ વારંવાર સ્નાન કરે છે, અને જોકે પ્રત્યેક સ્નાન પછી વસ્ત્રાન્તર કરતા નથી, તોપણ બીજા કોઈપણ લોકોમાંના નિકૃષ્ટ પંક્તિના લોકોકરતાં એઓમાંના કનિષ્ઠ પંક્તિના લોકોના કપડા વધારે સ્વચ્છ હોય છે. તેઓના ઘરોમાંના નક્શ-રસામેત બાગો ઘણી સારી રીતે રાખેલા હોય છે; પરંતુ અંગ્રેજ લોકો જેવી બારીકાઈએ નજરબાહારની જગા પણ વ્યવસ્થિત રાખે છે, તેવી બારીકાઈ હિંદુઓમાં મૂળેજ નથી.

પ્રાચીન તથા અર્વાચીન કાળના હિંદુઓના સ્વભાવનું તારતમ્ય

ઉપરના વર્ણનમાં હિંદુઓવિષે બે પ્રકારે કહેવામાં આવ્યા છે; એક, આપણી પાસે તેઓવિષે જે અતિ પ્રાચીન કાળના લેખો વિદ્યમાન છે તેઓઉપરથી તેઓની તે વખતની સ્થિતિ, અને બીજી તેઓની હાલ જોવામાં આવે છે તે સ્થિતિ.

હવે, મધ્યન્તરીય (એ બેને વચલા) કાળમાં તેઓની સ્થિતિ કેવી હતી એ જો સમજાશે તો ઉત્તમ થશે; અને મુખ્યે કરીને યુનાની લોકોએ તેઓવિષેની જે હકીકતો લખી રાખીઓ છે, તેઓ, એ મધ્યવર્તી હકીકત જાણવાને, સારા સાધનો છે. જે કંઈ વધારે મતોથી આમારા અભિપ્રાયો અસર પામ્યા છે, તે મતોથકી તે યુનાની લોકો અસર પામ્યા નોહોતા, અને એવું છતાં, તે લોકો એવા હતા, કે તેઓના વિચાર આપણને ખરા સમજાતા આવડે છે, તથા તેઓએ જે નિર્ણય કર્યો છે, તેમાંની ખૂબી આપણે જાણી શકીયે છીએ.

આ પ્રકરણનો સવિસ્તર વિચાર બીજે ઠેકાણે કરવામાં આવ્યો છે,[11] માટે તેઉપરથી એવો ઠરાવ માત્ર અહીંયાં કહેવો બસ છે.

ઉપલી હકીકતથી જોતાં, મનુસ્મૃતિથકી સિકંદર બાદશાહ સુધી હિંદુઓની હાલતમાં જે ફેરફારો થયા હતા, તે આ પ્રમાણે—(૧) શૂદ્રોની દાસપણાથકી પૂરી છુટ થઈને તેઓ આપઅખત્યારી થયા હતા, (૨) વિધવાઓએ સતી જવાનો પાઠ શરૂ થયો, અથવા તે ચાલ આ મુદતમાં વધારે થઈ ગઈ; (૩) જુદી જુદી જાતીના લગ્નો થવાના બંધ થયા; (૪) બ્રાહ્મણોએ શિપાઈગીરી

(૧૧) ઉપરલી ભાગ ૭ જો જો

કરવા માડી, તથા સ્વતઃ જુદા ગામોમા વસ્તી કરવા માડી; અને (૫) વેરાગી લોકોના પંથો થવાનો આરંભ પણ કદાચિત્ એજ વખતમાં થયો હશે.

મનુથકી વર્તમાન કાળ સુધી જે ફેરફારો થયા, તે પેહેલાંજ તફસીલવાર બયાન કર્યા છે; અને (પ્રાચીન તથા અર્વાચીન કાળોમાથી બે વિવક્ષિત મુદતો લીધા વગર જોકે એકંદર કાળોની) સરખાવણી વધારે લાબી નજર પોહોચાડીને કરી, તો આ લોકોમાં જે ફેરફારો થયા તેઓ ઘણુકરીને ખરાબ થયા છે, એવું આપણી નજરે આવે છે.

શૂદ્રોની દાસપણાની હાલત છેક નહીં જેવી થઈ, આ એક બેશક સુધારો થયો એમ જો કોઈ કેહેશે, તો તે વાત ખરી છે; પરંતુ તેટલું બાદ કરીને બીજી બાબતોમા હિંદુ ધર્મ બગડી ગયો છે, તેઓની જાતિઓની હદો વધારે કઠણ થઈઓ છે, (જ્યાહા બ્રાહ્મણોનું સ્વહિત હતું ત્યાહા માત્ર તેવું થયું નથી); જમીન ઉપરનો જાહેર કર બમણો થયો છે; ન્યાયની રીતો મેલી થઈઓ છે: સ્ત્રિઓવિષે ધર્મશાસ્ત્રની નજર વધારે હલકી થઈ છે; લોકોમા સમાધાની રેહેવાના, જે ઉપાયરૂપી નેહેરો વિગેરે જે લોકોપયોગી કામો, તેઓ કોઈ હાથમા પકડતુ નથી, અને લડાઈની બાબતમાની જે સુજનતા તેતો ઘણુકરીને લોકો વિસરી ગયા છે. હિંદુઓના કેટલાએક ગ્રંથો વિદ્યમાન છે, તેઓઉપરથી કેટલીએક વિદ્યાઓમા તથા કલાઓમા તેઓ ઉત્કૃષ્ટ નિપુણ હતા એમ જણાય છે; એવું છતા, તે વિષયોઉપર લક્ષ આપવાનો યત્ન તેઓ હાલની વખતમા કરતા નથી; તેમજ શૌર્ય, સરળપણુ, તથા સચાઈ, આ તેઓના ગુણોવિષે પરદેશી લોકોના મનમા પેહેલા સારો ગ્રહ થયને, તેઓ એઓને માન દેતા હતા; તેજ ગુણો તેઓમા હવે છેક કમી છે, એવું અમને લાગે છે.

આ મતઉપરથી, પૂર્વે કોઈએક કાળે હિંદુ લોકો હાલના કરતા બુદ્ધીએ તથા નીતીએ અધિક સારા હતા, એવો સિદ્ધાન્ત ન કરવો એ અગત્ય છે. હાલ જોકે તેઓની પડતી દશા આવી છે, તોપણ તેઓ યુરોપ બાહારના કોઈપણ લોકોની બરાબરીના અદ્યાપિ છે; આઉપરથી એમ જણાય છે, કે તેઓની સ્થિતિ એક વારે એટલી સારી સુધરેલી હતી, કે પ્રાચીન કાળના

બાબુની જેઓ એવું સમજીને, હાડમારીસારૂ જમણવારો તથા અનુષ્ઠાનપ્રસંગો કરીને, જેટલો આનંદ તથા જેટલી આબરૂ મેળવાશે તેટલી મેળવવાનો યત્ન કરે છે, અને તેવાજ હેતુથી, દેવાલયો, તળાવો, તથા ઉપવનો કરાવવાનો આરંભ કરે છે; પરંતુ પછી તેના વંશજો દરિદ્રી થવાથી, તેઓને તે કામો પૂરાં કરતા આવડતા નથી; અથવા પૂરાં થયાં હોય તો દુરસ્ત કરતા આવડતા નથી.

આ પ્રમાણે ઈંગ્રેજના રાજ્યના ભાગો કરવાની ચાલ ટોનારોલીં જેવો તેઓની સંપત્તિનો બગાડ થાય છે, તેવોજ બુદ્ધિનો પણ થાય છે. યુરોપમાંના પ્રાચીન કાળના કેટલાએક લોકસત્તાક રાજ્યોમાં લોકોમાં એગઆગમની વૃદ્ધિ ન થવી અને નવી રીતો ન ચાલવીઓ માટે, આવો પાડ ધારેલો હતો. આ ચાલથી એ ઉપર કહેલી મતલબો હિંદુસ્થાનમાં પૂરી સારી છે, કારણ પોતાની નિરંતરની સ્થિતિ સુધારવાની હિમ્મતથી જે ચપળ વૃત્તિઓ ઉત્પન્ન થવાની તે આ ચાલથી તેઓનો દમ રહાઈને તેઓ મરી ગઈઓ છે. જેઓ પોતાના કષ્ટે સંપત્તિ મેળવે છે, તેઓને વ્યુત્પત્તિવિદ્યાની અથવા ગીરૂ નાજુક કળાઓની ઘણું કરીને અભિરુચિ હોતી નથી, તથા કદાચિત્ હોય તો તે મુવા પછી તેઓનો સંગ્રહ વેરણછેરણ થાય છે, અને તેઓના છોકરાને આરંભથકી ફરીથી મેહનત કરવી પડે છે, એમાટે એક પછી એક એવા પરંપરાના વંશજોને એકસરખી ઉત્તમ શિક્ષા મળ્યાથકી માણસની જે રસિકતા ગુણ છે, તથા મનોવૃત્તિઓને જે ગોઠી આવે છે, તે ગુણો આવવાને અવકાશજ રહેતો નથી.

આ કારણને લીધે, જો કે યુરોપકરતાં હિંદુસ્થાનમાં લોકો જલદી વધે છે તથા એકદમ શ્રીમાન્ થાય છે, તોપણ તેઓથકી સઘળા લોકોની સ્થિતિમાં જાથુનો ફેરફાર થતો નથી, એમાટે સઘળાં રાજ્યો બાબે વેચાય છે. લોકોએ જેઓની પડતી ચાલુ એવા ખુલ્લી રીતે માલમ પડતા જેના કોઈ આગેવાનો હોતા નથી, અને રાજની અવ્યવસ્થિત ઇચ્છાને આડ આવવાને કંઈ અટકાવો હોતા નથી[૧૨]

(૧૨) જેઓ મોહોટા મોહોટા લશ્કરી સરદારો છે, તેઓના મુલ્કો ઘણું કરીને તેઓને તેમજ તેઓના વંશજોને મળે છે, માટે ઉપરના નિય

આવા નાઉમેદીના કારણો હોવાથી, હિંદુઓનો સુધારો જ ઘણો જગાએ બંધ રહીને કમી થતો આવ્યો છે, એમાં કંઈ આશ્ચર્ય માનવા જેવું નથી. આ કારણોગાયે તે સુધારાએ આ દશા શિવાય કેમ ટકાવ માર્યો, તથા તે હાલમાં છે એટલી ઉંચી સ્થિતિએ તે કેમ ચઢ્યો, એ આશ્ચર્ય છે.

આ સુધારાનો ઉત્કર્ષ ક્યારે થયો, તે કાળનો નિશ્ચય કરવો કઠણ છે. અહીંયાના લોકોની નીતિમતની સ્થિતિ, તથા અહીંયાના સ્થાપિત કારખાના, એઓ સિકન્દર બાદશાહ આવ્યા પેહેલા ઘોડીજ મુદતઉપર પોતાની ઉત્કૃષ્ટ દશા પામ્યા હતા, એવું કદાચિત્ કહ્યુ તો ચાલશે; પરન્તુ અહીંની વિદ્યાનો ઉત્કર્ષ થવાને એથી ઠીકજ વધારે વાર લાગ્યો હતો. ઇસવી સનના આરંભથી જરાક પેહેલા વિક્રમાદિત્ય રાજાની કારકીર્દીમાં વ્યુત્પત્તિવિદ્યા જવાનીમાં આવી હતી એવું હિંદુઓના પુરાણો કેહે છે; પરન્તુ કેટલાએક ગ્રંથકારો, જેઓ તેની સભામાના રત્નો હતા એમ તેઓની પ્રખ્યાતિ છે તેઓ તે રાજા પછીના કાળના છે એવું જણાય છે, અને જે સારા ગ્રંથકારોના ગ્રંથો વિદ્યમાન છે, તેઓ ઇસવી સનના ત્રીજા સૈકાથી આઠમા સૈકાસુધીના વખતમાના છે. ઇસવી સનના પાંચમા સૈકામા હિંદુઓની ગણિતવિદ્યાનો ઉત્કર્ષ થયો. પરન્તુ વ્યુત્પત્તિવિદ્યા તથા ગણિતાદિ શાસ્ત્રવિદ્યા, આ બન્ને મધ્યે સરસ ગ્રંથો, મુસલમાનો હિંદુસ્થાનમા પ્રથમ સવારી કરીને આવ્યા તે વખતપછી પણ કેટલાક કાળસુધી, થતા હતા



---

મને તેઓ આનંદી છે. પરંતુ ઇંગ્રેજના સુધારા વિષે કહીએ, તો તેઓ કરતાં વધારે આરામ એવા ઠીકજ લોક નથી. તેઓના અધિકારો રોજ પગારદાર લશ્કરના બળ ઉપર હોય છે, તેમાટે તેઓ રૈયતની મદદ માગવાની ગરજ પડતી નથી. અને પ્રત્યેક સરદાર પોતાના સંસ્થાનમાં રહે છે, તથા ઘણાં તેઓને સરખી પદવીના લોકોનો સહવાસ હોતો નથી, તેમાટે તેઓની પરસ્પરમાંથી વહેવાર થઇને મિલાપ થતો નથી, તથા તેઓના પરસ્પરોવિષે મનમેળાપી થઈને મિત્રો જોઈને તેઓ દગાબાજીની શંકા તેઓના મનમાંથી જતી નથી

# પૂરવણી અંક પેહેલો.

## મનુનો તથા વેદોનો કાળ.

મનુસ્મૃતિ, એ ગ્રંથ મોહોટો કામનો છે. કારણ જ્યારે એ ગ્રંથ થયો ત્યારના લોકોની હાલત એમા બયાન કરી છે; પરંતુ એ ઘણા પ્રાચીન કાળે થયો એમ જે કેહેવું છે તે જો ખરૂ હશે, તો માત્ર એ ગ્રંથ કીમતવાન છે.

હવે, મનુસ્મૃતિમા વારવાર વેદોઉપર હવાલા આપ્યા છે; માટે તેના કાળવિષે ઠરાવ કરવાની અગાઉ વેદોનાનો ઠરાવ કરવો જરૂર છે. વેદો, એ જે વૈદિક ગ્રંથો છે તેઓવિષે તે સ્મૃતીમાં જે રીતે લખ્યુ છે તેઉપરથી એવુ જણાય છે કે મનુસ્મૃતિની વખ્તમા વેદોની સુરૂઆત ઘણીવાર સુધી તથા એવા સ્વરૂપે થઈ હતી, કે કોઈ સરાય ન લેતા તેઓને સપ્રમાણ માનતા હતા, તથા તેઓ બધાઓને પૂજ્ય હતા.

વેદોમાના ઘણુકરીને બધા સૂક્તોની ભાષા ખરબચડી છે, તેઉપરથી એવુ સાબેત થાય છે, કે બીજાં વૈદિક કાવ્યોની ભાષાની પૂરી રચના થવાની અગાઉ તે સૂક્તો લખ્યા હશે. બીજા કેટલાએક સૂક્તો છે, તેઓ જોકે એટલા જુનાક નથી, તોપણ તેઓની ભાષા સફાઈદાર છે. એઉપરથી ઘણુંકરીને બધા વેદોની રચના થયાથી સર્વ વેદોનુ સમાહરણ (એટલે જોડણી, જેને સંહિતા કેહેછે તે,) થયુ ત્યાહાસુધી વચમા ઠીકજ વખ્ત ગયો હશે. હવે, સમાહરણનો કાળ ખચિત થવાની આશા માત્ર આપણે રાખીએ તો ચાલશે. યજુર્વેદમાના સિદ્ધાન્તમતોની પરંપરા પરારાથી ૮૦ પેઢીઓ સુધી જે ઋષિઓએ મ્હોડે ચલાવી તેઓના આયુષ્યની ગણતરી કરીને તેઉપરથી યજુર્વેદ ક્યારે રચ્યો તે કાળ ખચિત કરવાનો યત્ન સર વિલ્યમ્ જોન્સે કર્યો છે; અને કેટલાએક ખસ્થોના વેગો લેઈને બુદ્ધ પરાશરનો કાળ ઠેરવ્યો છે; પરંતુ તેણે જે તર્ક કર્યો છે, તે ખાતરી થવા જેવો નથી. ખ્રિસ્તની પેહેલા ૧૫૮૦ મે વર્ષે યજુર્વેદ લખ્યો એવી

અટકળ તેણે કરી છે. તે વેદનું સમાહરણ ખ્રિસ્તની પેહેલાં બારમા સૈકામાં થયું, એમ તેણે ઠરાવ્યું છે. વેદોનો સંગ્રહ કરનારો વ્યાસ, એ ખ્રિસ્તની પેહેલાં બાર તથા ચૌદ આ બે સૈકાઓની વચ્ચે હતો, એમ, જે બીજા યુરોપિયન ગ્રંથકારોએ આ વાતોનો વિચાર કર્યો, તેઓએ ઠેરવ્યું છે. ખ્રિસ્તની પેહેલાં નિદાન ૩૦૦૧ વર્ષોઉપર વ્યાસ છવતો હતો એમ બધા હિંદુઓ કેહે છે.

કોલબ્રુક સાહેબે એક લેખ શોધી કાહાડ્યો છે તેઉપરથી એવું જણાય છે કે, આ વાતવિષે જે યુરોપિયન લોકોનો અભિપ્રાય છે તે દેશી લોકોના અભિપ્રાય કરતાં અચુક છે. તે લેખની હકીકત.—પ્રત્યેક વેદમાં જ્યોતિષ બાબતનો એક નિબંધ છે, અને ધર્મસંબંધી ક્રિયા કરવાને યોગ્યાયોગ્ય કાળની માહિતી થવી માટે પંચાંગ કેમ દુરસ્ત કરવું એ દેખાડવું, આ તે ગ્રંથની મતલબ છે. જે પુરુષે આ ગ્રંથો છેલ્લેસરવાળે દુરસ્ત કર્યા, તેણે જે વેધો તે વખતે લોકો વધારે સપ્રમાણ માનતા હતા, તેઓનો ટેકો લેઇને કર્યા હશે, તથા તે વખતના વાંચનારાઓને સારીપેઠે સમજણ પડે એવી જે કાલગણનની રીત હતી તે તેણે ઉપયોગમાં આણી હશે; આ વાતોવિષે ઘણુંકરીને સંશય નથી. આ જ્યોતિષગ્રંથોમાં ચાન્દ્ર માર્ગોનાં પાંચ વર્ષોનું એક યુગ એમ ધાર્યું છે. અને તેમાં અનાડી વિભાગો પાડીને, દિનવૃદ્ધિ તથા માસવૃદ્ધિ તથા બીજા સંસ્કારો કર્યા છે; આ જે કાળગણાનનુ માપ છે તેઉપરથીજ એ ગ્રંથો ઘણે પ્રાચીન કાળે થયા એમ સિદ્ધ થાય છે; હાલમાં, આખા હિંદુસ્થાનમા જે કાળમાન લોકોએ સ્વિકાર્યું છે, તેનું મૂળ ઉપલા કાળમાનમાં છે. હવે, ઉપરનો તર્ક તો ઠીકજ છે; પરંતુ ખ્રિસ્તની પેહેલાંના ચૌદમાં સૈકામા અયનબિન્દુઓનાં જે ઠેકાણાં હતાં તેજ ઠેકાણાં, ઉપર કહેલા ગ્રંથોમાં, તે બિન્દુઓને આપ્યાં છે; આઉપરથી તે કાળવિષે છેક સાફ નિર્ણય થાય છે,—(આ ઠેકાણાં વિષે કોલબ્રુક સાહેબે સવિસ્તર વર્ણન કર્યું છે.) કોલબ્રુક સાહેબે આ ગ્રંથની જે પરિભાષા કરી છે, તેવિષે હજી કોઇએ અંદેશો લીધો નથી એવું મને ભાસે છે; અને તે મૂળ ગ્રંથજ અસલ ખરો નથી એવો સંશય લેવાને કંઈ કારણ

શોધી કાહાડવો કઠણ પડે છે, અને એઓના પંચાંગની જે પ્રા- ચીન રચના છે તેની નવીન બનાવવાની શકિત હાલના હિંદુઓ- માં નથી, તથા જે ગ્રંથ ખ્રિસ્તની પેહેલાં ૩૧ મા સૈકામા લખ્યો એવું બધા હિંદુઓનું મત છે, તે ગ્રંથમાં ઇસાની સન પેહેલાં ચૌદમા સૈકામાંનો એવો ધારેલો લેખ નવો કરીને ઘાલવાનો કંઈ હેતુ જણાતો નથી.

કોલબ્રુક સાહેબે ઉપનો અભિપ્રાય જે નિબંધમાં લખ્યો છે, તેની પેહેલા તેણે બીજો એક નિબંધ લખ્યો હતો. અને તેમા, વેદોમના બીજા એક લેખના આધારઉપરથી એવુ દેખાડ્યુ હતું કે હિંદુઓના મહિનાઓનો તથા ઋતુઓનો મેળ છે, માટે ઉપલી કલમમા કહ્યા પ્રમાણેજ તે વખતે અયનાશોની સ્થિતિ હશે, અને આ આધાર ઉપરથી તેણે વેદોની સહિતાનો જે કાળ ઠેરવ્યો હતો, તેજ પાછળથી વધારે ખુલ્લા દલીલે તેને ખચિત કરતા આવડ્યો.

હવે, ઉપર કહ્યા પ્રમાણે વેદોના સંગ્રહનો જે કાળ ઠર્યો, તેઉપરથી મનુસ્મૃતીનો કાળ શોધી મનુસ્મૃતિનો કાળ કાહાડવાનો પ્રયત્ન કરનો જોઈએ. આ બેઉ ગ્રંથોની ભાષામા જે ભેદ છે તે જોઈને, તથા લાટિન ભાષામા તેટનો ફેરફાર થવાને કેટલી વાર લાગી તેનો વિચાર કરીને, વેદોનુ સમાહરણ થયા ઉપરાન્ત ૩૦૦ વર્ષોએ મનુસ્મૃતિ થઈ હશે, એવુ અનુમાન સર વિલિયમ્ જોન્સ સાહેબે કર્યુ છે; પરંતુ એ તર્ક ખાતરી થવા જેવો નથી, કારણ કે સર્વ ભાષાઓના સુધારની ગતિ એકસરખા વેગથી થાય છે એવુ માનવાને કંઈ આધાર નથી. સંસ્કૃત ભાષામા કેટલીએક આડીઅવળી રૂઢીઓ છે, તથા કેટલીએક તેઓથી વધારે સફાઈદાર છે. આ બે પ્રકારની રૂઢીઓ જુદે જુદે કાળે વહિવટમા આવીઓ હશે, તથા તે કાળોમા ઠીક છેટું હશે, એવુ દાર્શનિકોર માનવું જોઈએ. ઉપર કહેલી રૂઢીઓના કાળોનુ અંતર, એ મનુસ્મૃતિનો કાળ ઠરાવવાને એક સાધન છે; પરંતુ તેશિવાય મનુસ્મૃતિમા જે નિયમો તથા જે રીતભાતો વર્ણવીઓ છે તેઓમા, તથા અર્વાચીન કાળનીઓમા, જે અંતર છે, તે, મનુસ્મૃતિના કાળનો ઠરાવ કરવાને બીજો ટેકો છે. હવે, આ નિયમો વિગેરેમાંનુ અંતર

વણ્યુ છે, એમ પેહેના દેખાડનામા આવ્યુ છે, અને ફિર, સ્થાનમા સિકન્દરનુ આવવુ થવા પેહેના જે ફેરફારો થયા, તેઓના માન ઉપરથી, સિકન્દરની પહેના ઘણા દિવસોઉપર મનુસ્મૃતિની રચના થઈ હશે, એવુ ધારીએ તો ચાલશે આ હકિકતોઉપરથી, સિકન્દરનો કાળ તથા બુદ્ધનો કાળ, એઓનુ મધ્યપ્રમાણ જે કાળ, તે મનુ નામે જે ધારેલો સ્મૃતિ રચનારો તેનો કાળ, એમ ઠરાવ્યુ હોય તો ચિન્તા નથી, અને આ ઉપરથી, ખ્રિસ્તની પેહેના ૯૦૦ વર્ષો ઉપર તે સ્મૃતિ કરનારો જીવતો હતો એવુ થશે

આ સ્મૃતિમાનો પ્રતિપાદિત ધર્મ તથા રીતભાતો, એ હાલના કરતા જુદા છે તેઉપરથી, તથા તે ગ્રંથની ઇબારત પણ ઘણા જમાનાની છે તેઉપરથી આ સ્મૃતિ ઘણી પ્રાચીન છે એવુ સિદ્ધ થાય છે.

આ ગ્રંથ અર્વાચીન બનાવટ નથી એમ જણાય છે, કારણ કે જો તેમ હોત, તો તે ગ્રંથકારને આગળપાછળનો મેળ રાખવો કઠણ પડત —કારણ જુનાની લોકોની હકીકતોઉપરથી આ ગ્રંથનો તારીખ ઠરાવવાનુ સાધન આપણી પાસે છે તેનામા બીજુ પણ એક ધ્યાનમા રાખવુ જોઈએ કે એવો બનાવટી ગ્રંથ કરવાને કંઈ કારણ પણ જણાતો નથી, માટે એ ગ્રંથ તેવો અર્વાચીન બનાવટી નથી એવો સિદ્ધાન્ત કરવો એજ ઘણકરીને યોગ્ય છે

જો કોઈ બ્રાહ્મણને નવી સ્મૃતિ બનાવવી હોત તો તેની કારકીર્દીમા સ્થાપેલી રીતને ટેકો આપવાને માટે તે તેની શુરૂઆત કરત અને તે બ્રાહ્મણ જો સુધારો કરવા ચાહનાર હોત તો તે પોતાના મતાને અનુકૂળ એવા પ્રમાણવાક્યો મેળવત પરન્તુ તે વખતે જે અતિ લોકપ્રિય ફેરફારો થયા હતા તે મુકી દેવા, અને અર્વાચીન લોકોના વિચારોને પ્રતિકૂળ એવા આચારો ઉપદેશવા આ કામ તે બેમાથી એકથી પણ ન થાત એવુ છતા, જોવા જઈએ તો મનુએ કહેલો જે ધર્મ તે વેદોમાનોજ છે મનુમા, રામ કૃષ્ણ તથા અર્વાચીન કુળના બીજા લોકોને વાહાલા લાગે છે એવા દેવો એઓની સ્તુતિ નથી તથા નિંદા પણ નથી અને રામાદિવિષે તથા બીજા નકરાઓવિષે જે મતવાળો પાછળથી શુરૂ થયા તેઓવિષે ઇશારત પણ કરેલી નથી ગોસાઈઓ વિગર નિમિત્ત જતો ના લોકોવિષે, અથવા વિધવાઓએ સતી

જાતિનો આ ગ્રંથમાં ઉલ્લેખ નથી. બ્રાહ્મણો ગોમાંસ તથા બીજા પ્રકારનું માંસ ખાતા હતા, અને કનિષ્ઠ વર્ણોની સ્ત્રીઓ સાથે લગ્નો કરતા હતા. એ તથા અર્વાચીન હિંદુઓને જેઓનો કટાક્ષો આવે છે એવી બીજી ચાલો પણ, તે વખતે હતીઓ એવું તે ગ્રંથમાં વર્ણવેલું છે, અને તેમાંનું વર્ણન બારીક છે, માટે, તે બનાવનાર હશે એવો અંદેશો લેવાનું કારણ નથી.

મનુસ્મૃતિના કાળની અટકળ કરવાને ઉપર કહ્યાં તે વાજબી પ્રમાણો છે. મનુના કાળનો નિશ્ચય કરવાનું કંઈ કારણ નથી, કારણ જેમ ભગવદ્ગીતામાં કૃષ્ણ છે, તે પ્રમાણે આ ગ્રંથમાં, નાટકમાંના પાત્રને રૂપે, મનુ આવેલો છે. આ ગ્રંથની જોડણી કરનાર કોણ હતો, એવિષે તે ગ્રંથમાં કંઈ જણાવેલું નથી, તથા આ ગ્રંથઉપરનો જે પ્રાચીન ટીકાકાર કુલ્લૂકભટ્ટ તેના શકનો પણ કંઈ પત્તો લાગતો નથી. કુલ્લૂકે પોતાની ટીકામાં મનુના કેટલાએક મતો ઠીકઠાક કરવાના તથા કેટલાએક મતોમાંનો બાધિત ભાગનો ભાર ઉડાવવાનો પ્રયત્ન કર્યો છે; એઉપરથી એવું જણાય છે કે, કુલ્લૂકની વખતેજ લોકોના અભિપ્રાયો બદલાવા લાગ્યા હતા. મનુસ્મૃતિઉપરના કેટલાએક ટીકાકારો એમ કહે છે કે, મનુમાંના નિયમો આગલા યુગોને માત્ર લાગુ હતા, અમારા વખતોમાં તે લાગુ નથી. આ એવું કહેનારાઓમાંથી કેટલાએક ગ્રંથકારો ઘણા જુના છે, એમ છતાં, મનુસ્મૃતિવિષે એવી હદ કુલ્લૂકના ગ્રંથમાં એક વખત પણ આવેલી નથી, આ ઉપરથી એવો સિદ્ધાન્ત કરવો જરૂર પડે છે કે, જો કે કુલ્લૂક મનુથી ઘણો અર્વાચીન છે, તોપણ જે બીજા ટીકાકારોના અભિપ્રાયો વિષે ઉપર લખવામાં આવ્યું છે, તેઓ કરતાં એ ઘણો પ્રાચીન છે.

મનુસ્મૃતિ, એ સારીપેઠે વાંચી જોતાં, તેનો જે કાળ કહ્યો છે તે અણઘટતો છે એમ જણાતું નથી. એના ધર્મશાસ્ત્રસંબંધી ગ્રંથની રચના કરી તથા તે પણ એવી તજવીજથી કરી, આ વાત ઘણા પ્રાચીન કાળમાં થઈ એમ કહેવું શોભતું નથી, એવું કોઈ કદાચિત કહેશે, અને એવી સ્મૃતિ કરવાની તાકદ આવવા પહેલાં કેટલાએક દિવસ લોકો બેફિકર સમાધાનીમાં રહેલા જોઈએ તથા તેઓએ કંઈ નિયમો તથા કંઈ ચાલો ઠરાવી જોઈએ આ વાત ખચિત છે. પરંતુ યુનાની તથા બીજા જે લોકોનો

ઇતિહાસ આપણને ખબર છે, તેઓએ પોતાનાં રાજ્યોની અવ્વલીમાંજ પોતાના લોકોને કાયદો બાંધી આપ્યો હતો એવું છે. હવે, મનુસ્મૃતિમાંની રચના તથા તેમાંની બાબતો, એઓઉપરથી એમ જણાય છે કે, જ્યારે એ ગ્રંથ થયો, ત્યારે એ લોકો ઠીકજ સુધરેલા હતા, તોપણ આઉપરથી તેનું મૂળ અર્વાચીન છે, એમ સાબેદ થતું નથી, તથા આડીઅવળી બાબત હોવાથી ગ્રંથનું પ્રાચીનપણું પણ સાબેદ થતું નથી. એનો દાખલો,—એસ્કિમો લોકો, એઓ જેટલા હાલમાં સુધરેલા છે, તથા ઘણુંકરીને ૧૦૦૦ વર્ષો પછી પણ કદાચિત્ થશે, તેઓથકી રોમન લોકો ૨૦૦૦ વર્ષો પહેલાં વધારે સુધરેલા હતા.

---

# પૂરવણી અંક બીજો.

## જાતિઓમાંના ફેરફારોવિષે.

રાજપૂતોમાંથી કેટલીએક મૂળ પરદેશીઓમાંથી આવીઓ, આ વાત સંશયભરેલી છે

સિથિયન એટલે સ્કુથી લોકોમાંથી કેટલાએક લોકો ક્ષત્રિય જાતમાં આવ્યા, એમ કર્નલ ટાડ કહે છે, અને ઓરિએન્ટલ્ માગાઝીન, એમાં એક ગ્રંથકારે તેનું કહેવું કેટલેએક દરજ્જે કબુલ કર્યું છે. પહેલા જાતિભેદોના ફેરફારોનું વર્ણન કરતી વખતે આ ફેરફારવિષે મેં કંઈ લખ્યું નથી; પરંતુ જો એ ફેરફાર સાબેદ થશે તો બીજાઓ કરતા એ ઘણો મોહોટો છે. હવે, કર્નલ ટાડને પૂર્વતરફના દેશોવિષે જ્ઞાન મેળવવાની હોંસ છે, તથા તેની કારકીર્દિસુધી જે દેશવિષે લોકોને વધારે ખબર ન હતી એવા 'રાજસ્થાન' નામના દેશવિષે તેણે ઘણું વર્તમાન પ્રસિદ્ધ કર્યું છે, તેમાટે તેનું બોલવું માન આપવા લાયક છે, તેમજ ઓરિએન્ટલ માગાઝીનમાંનો ઉપર કહેલો ગ્રંથકાર પણ પ્રતિપાદિત વિષયમાં કાબેલ છે, તેમાટે પરદેશી લોકો ઊંચી જાતોમાં આવ્યા એ વાત કદાપિ આપણને ખબર ન હોયતો

તેઓને માલમ પડ્યા હશે; પરન્તુ એવું સાબેદ થાય ત્યાહાસુધી મને તે વાતનો ભરાય છે; અને આ વાતવિશે બધી બાબતનો વિચાર કરી જોતા મને એવુ લાગે છે કે, રાજપુતોમા જાટ નામની જે ખૂમ છે તે બાદ કરીને, બાકી સર્વ રાજપૂતો શુદ્ધ હિંદુઓ છે.



(પુરવણી અંક ચોથો, એની ચેવટે જે ટીપ લખેલી છે તે જો. ભા૦ ક૦.)



# પૂરવણી અંક ત્રીજો.

## હિંદુસ્થાનવિષે યુનાની લોકોએ લખેલી હકીકત.

સિકન્દર પાદશાહ હિંદુસ્થાનમા આવ્યો તે બીયાનદીસુધી આવ્યો, અને પછી દક્ષિણતરફ વળીને સિંધુનદ તથા તેની પૂર્વતરફનુ વે ગન એઓની વચ્ચેથી કૂચ કરીને પાછો ગયો. તેણે આ દે શમા રાજ મેળવવાનો પ્રયત્ન કર્યો નહીં, પરન્તુ તેનો ઈરાદો હિંદુસ્થાનમા પાછુ આવવાનો હતો, માટે તેણે અહમદશાહ દુ ગ્રાનીના પ્રમાણે, કેટલાએક રજવાડાઓનો મુલક લઇને તેઓના પ્રતિસ્પર્ધિઓને આપ્યો, અને તેઓની લોરતી કરી રાખી. આ કારણમાટે, તથા સિકન્દરનુ થોડુક લશ્કર આ દેશમા પાછળ રહ્યુ હતુ તથા સિવાય ઈરાણમા પણ કેટલુએક હતુ તેથી, પૌ રસ તથા બીજા રજવાડા તેનો પક્ષ ધરતા હતા, એમા કઈ આશ્ચર્ય નથી.

તે વખતે હિંદુલોકોમા જાતો હતીઓ, એ તે યુનાની લોકોને માહિત હતુ પરન્તુ તેઓએ ચારની "અથવા મિશ્ર જાત સુદ્રના પાચેની" સાત જાતો કરીઓ છે, તથા તેઓમાથી શૂદ્ર મૂળેજ ગાળી કાહાડ્યા છે.

તે વખતે ત્રણનકારના ગોસાંઈઓ હતા એવું વર્ણન છે, પરન્તુ તેઓ વાનપ્રસ્થરથ કિંવા સન્યસ્ત બ્રાહ્મણો હતા, કિંવા નિયમિત

મઠોમાંના ગોસાઈઓ હતા. એ ખુલ્લી રીતે સમજાતું નથી. સિકન્દરે કેટલાએક એવા લોકોને તેડું મોકલ્યું, પરંતુ તેઓ તેનીપાસે આવ્યા નહીં માટે તેણે તેઓ સાથે સંભાષણ કરવાસારૂ એક સરદાર મોકલ્યો. તે ગયો ત્યારે શેહેરબાહાર એક ક્રોશઉપર નાગા તથા ઉન્હામાં તાપતા, એવા ૧૫ જણા તેની નજરે પડ્યા: તેઓમાંથી કેટલાએક બેઠા હતા, કેટલાએક ઉભા હતા, તથા કેટલાએક સુતા હતા, પરંતુ જે તેઓનાં આસનો હતાં તેઓ સવારથી સાંજસુધી હાલ્યાં નહીં. પ્રથમ તેણે તેઓમાંથી એકને પુછ્યું; પરંતુ તેણે તેની સાથે બેહુરમતી ભાષણ કર્યું, તથા તેને કહ્યું કે જો મારીસાથે ભાષણ કરવાની તારી ઈચ્છા હોય, તો તું પોતાનાં કપડાં કાહાડી નાખીને આ પાસેના પત્થર ઉપર આવીને નાગો બેશ. (કેટલાએક ગોસાઈઓ એવી ડાંડાઇનું ડોળ હજીપણ ચલાવે છે.) એટલામાં તેઓના મઠનો મુખ્ય ત્યાંહાં આવ્યો, અને તેણે, ઉપલા ગોસાઈને ધિક્કારીને સિકન્દરના સરદારસાથે નમ્ર ભાષણ કરીને, તેને એમ જણાવ્યું, કે મારૂં તથા તમારૂં ભાષણ થવાનું સાધન અધુરૂં છે તથાપિ મને હિંદુતત્વવિદ્યાવિષે જેટલું સમજાવતાં આવડશે તેટલું હું કહીશ. તે મુખ્ય ગોસાઈએ પોતાનીસાથે મિસરને દરબારે આવવું એનો તેને કબૂલ કરવવાવિષે સિકન્દરે યત્ન કર્યો; પરંતુ તેણે તે બોલવું નાકબૂલ કરીને જવાબ આપ્યો કે, આ માટીના દેહમાં હું રહું છું ત્યાંહાંસુધી જે કંઈ મને જોઈએ તે હિંદુસ્થાનમાં મળે છે; અને એ શરીર છુટવું કે આ ગોહબતની ટકટકજ મટી ગઈ.

પેહેલો જે કુળજાતી વૈરાગી કહ્યો, તેને લોભ અઙ્ઝંકુશ થઈને, તે પોતાના ભાઈબંદોનું કહ્યું ન માનીને સિકન્દરસાથે ગયો. તેણે ઈશ્વરને મુકીને બીજાની ચાકરી કબૂલ કીધી માટે બીજાઓએ તેનો નિષેધ કર્યો. યુનાની લોકોએ તેને ઘણું માન આપ્યું. પછી તે ઈરાણ ગયા ઉપરાન્ત આજારી પડ્યો, અને ત્યાંહાં જે કરી પાળવાની તેને કહી તે, ઘણુંકરીને જાતીના સબબે, તેણે પાળવાની નાકબૂલ કરીને પોતે બળી મરવાનો નિશ્ચય કર્યો. પેહેલાં તેને સિકન્દર આડો આવ્યો, પરંતુ તેનું કંઈ ચાલ્યું નહીં, ત્યારે, તે શેવટને પ્રસંગે તે ગોસાઈનો મોહોટો સતકાર કરવો,

યો સિકન્દરે હુકમ કર્યો, અને તેને અતિશય બક્ષિસો

આપીઓ, તેઓ તેણે ચેહમા જવાની અગાઉ પોતાના દોસ્તોને વહેંચી આપીઓ. ત્યારે તેને શ્મશાનમા લેઈ ગયા ત્યારે તેને માથે તોરા હતા, તથા તે હિંદુસ્થાનની ભાષામા ગીતો ગાતો હતો. પછી લાકડા તથા બીજા જ્વાલાગ્રાહી પદાર્થોની જે ચિતા રચી હતી, તેઉપર જઇને તે સળગાવવાને તેણે આજ્ઞા કીધી, અને કંઈ ન ડરતા તે મરી ગયો, તે તેની શાન્તતા જોઇને યુનાની લોકોના દિલોઉપર તેવિષે સારી અસર પેદા થઈ.

તે વખતે કેટલાએક ગોસાઇઓ રસ્તામાથી જતા, અને જડી બુટ્ટીની, દ્રક્ષો, લેઇને ખાતા, તેલ મળ્યુ તો શરીરે ચોપડતા, શ્રીમાનોના ઘરોમા પેસતા પાત્ર પીરસેલુ હાથ ત્યાહાજ જમતા, અને કોઈ સભાષણ કરતુ હોય, તો તેમા મોહાડુ ઘાલતા, સા ગરા, કેટલાએક આના લોકો જે લેહેરીપણાનુ ડોળ ઘાલે છે. તેઓ સરખા તેઓ બવા હતા શિઆળામા તથા ઉન્હાળામા તેઓ નાગા ફરતા, અને વડના ઝાડો નીચે બેશીને પોતાનો કાળ ગુજારતા, તેઓમાથી કેટલાએક વડોનો વિસ્તાર શુમારે ૫ વિઘા હતો, અને તેઓ નીચે ૧૦ ૦૦૦ લોકો બેસનાજોગ છાયા હતી, એવુ વર્ણન છે

હાલમા કોઈએક જાતના ગોસાઈઓ માથાના વાળોની જટા વધારી દેઇને તે પાઘડીસરખી બાંધે છે, તેપ્રમાણે પેહેલા બવા કરતા હતા, એવુ એક ગ્રંથકારે લખ્યુ છે

માંદા પડવુ એ અપ્રતિષ્ઠાનુ કામ છે એવુ તેઓ સમજતા, અને કોઈ માંદો પડ્યો તો, તે આત્મઘાત કરીને પોતાના આયુષ્યનુ શેવટ કરતો, એવુ કહ્યુ છે જેઓ તત્ત્વવેત્તા હતા, તેઓ આત્મઘાત કરવો પસંદ ન કરતા, અને એમ કરવુ એ હલકા પણાનુ કામ છે એમ સમજતા પરંતુ બરાબર જોતા, આ બાબદમા તે વખતના વિદ્વાનોના મતો, તથા તેઓનો ક્રમગોપાત થએનો આચાર, એ બંને ઘણુકરીને હાલના પ્રમાણેજ હતા, એમ જણાય છે

તે વખતે, જુદીજુદી જાતોનો શરીરસંબંધ થઈ શકતો ન હતો, અને એક જાતીનાને બીજી જાતીનો ધંધો કરવાની પરવાનગી ન હતી, પરંતુ કોઈનો જન્મ ગેહપિણ કુળમા થયો તો તેને તત્ત્વવેત્તા થવાની હરકત નથી, આ પ્રમાણે વર્ણન છે.

હાલના મેળાઓમાંપણ બધી જાતોના લોકોને જવાને આડ કાંઈ નથી, પણ સિકંદરની વખતે પણ તે તેવાજ હતા, કેમકે (ગૃહસ્થ, મુની, તથા ન્યાયાધીશ, એ ત્રણે ધંધા કરીને, પ્રસંગ-વશાત્ લડાઈ કરવાને, તથા બીજા ધંધા ચલાવવાને પણ બ્રાહ્મણોને પરવાનગી હતી, આ વાતનું ભાન ન હોવાને લીધે,) તેવા ધંધા કરનારા બ્રાહ્મણો, પછી વાનપ્રસ્થ અથવા સંન્યસ્ત થઈને તેવા મેળાઓમાં આવ્યા હતા, તથા તેઓનું સ્વરૂપ ન ઓળખીને સર્વ ધંધા કરનારા લોકો આ મેળામાં હતા, એવું કહીને તે યુનાની લોકોએ ગડબડ કરી હશે કિંવા નહીં, આ વાતનો સંશય છે.

બીજી વર્ણોવિષે વધારે કંઈ કહેવાનું નથી, પણ શૂદ્રોના વર્ણની આકરેપણાની રિત તે વખતેજ છુટી હતી એમ જણાય છે.

બીજી વખતે જેમ ઘણા સ્વતંત્ર સંસ્થાનો હિંદુસ્થાનમાં હતા, તેમજ તે વખતે પણ હતા એમ જણાય છે. તે વખતના હિંદુસ્થાનમાંના રાજાઓપાસે જે લશ્કર હતું એવું કહ્યું છે, તે ઘણું-કરીને અતિશયોક્તિ છે; એનું દૃષ્ટાન્ત,— તે વખતે પંજાબમાં ઘણા રાજ્યો હતા; તેઓમાં પૌરસ કરીને એક રાજા હતો, તેની પાસે ૨૦૦ હાથી, ૩૦૦ રથ, ૪૦૦ ઘોડેસવાર, તથા ૩૦,૦૦૦ તૈયાર પાયદળ આ પ્રમાણે લશ્કર હતું, એમ છતાં, (જો રથોને બદલે તોપો ગણી તો) બધો પંજાબ જેના તાબામાં હોઈને બીજા ઘણા દેશોઉપર જેની સત્તા હતી એવો જે રણજીતસિંગ, તેનું લશ્કર પણ તેટલુંજ હતું, એવું સર્ અલેક્ઝાન્ડર બર્નેસ્ સાહેબે લખ્યું છે.

તે વખતે હિંદુસ્થાનમાંના રજવાડાઓએ જે નજરાણા આપ્યા તેઓઉપરથી, આ દેશ તે વખતે શ્રીમાન્ હતો એમ જણાય છે.

જહિલમ તથા ચિનાબ આ નદીઓ વચ્ચે ૧૫૦૦ શેહેરો હતા, એવું એક ગ્રંથકારે લખ્યું છે, તેઓમાંથી તેની અતિશયોક્તિને માટે ઉપરના આંકને જો સંસ્કાર આપ્યો, તો બાકી રહેના શેહેરોની સંખ્યાઉપરથી તે દેશ શ્રીમાન્ હતો એમ જણાય છે. પાટલિપુત્ર શેહેર ચાર કોસ લાંબું તથા પોણો કોશ પોહોળું હતું, અને તેને ફરતો ઊંડો ખાડ તથા ઉંચી દીવાલ હતી, અને તેને ૭૦ બુરજ તથા ૬૪ મોહોટા દરવાજા હતા એવું વર્ણન છે.

લોકોની સ્થિતીનુ જેટલું જ્ઞાન વેપારઉપરથી થાય છે, તેટલું
બીજી કોઈ પણ વાતે થતુ નથી. આ ન્યાયે જોતા જતા, સિ
કન્દર પછીના એક ગ્રંથકારે પરદેશસબંધી વ્યાપારના વિષેહે તથા
બંદરો ઘણા કહ્યા છે, તેઉપરથી તે વખતે આ લોકોની સ્થિતી
સારીજ સુધરેલી હતી એવું જણાય છે.
તે વખતે પોલીસનો બંદોબસ્ત ઉત્તમ હતો એવું વર્ણન છે,
એવું દૃષ્ટાન્ત,—ચન્દ્રગુપ્તની છાવણીમા સુમારે ૪,૦૦,૦૦૦ લોક
હતા, ત્યાહા દરરોજ ૩૦ રૂપીયા કરતા વધારે કીમતના માલની
ચોરીન થતી.
તે વખતે મનુમા કહ્યા પ્રમાણે કેટલાએક મંત્રીઓને મદદે લેઈ,
રાજા ઇનસાફ કરતો; પરન્તુ એવિષે યુનાની લોકોને વધારે માહિ-
તગારી ન હતી એમ જણાય છે. આ લોકોપાસે લેખી ધર્મ-
શાસ્ત્ર ન હતું એમ સર્વ યુનાની લોકોનુ મત હતું. એઓને
લીપિ પણ મૂળેજ ખબર ન હતી એમ કેટલાએકોનો અભિપ્રાય
હતો, તથા કેટલાએક ગ્રંથકારો, એઓની લીપિની તારીફ કરે છે,
—આપ્રમાણે આ વાતમા મતભેદ છે.
જમીનઉપર, મજુરોઉપર, તથા વેપારીઓઉપર, કરો એ
સાદેના હતા, એ તે વખતના સરકારનુ મેહસુલ હતુ. (મનુ
પ્રમાણેંજ) ઉત્પન્નનો એક ચતુર્થાંશ જમીનના કરને અવેજે લેતા
હતા, એવો લેખ છે, પરન્તુ બધી જમીન રાજાની, તથા તે,
ઉપનો કર લેવાને ઠરાવે તે જમીન ખેડુતોને આપે છે એમ ત્યાહા
ચુખુ લખેલુ છે. હાલના પ્રમાણેંજ તે વખતે કેટલેએક ઠેકાણે
આખા ગામમાના લોકો મળીને જમાતથી ખેતી કરતા હતા.
હાલના પ્રમાણેં તે વખતે પટેલો હતા એમ જણાય છે.
બધી વસ્તુઓને અન્તાવી છે તથા આખરી છે, પૃથ્વી ગોલ
છે, તથા જેણેં તે પેદા કરી, અને જે તેનુ પાલન કરે છે, તે
તેમા સર્વત્ર છે, સર્વ વસ્તુઓનાં મૂળો જુદા જુદા છે; જગત
પણીથકી થયુ છે, પેહેના ચાર મોહોટા તત્ત્વો વગર એના
પાચમા મહત્તત્ત્વથી સ્વર્ગ તથા નક્ષત્રમણ્ડળ એઓ પેદા થયા
છે; અને સર્વ બ્રહ્માણ્ડના મધ્યમા પૃથ્વી છે. આ પ્રમાણેં હિંદુ
ઓના મતો હતા, એવુ વર્ણન છે.
આમારા સરખા ગયા તમારા દેશમા કરતા હોય છે કે શું

એમ કેટલાએક બ્રાહ્મણોએ સિકન્દર સાથેના એક ગૃહસ્થને પુછ્યું. આઉપરથી એમ જણાય છે, કે યુનાની લોકોના શાસ્ત્રોવિષે તથા મતોવિષે હિંદુલોકોને તે વેહેલા કંઈ ખબર ન હતું: હિંદુઓના શિલ્પવિષ યુનાની લોકો કંઈ લખતા નથી, તેઉપરથી તેઓ જે દેશમાં ગયા હતા તેતરફ હાલ પ્રમાણેજ તે વખતે દેવાલયો વિશેષે સારા ન હતાં એમ જણાય છે. હિંદુલોકોની ગાયનવિદ્યા સારી ન હતી, એમ તે લોકોએ લખ્યું છે. પખવાજ, ઝાંઝ, તથા કરતાળ, એઓ સિવાય બીજાં વાજાં તેઓપાસે ન હતાં એવું કહીં લખેલું છે.

બાકીની કળાઓ હાલનીજ હાલતમા તે વખતેપણ હતીઓ એમ જણાય છે. લડાઈની વખતે રથોને ઘોડા જોડતા હતા, તથા કુચ કરવાની વખતે બળદો જોડતા હતા. આ કામમા ક્યારે કારે ઉંટોપણ લગાડતા હતા;—હાલ રેતીના મુલકમા માત્ર એઓ ઉપયોગમા લાવે છે. મોહોટા બોજને વાસ્તે હાથીઓના રથોપણ હોય છે' હાલની વખતમા તેના બે રથો ભાગ્ય જોવામા આવ્યા છે. હાથી પકડવાની તથા શિખવવાની રીત હાલ પ્રમાણેજ તેઓને ખબર હતી.

તે વખતે આ લોકો પાસે મોહોટા ઉમદા રંગો હતા, અને હાથની ચાલાકીથી કારીગરીનુ કામ કરવામાં, તથા પરદેશોમાંના પદાર્થો જોઇને તે પ્રમાણે કરવામા એ લોકો ઘણા ચતુર હતા.

હાલમા જેમ ત્રાંબાના વાસણો સાધારણરીતે સર્વ કામોમા વાપરે છે તેમજ તે વખતે પણ વાપરતા હતા, પરંતુ હાલમા ત્રાંબા ના કરતા પીતળનાં વાસણો વધારે વાપરે છે; પરંતુ પીતળ, એ ત્રાંબાકરતા વધારે બગડે એમ સમજીને તે વખતે પીતળ ઓછું વાપરતા હતા. તે વખતે મોહોટા મોહોટા રાજરસ્તા હતા, તથા દર અર્ધ કોશે એક ડાટેલો પત્થર એવા પત્થરો હતા, એવા લેખો છે.

હિંદુસ્થાનમાંના તેહેવારોની શોભાવિષે એક ગ્રંથકારે ઘણુ બખાન કર્યું છે. તે વખતના સમારંભોમાં પાળેલા સિંહો તથા બુહેર વાઘો લેઈ જતા હતા; અને ગાડામા ઝાડો મુકીને તેઓઉપર બેસાડેલા ગાનાર પક્ષીઓ પણ હતાં. એવા ઝાડો ફેરવવાની ચાલ બંગાલામાંના લગ્નસમારંભોમાં પેહેલા હતી,

અને ઘણુકરીને હજીપણ છે.[૧] તે વખતે પણ પિતરોની સ્તુતિ કરતા હતા, તથા તેઓને ઘણું માન આપતા; પરંતુ મુએલાંની મોહોટી કબરો બાંધતા ન હતા—એજ પ્રમાણે હાલમાં પણ વિલક્ષણ રેવાજ છે.

લગ્નના કાર્યમાં તેઓ પૈસા લેતા ન હતા, તથા આપતા ન હતા: આ ચાલ મનુપ્રમાણે હતી. અને હાલમાં પણ પાઠ તેવો છે.[૨]

તે વખતની સ્ત્રીઓ પવિત્ર હતીઓ, અને વિધવાઓએ સતી જવાની ચાલ તરતજ સુરૂ થઈ હતી. કંઈ પણ કરીને ધારેલું પણ જે પાર પાડશે તેને છોકરી આપવાની ચાલ તે વખતમાં સાધારણ હતી. તેવખતના રાજાઓપાસે દાસીઓ હતીઓ, તથા તેઓ મનુની વખતની દાસીઓ પ્રમાણે અંતઃપુરમા તો તેઓને ફરતી રેહેતી હતીઓજ, પરતુ શિવાય તેઓની સાથે શિકારે પણ જતી હતીઓ, તથા ત્યાહાં તેઓની અદબ રાખવાસારૂ મુસલમાન લોકોની પેઠે તજવીજો કરેલી હતીઓ; પરતુ રાજાઓના દરબારોમાં જે ગુલામગીરીની ચાલ મુસલમાનોએ અર્વાચીન કાળમા સુરૂ કરી, તે તે વખતે ન હતી. હિંદુસ્થાનના લોકો પોતાના રાજાસારૂ ઈશ્વરપાસે દુઆ માગતા હતા, પરતુ ઈરાણી લોકો પ્રમાણે તેઓની આગળ સાષ્ટાંગ નમસ્કાર કરતા ન હતા.

એઓનો આખો પોશાક બે ધોતીયાંનો હતો, એમ કેહેવામા આવ્યુ છે. કાનના ઘરેણા, તથા નકશીદાર જોડા, એઓ વાપરતા હતા. તેઓના કપડાં સફેદ રૂના હતા, તથા તેઓમાથી ઘણાઓના છીંટના હતા. સોનાના ઘરણા તથા ઝવેર એઓનો પણ ઉપયોગ કરતા; અને જોકે બીજી વાતોમા તેઓ મિતવ્યયી હતા, તોપણ પોશાકની બાબદનો ખરચ ઘણે ખુલે હાથે કરતાં. મોતીઓ તથા ઊંચા રત્નો, એઓ તેઓમા સાધારણ હતા. હાલ પ્રમાણેજ મોહોટા લોકોના ઉપર છત્રીઓ ધરતા હતા.

---

(૧) મુંબઈમાં પણ એવા બાગો લેઈ જાયછે, અને તેઓને વાડીઓ કહે છે. ભા૦ ક૦

(૨) ...માં એ ચાલ સર્વત્ર નથી. ભા૦ ક૦

(દક્ષિણમાં તથા દક્ષિણહિંદુસ્થાનના બીજા ભાગોમાં મનુએ કહેલા દેશોના ભાગો ઘણુંકરીને તેનાને તેવાજ રહેલા છે; તથા ત્યાહા આ અધિકારીઓને દેશમુખ કેહે છે,* અને તેઓના પ્રદેશને સરકાર અથવા પ્રાન્ત એમ કેહે છે. જ્યાહા સરદેશમુખીના ઓહોદાનો છેક લોપ થયો છે, ત્યાહા પણ એ દેશવિભાગો હમેશાં વહિવટમા છે. સરદેશમુખોનો વંશપરંપરાનો ચિહનીમ સરદેશપાણ્ડે આ નામેં અદ્યાપિ વહિવટમા છે.)

એની નીચેના દેશવિભાગને સઘળા હિંદુસ્થાનભર પરગણું આ નામે અદ્યાપિ ગણે છે, પરંતુ તેમાના કામદારોને કંઈ વંશપરંપરાની જમીનો તથા હક્કો એજ મું તો મળે છે, તેઉપરથી તેઓને જાણવા; અથવા એથી વધારે કહું તો તેઓપાસે જમીનસબંધી બધા બારનીશીના ચોપડા તથા બીજા કાગળપત્રો હોય છે.* હાલમા મનુ પરગણામા સો સો ગામો હોતા નથી, તથા પેહેલા પણ કાગળઉપર માત્ર હશે, વહિવટમા હતા એમ જણાતુ નથી. ઘણુંકરીને બધામા સોથી ઓછા ગામો હોય છે, કેટલેએક ઠેકાણે એથી ઘણી વધારે અથવા અતિ કમી સંખ્યા હોય છે, પરંતુ એવા ઉદાહરણો જવને.

શુદ્ધ હિંદુઓની કારકીર્દીમા પણ પરગણાના મુખ્ય અમલદાર પાસે પોલીસનો તથા મહસૂલનો માત્ર અમલ હતો એવું મળવે છે. તેના હાથ નીચે તેના સરઓજ વંશપરંપરાનો હિસાબ રાખનાર અમલદાર હતો, અને હાલમા, ઉપર કહેલા મુખ્ય અમલદાર કરતા એ બીજા અમલદારના હાથમા તેનું નીમેલુ કામ વધારે રહ્યું છે.

(દક્ષિણમા પરગણાના મુખ્ય અમલદારોને દેશમુખ અથવા દેસાઈ કેહે છે, તથા તેઓના હાથ હેઠેનાઓને દેશપાણ્ડે કેહે છે. હિંદુસ્થાનના ઉત્તરતરફના પ્રાન્તોમા આ અમલદારોને ચોધરી તથા કાનેંગો એમ કેહે છે.)

પરગણાની હેઠેના જે વિભાગ, તેનુ નામ માત્ર હાલમા રહ્યું છે. (નાઇક્વાડી, તર્ફ, વિગેરે તેઓના નામો છે.)

મનુમાના દશગ્રામાધિપતિ તથા વિંશગ્રામાધિપતી, એઓની બરાબરીનો એ ઓહોદો છે. આ વિભાગોની માળીકાને શેવટે ગામ અથવા ગામડા, એ વિભાગો આવે છે.

(બ)—દક્ષિણમા તથા ઉત્તરહિંદુસ્થાનના પશ્ચિમતરફના તથા વચલા ભાગોમા, એને પટેલ કેહે છે. બંગાલામા, મણ્ડલ કેહે છે અને બીજે ઘણે ઠેકાણે, (તેમાથી પણ મુખ્યત્વે કરીને જ્યાહા ગામડામાના વગરપરગના જમીનદારો હાલમા છે, અથવા થોડીજ મુદત ઉપર હતા ત્યાહાં,) મુકાદમ કેહે છે.

(ક)—એને ઉત્તરહિંદુસ્થાનમા, પટવારી; દક્ષિણમા, કુલકરણી, દક્ષિણહિંદુસ્થાનમા, કરનમ્, તથા ગુજરાતમા, તલાટી એવા નામો છે.

(ડ)—ઉત્તરહિંદુસ્થાનમા, પાસબાન, ગોરાયત, પૈક, દૌડાહ, ઇત્યાદિ; દક્ષિણમા, મ્હાર; દક્ષિણહિંદુસ્થાનમા તિનારી, અને ગુજરાતમા, પગી; એવા નામો છે.

(ઈ)—શુદ્ધ બંગાલા, તથા (કદાચિત્) રોહિલખણ્ડ આ પ્રાન્તો બાદ કરીને સર્વ બંગાલ ઇલાકામા, ગામડામાના જમીનદારો, એવા નામના જુદા લોકો છે. રાજપૂતસ્થાનના કેટલાક ભાગમા તેઓ છે, તથા વખતે તે બધા દેશમા પણ થોડી વખત પેહેલા તેઓની સ્થિતિ હતી. ગુજરાતમા તેઓનો જમાવ ઘણો છે, મહારાષ્ટ્રમાના એકુનોમાથી અર્થાકરતા વધારે તેઓ છે; અને તામિલ દેશમાના એકુર્તામા પણ તેઓની સંખ્યા ઘણી છે. હાલમા જે દેશોમા એઓની સંખ્યા થોડી છે, તથા જે બીજા કેટલાએક દેશોમા એઓ મુજેજ નથી, તે સર્વ દેશોમા એઓ પેહેલાં એક વખતે સાધારણ હતા, એવુ માનવાને સારુ આધાર છે નર્મદાની દક્ષિણતરફના મુલકમાથી જે પ્રદેશો પેહેલા કહ્યા તે બાદ કરીને બાકીના તે પ્રદેશમા આ લોકોનુ નિર્મૂળ થયુ છે. મદ્રાસની ઉત્તરતરફ, સર્વ મદ્રાસઇલાકામા, નિજામના રાજ્યમા, તથા નાગપુર સસ્થાનના ઘણુકરીને બધા મુલકમા ખાનદેશના ઘણા ભાગમા, તથા મહારાષ્ટ્રરાના પૂર્વતરફના ભાગમા, એવા લોકો નથી તૈલંગણ ઓઢ્ર દેશ, તથા કાનડા પ્રાન્ત, આ ત્રણ જુના દેશોનો ઘણુકરીને બધો ભાગ ઉપલા રાજ્યમાના પ્રદેશોમા આવે છે, પરંતુ તે દેશોની સરહદ્દોની સાથે આ પ્રદેશની સરહદ્દો એટલી બરોબર મળતી નથી, માટે, તે તે દેશમાની પ્રાચીન રિવાજથી ત્યાહા ગામડામાના જમીનદારો નથી, એમ કેહેવાને વધારે આધાર મળતો નથી માળવા પાસેના પ્રદેશમા

એવા જમીનદારો સાધારણ છે: એવું છતાં, હાલ માળવામાં એઓ માહિત છે એવું જણાતું નથી.

(૬.)—ઉત્તરહિંદુસ્થાનમાં, એઓને ઘણુંકરીને ગામના જમીનદારો અથવા બિસવાદારો કેહે છે; બહારમાં, માલિક; ગુજરાતમાં, પટેલ; અને દક્ષિણમાં તથા દક્ષિણહિંદુસ્થાનમાં, મિરાસી અથવા મિરાસદાર, એમ કેહે છે.

"વંશપરંપરાએ ચાલતો આવ્યાથી, અથવા વેચાણથી, અથવા દાનથી, જમીનઉપરની માલિકીનો હક્ક હાલના ખેડુત લોકો પામે ખુલ્નો છે" એવો એક ગ્રંથકારનો અભિપ્રાય છે.

મૂળ ગ્રંથમાં લખ્યા મુજબ, ગામના જમીનદારોના હક્કોવિષે ઉલ્લેખ, બંગાલ સરકારના જે પશ્ચિમ પ્રાન્તો સંબંધી લેખો છપાયા છે, તેઓમાં વારંવાર આવ્યા છે. આ દેશમાંની જમીનઉપરની સત્તા ઈંગ્લંડ પ્રમાણેં પૂરી તથા વગરહરકતી નથી, એમ લાર્ડ મેટ્કાફનું જોકે મત છે, તોપણ જે માલેકી છે તે કોની પાસે છે, એવિષે તેના મનમાં સંશય નથી. "ગામના જમીનદારો, એટલે બિસવાદારો, એઓ માત્ર જમીનના ઘણુંકરીને માલિકો છે; બાકી બધાઓના દાવા પેહેલે જોતાંજ સંશયભરેલા છે."

મદ્રાસનો ગવર્નર સર્ ટામસ મનરો એના મત પ્રમાણેં લોકોએ મિરાસદારોનું માહાત્મ્ય ઘણું વધાર્યું છે, તથા તેઓની જમીન વધારે ફાયદાની છે એમ નથી; તથાપિ તે વેચવા જેવી છે એવું તે કબૂલ કરે છે. મહારાષ્ટ્રદેશવિષે કપ્તાન રાબર્ટસન્ નામે એક કલેક્ટરે કેટલાંએક વેચાણપત્રો દાખલ કર્યાં છે, તેઓમા કેટલાએક ગામવાળાઓએ પોતાના મિરાસીના હક્કો પેશવાને આપ્યા તેનું ખત છે. શિવાય, બીજા એક ગામમાં કુળનો નિર્વંશ થયો હતો, તેની જમીન તે ગામના બધા લોકોએ પેશવા પાસેથી કંઈ રૂપીયા લેઈને તેને આપી, અને આગળના માલિકોના હક્કો બાબદ અમે જવાબ આપીશું એવો કરાર તેને કરી આપ્યો, એવો એક લેખ છે.

મિરાસ, એ જે શબ્દ ઉપર લખ્યો છે તેનો જે અર્થ થાય છે તેનો, તથા જમીનઉપરના બીજી જાતોના હક્કોનો, ફરક ધ્યાનમા રાખવો [illegible]

મત્તા એનો થાય છે, અને એ અર્થે બધા પ્રકારના વંશપરંપરાના હક્કોને એ શબ્દ લાગુ પડે છે.

(ગ.)—ફ્રૉસ્ટક સાહેબ, કપતાન ગાર્ટસન્, વિગેરે લોકોએ કરેલા ગ્રંથોમા એવિષે હકીકત છે.

(ગઅ)—ગામમાની જમીનના હિસા પાડતી વખતે, પેહેલા જમીનદારોના એકંદર કુટુંબો પ્રમાણે જમીન વેહેંચી આપે છે; પછી તે કુટુંબોની જમીનના હિસા કરે છે; પછી હિંદુધર્મશાસ્ત્રમાના હિસેદારીના નિયમો પ્રમાણે તે હિસાઓના પેટાના હિસા પાડે છે. તેજ પ્રમાણે ગામસંબંધી બીજા કાયદાના પણ હિસા, પેટાના હિસા, વિગેરે પાડે છે; અથવા આખી પેદાશના આના, કેસ, વિગેરે દેશની ચાલ પ્રમાણે વિભાગો કરીને પ્રત્યેક માણસને તેના હક પ્રમાણે હિસો મળે એવી વેહેંચણ કરે છે.

એજ પ્રમાણે સરકારના દેવાના પણ હિસા તથા પેટાના હિસા પાડીને વેહેંચણ કરે છે; તેને માટે પ્રત્યેક હિસેદારને તથા પેટાના હિસેદારને, પોતાને માથે બોજો કેટલો છે તે સમજાય છે; તથા તેણે કરીને તેને પોતાની ખેતીવાડીનો તથા પૈસાકડાનો વેહેવાર બીજાઓનુ તત્ર છોડીને પોતાને ચલાવતા આવડે છે. એનો દાખલો,—મહારાષ્ટ્ર દેશમાં જમીનના હિસા પાડી આપવાનું જે કામ બધા હિસેદારોઉપર જતીમતીએ રહ્યુ છે; પરંતુ તેઓમા મુખ્ય એવો કોઈ નથી, પ્રત્યેક હિસેદાર પોતપોતાનો કારભાર જુવે છે, તથા ગામનો પટેલ બાકી રહેલો કારભાર કરે છે. હિંદુસ્થાનના બીજા ભાગોમા એ રિવાજમા ફેરફાર થયો છે; પરંતુ હિંદુઓની મૂળ રીતથી તે જુદો છે, માટે તેવિષે હું અહીંયા લખતો નથી.

(ઙ.)—જમીનદાર લોકોને જે હક્કો મળે છે તે આ પ્રમાણે,— પોતાની એકંદર પેદાશમાથી સરકારનો હિસો આપવાની અગાઉ થોડા અગર બાર ટકાનો હક એઓને છે, તથા તેઓની ભૂમ બાહારના લોકોની પેદાશઉપર તેઓને કર્યે હક્કો મળે છે; આ હક્કોને તામિલ દેશમા "સ્વામિભોગ્ય" (એટલે ધણીનો હિસો) કેહે છે, અને ઉત્તરહિંદુસ્થાનમા, "માલિકી રસૂમ" અથવા "જમીનદારી રસૂમ" કેહે છે. ઉત્તરહિંદુસ્થાનમા જમીનદારો સેકડે દસ ટકા જે હક મળે છે, તેમા ઉપર કહેલા બેઉ

હક્કો ઘણુકરીને હોય છે, અને ઘણુકરીને તેઓના બાપીના બના હકોમનથી થએલી નુકસાની પૂરી કરી આપવાસાર એ હક તેઓને આપ્યો હશે એમ જણાય છે; જ્યાહા કોઈ જમીનદારની જમીનનુ ભાડુ આવતુ હશે, ત્યાહા એ હકથી તેમા કંઈ ફેરફાર થતો નથી. કેટલેએક ઠેકાણે (જેમ ગુજરાત તથા ઉત્તરહિંદુસ્થાન, એઓમા) ખેતી ન કરનારા લોકો પાસેથી તેઓને કેટલાક હકો મળે છે, અને જ્યાહા ગામો વસાતા હોય છે, તે જગાના તેઓ માલેક હોય છે એવો પ્રકાર બીજે ઠેકાણે છે, માટે ગામમા રહેનારા બધા લોકો પાસેથી જમીનનુ ભાડુ અથવા તેને બદલે કંઈ ચાકરી તેઓ લેઇ શકે છે

જ્યાહા તેઓના કંઈ હકો સરકાર ખાઈ ગઈ એમ થયુ છે, ત્યાહા તેઓને પોતાની જમીનો બીજાઓને આપતા આવડીને નફામા કંઈ પણ મળે એવુ થવાને માટે, ઘણે ઠેકાણે તેઓઉપર ઓછો કર બેસાડેલો હોય છે, કેટલેએક ઠેકાણે (જેમ તામિલ દેશના કેટલાએક ભાગોમા તથા ઉત્તરહિંદુસ્થાનમા, જ્યાહા તેઓને ગડબડ દસ ટકાની નેમણૂક મળતી નથી ત્યાહા,) તેઓને તેઓના હકો મળતા હોય છે અને જ્યાહા તે હકો છેકજ થોડા હોય છે ત્યાહા બીજા ગામવાળાઓને જે હકો આપવા પડે છે તે એઓને માફ હોય છે ગામના જમીનદારોના હકો તથા તેઓને મળેલી માફીઓ, એઓ, તથા મુકાદમો અને બીજા અમલદારો, એઓને નીમેલા કામો કરવાબદલ જે હકો આપેલા હોય છે તે આ બેઉ બાબતો જુદી જુદીઓ છે, તેઓનો સમાસ એક ઠેકાણે કરવો નહીં જોઈએ કદાચિત ઉપલા વાક્યમાના બેઉ પ્રકારના હકો કેટલેએક ઠેકાણે એકજ લોકો પાસે હોઇ શકશે, પરતુ એમ થયુ તોપણ તેઓનુ રૂપ જુદુ જુદુ છે, તેઓમાથી પહેલા હકો જમીનની માલેકીથી ઉત્પન્ન થયા છે, તથા બીજા હકો કેવળ ચાકરીના છે, માટે જેની ચાકરી કરવાની તેની મરજીમાફક તે ચાકરી તથા નેમણૂક એ બને એક માણસપાસેથી લેઇને બીજાને આપતા આવડે છે

(એ)—રૈયત એ આરબી શબ્દ છે તથા આરબી ભાષામા તેનો ઉચ્ચાર "રએય્યત', એવો થાય છે, તથા તેનો અર્થ પ્રજા, નો થાય છે આ એજ અર્થે બધા મુસલમાન દેશોમા એ

શબ્દ ચાલે છે. કેટલાએક દેશોમા એનો અર્થ એથી ઓછો વ્યાપક હોય છે. હિંદુસ્થાનમા એના બીજા અથવા ગૌણ અર્થો આગળ લખ્યા પ્રમાણેં થાય છે;—૧. મેહસૂલ આપનારો માણસ.—૨. સાધારણ ખેતી કરનારો—૩. મૂળ ગ્રંથમા લખ્યા પ્રમાણેં, કૂળ.—રૈય્યત લોકો જે માણસની જમીનો ખેડે છે, તેઓના સંબંધથી આ લોકોને તેઓના "આસામી" કેહે છે.

(ક)—મદ્રાસ ઈલાકામાંના પ્રાન્તોમા આ વર્ગમાના લોકોને "ખુદકાશ્ત રૈય્યત" કેહે છે; "ખુદ" એટલે "સ્વ" અને "કાશ્તન" એટલે "ખેતી કરવી" એવો આ શબ્દનો અર્થ થાય છે; અને આ અર્થઉપરથી આ લોકો તે દેશમાની જમીનના માલેકો છે, એમ સાબેદ થાય છે એમ કેહે છે. રામમોહનરાય, એ ભરોંસો રાખવા જેવો ગ્રંથકાર છે; તેણેં, "પોતાના ગામની માની જમીનમા ખેતી કરનારા," એવો, "ખુદકાશ્ત," આ શબ્દનો અર્થ કર્યો છે, તથા એ અર્થ ખરો જણાય છે; કારણ, "પૈકાશ્ત" એટલે "બીજા ગામોમા ખેતી કરનારા" આ શબ્દની ઉપર હમેશા પેહેલા શબ્દનો ઉપયોગ કરે છે.

(ખ)—તામિલદેશમા તથા ગુજરાતમા, મિરાસદારોના હક્કો મારા સ્થાપેલા છે.

તામિલદેશમા તેઓ પાસે જમીનનો ભોગવટો વંશપરંપરાએ હોય છે, તથા તેને બદલે તેઓને એ સરકારનું મેહસૂલ, તથા ગામના જમીનદારોના હક્કો આપવા પડે છે—તે રોકડમા હોય છે, તથા ક્યારે ક્યારે કાચા મઝીના એક જુમલાથી વધારે હોતા નથી એ ઠરાવેલું હોય છે, પરન્તુ જો કે ઉપર લખ્યા પ્રમાણેં રૈય્યતનો હક જમીનદારોના હક્કોમાથીજ [illegible] છે, તોપણ રૈય્યત તે હક્કો વેચી શકતી નથી, આપી શકતી નથી, અથવા ઘરેણે મુકી શકતી નથી. ગુજરાતમા આ લોકોનો ભોગવટો એના જેવોજ પાકો છે, પરન્તુ જો ગામના જમીનદારોઉપરનુ સરકારનું મેહસૂલ વધ્યુ, તો તેઓનુ પણ વધારવામા આવશે એવો [illegible] હોય છે. તામિલદેશમા પણ તે બન્ને વર્ગોમધ્યે એવીજ સામ્યતા હોય છે એવું જણાય છે, પરન્તુ તેવિષે છાપી રીપોર્ટોમા ઉલ્લેખ નથી. આ લોકોને વંશપરંપરાના ભોગવટાનો અધિકાર છે, અને પડોસના ગામોના વહિવટ

કજીઆના કરારની મિનિટ લખતી વખતે, કોલ્‌બ્રુક સાહેબે એક
લખ્યું છે, કે "જમીનદારો તથા કુળો એઓના હક્કોનો તોડ
પાડીને બંદોબસ્ત કરનારો એક અતિ બુદ્ધિમાન્ સરકારી અમ-
લદાર ઘણે સાવધ ચિત્તે ચોકસી કરતા છતા પણ, તેને કંઈ નિ-
યમ જડ્યો નહીં; અને ઇનસાફની કોર્ટમાં જે બીજા ઘણા
કજીઆ ચુક્યા છે તેઓની હકીકતઉપરથી પણ રૈયત તથા
જમીનદાર એઓના સંબંધની સ્થિતિવિષે એવોજ નિર્ણય થાય
છે." એ મિનિટ ઇ૦ સ૦ ૧૮૧૨ મા લખેલી હશે એમ
જણાય છે.

મુખ્ય કોર્ટમાના રાસમ નામે એક જડજે એક ઘણો વિ-
ચારજોગેલી મિનિટ ઇ૦ સ૦ ૧૮૦૭ ની ૨૨ મી માર્ચની, લ-
ખેલી છે; તેમા તેણે એવું લખ્યું છે, કે બંગાળામાના ઉપરના
પ્રાન્તોમાના કાયમના તથા ટુંકી મુદતનાં કુળોએ અમારો ધારો
કાયમ ઠરાવેલો છે, એવો દાવો ક્હીં પણ કરેલો નથી. બીજું,
આનો કાયમ ધારો ક્યારે ચાલુ હતો, તથા જમીનની કિમ્મત કેમ
પણ બદલાઈ છતા આ ધારો કાયમ રેહેવાનો હતો કે શું? આવિષે
તેણે. ખોળાખોળ કરી છે; અને શેવટે એવું લખ્યું છે, કે;—
દરરિવાજવિષે જો કોઈ કેહેશે, તો તે રૈયતના આવા હક્કોને હ-
મેશા પ્રતિકૂળ છે, અને જમીનદારો તથા તેઓકરતાં મોહોટા
મુલ્કદારો એઓ રૈયતથી જેટલું અપાશે તેટલું તેની પાસેથી
હમેશા કાઢતા આવ્યા છે, એવી તેઓની ચાલ મશહૂર છે.

(મ)—ઉત્તરહિંદુસ્થાનમા, પૈકાસ્ત; ગુજરાતમા, ગાંણવટી;
મહારાષ્ટ્ર દેશમા, ઉપરી; અને મદ્રાસ ઇલાકામા, પૈકારી તથા
પારકુડી; એવા એઓના નામો છે.

(ન)—આ લોકોને ઉત્તરહિંદુસ્થાનમા અશ્રાફ કેહે છે, અને
દક્ષિણમાના કેટલાએક પ્રાન્તોના પાડરપેશા કેહે છે.

(ઓ)—કેટલેએક ઠેકાણે બધા કાયમના કુળોઉપર એક
જાહેર અટાકાય છે, તેમાટે ગામના માલિકની જમીન સિવાય
ખાજીજમીન તેઓથી ખેડાતી નથી. તથા જે તેઓની ખેતીની
તથા ઘરથારની જમીન હોય છે, તેઉપર કેટલોએક કાયમ વેરો
જમીનદારને આપવો પડે છે. કેટલેએક ઠેકાણે એક ગામમાના
કાયમના કુળો તથા તે ગામના જમીનદારોપણ. પરગણાના

બીજા દેશના સાધારણ દુશ્મનો એઓને તે શિક્ષા કરે છે. દાવાગેની પોતપોતામાંની લડાઈઓ બધ કરવી, તથા કજીઆ ચુકવવા. એ પણ કામો તેણે કરવા એવું જણાય છે; પરંતુ આ અધિકાર જે અહીંમાના રાજાઓ વારવાર ચલાવે છે, તોપણ તેઓના દાવાદો મુનીપણે કબૂલ કરતા નથી. રાજપ્રમાણેજ પ્રત્યેક મુખ્ય મુખ્ય દાવાદના બીજા શાખાસંબંધીઓ હોય છે; તેઓ પાસે કુટુંબમાના મૂળ વતનોનો કંઈ હિસો હોય છે, અને જેમ રાજા સાથે મુખ્ય સરદારોનો સબંધ, નામના પરતંત્રપણાનો હોય છે, તેમ તે સરદારોસાથે એઓનો હોય છે. આ શાખા સંબંધીઓને તે સરદારોના ભાયાદો કેહે છે, તથા તે મુખ્ય સરદારોને રાજાના ભાયાદો કેહે છે."

સર્વે રાજપૂત દેશમા કેટલાએક ફેરફારે કરીને આજ પાઠ ચાલુ છે.

રાજપૂતોના સસ્થાનોમા મેવાડની પાયરી પેહેલી છે. તેમા, એક વખતે, સર્વે રાજ્યમાથી ત્રણ ચતુર્થાંશો કરતા વધારે મુલક આશ્રા ભાયાદો પાસે હતો; અને તેજ સસ્થાનમાના આણીતરફના એક રાજાની ટુકી નજરને લીધે ભાયાદોનો મુલક તેથીપણ વધારે થયો હતો.

(ક્યુ.)—૨૦૦ વર્ષોની આણીતરફ સર્વે રાજપૂત સરદારો (નિદાન મેવાડમાના તો) મુદતે મુદતે પોતાના મુલકની અદલાબદલી કરતા હતા, તેમાટે તેઓને એક ઠેકાણે, પોતાની મનેધીરે જોડીને અથવા કિલ્લા બાધીને, પોતાનો મુલક જોરાવાર કરવાને હરકત આવી હશે; તથા આ રિતે આ લોકોની સ્વતંત્રતાના જોરઉપર કંઈ ટાઢાડુ પાણી પડ્યુ હશે.

આ તોડી આપેલી નેમણુકો ઘણી જલદી વધતી ચાલવાથી બાકી રહેનો દેશ ન જવામાટે, આ રાજાઓને કંઈ યુક્તિ કાઢવાની જરૂર પડી હશે. મારવાડ દેશ મૂળના રાજાએ લીધા ઉપર, થોડીજ પેઢીઓ પછી રાજાનો ખાનગત મુલક એટલો નાહાનો થયો, કે એક રાજાના છોકરાઓને તેઓના લવાજમસાર આપવાને વધારે કંઈ ન રેહેવાથી તેઓને પોતાના ગુજરાનસારૂ પરદેશોઉપર સવારીઓ કરવી પડીઓ; અને મેવાડમા, પેહેલાના એક રાણાના કેટલાએક વંશજોને એક પછવાડેનો પેઢીમાના

પુરૂષોએ રદ કરીને તેઓનો કેટલોએક મુલકપણ લીધો હતો, એવું સમજાય છે.

(૨.)—આગળનું વર્ણન બને પ્રકારની જાહગીરોને લાગુ છે. લશ્કરી ચાકરી ને બદલે જે જમીનો આપેલીઓ હોય છે, તેઓનો વહિવટ કરનાર મુવો છતા, તેના પેટના વંશજોને કેટલોએક નજરાણો ભરવો પડે છે, અને જો વારસ દત્તક હોય, તો તેકરતા પણ ભારે રકમો ભરવીઓ પડે છે. શિવાય, રાજાને પ્રસંગવશાત્ જરૂર પડે તો કંઈ બાજો આપવા પડે છે. તે જમીનોની નેમણૂક જેટલી મુદતની હશે, તેની પેલીમેર તે પેશ્વાથી અથવા ઘણે મુકાતી નથી. મૂળ જાહાગીરના પેટાની જાહગીરો પાડી આપવાની ચાલ રાજપૂતો શિવાય બીજાઓમા સાધારણ નથી; પરંતુ તે લોકોમા, એ શિરસ્ત બધે ઠેકાણે છે.

જ્યારે આ નેમણૂકો પ્રથમ તોડી આપીઓ, તે વખતે ચાકરીની હદ નોહોતી, તથા ચાકરીબદલ શિવાય નેમણૂકો પણ નોહતી.

ચાકરી મ-લ, અથવા ચાકરીનું કારણ પડશે ત્યારે તે ન કર્યા બદલ, ફાનપ્રમાણે જાહગીરદારે રકમ ભરવી, એવી મોંઘા લોકોમા સાધારણ ચાલ હતી, અને રાજપૂતોમા એવાજ પ્રગટે